

# કવિતા

વર્ષ ૩૧

તંત્રી-સુરેશ દલાલ • અંક ૧૮૨ ડિસેંબર ૧૯૯૭ • પંદર રૂપિયા • જન્મભૂમિ પ્રકાશન




illage of memory.
mber of lanes in the village
lanes bathing in the dust
ose
ootprints
are in the
dust?

How
do
I
count
the
foot-
prints
as
I
lose
the
track.

A
whirlpool
swings
in my
t
e
a
r
s.

A house of memory.
Neither a balcony
nor a roof on the house.
A cyclone hits the house,
How can I stay in the house?
Or, how can I abandon the house?
Now,
merely a memory of memories...



નર્મદ

ડગલું ભર્યું કે ના હઠવું ના હઠવું.

❑ **મહેશ દવે**

શ્રાવણી સવારની ભીનીભીની છાબમાં
ટહુકાનાં ખીલ્યાં ગુલાબ
- ગુલાબ મારાં કોણ લેશે ?

શ્રાવણી બપોરની ભીનીભીની છાબમાં
તડકાનાં ખીલ્યાં ગુલાબ
- ગુલાબ મારાં કોણ લેશે ?

શ્રાવણી સાંજની ભીનીભીની છાબમાં
સળવળતાં કોનાં ગુલાબ
- ગુલાબ મારાં કોણ લેશે ?

શ્રાવણી રાતની ભીનીભીની છાબમાં
સપનાનાં ઊઘડે ગુલાબ
- ગુલાબ મારાં કોણ લેશે ?

કોઈ મને ક્યારે કહેશે ?
ગુલાબ મારાં કોણ લેશે ?

❑ 509૬૪

## ❑ આવશો ? ❑ નલિન રાવળ

ક્ષિતિજની પાર પળતા
ચન્દ્રની પૂઠે જતા
તારકોનાં તેજપગલા નીરખતો
વહેલી સવારે નીકળ્યો'તો
સાદ દેતો હરઘડી સૌને
કોઈ ના આવ્યુ કને
સૌ દૂર ક્યા સરતુ ?
રે
કોઈ ના આવ્યુ    મારી કને
મે સ્વપ્નપુષ્પો સાચવીને અર્પવા રાખ્યા હતા
મધ્યાહ્નમા
તાતાકિરણમા આર્ત કઠે પુકારુ
આમ આવો આ તમારુ છે
તમે લઇ જાવ
પણ કોઇ ના આવ્યુ
કોઈ ના ફરક્યુ અહીં મારી કને
ઢળતી બપોરે
પથ ઉપર ફરતો ફર્યો અર્પવા સૌને મથ્યો
ના કોઇ મારી પાસ કોઈ ના ઢૂકયુ
એકએક જણ પૂછ્યા વગર-માગ્યા વગર
પડખે થઇ ચાલ્યુ ગયુ
હાલો વિમાસુ
શુ હતુ એવુ ?
શુ હતુ આ હાથમા મારા ?
જે લઈ જવાનુ એ બધા વીસરી ગયા ?
એ હવે આ હાથને
વેદનાના ભારથી પીડે
હવે
નગરને ગામ ભમતો
ઘરઘર બારણે ઘૂમતો
કરગરુ છુ
લો
આ રહ્યુ- આ તમારુ છે

આ હાથમાંનું જે બધું તે તમારું છે
પણ
મોં ઉપર પછાડી બારણાં ચાલ્યા ગયા
સૌ પછાડી બારણાં મોં ઉપર ચાલ્યા ગયા
શું કરું?
ક્યાં જાઉં?
પ્રસરતા અંધકારે ભીંસતા આ આભની નીચે ઊભો છું
રાહ જોતો ક્યારનો
ના કોઇ આવ્યું.. કોઇ ના આવ્યું કને
તમને પૂછું છું
આવશો? આવશો લેવા?
આ હાથમાં જે કંઇ તે તમારું છે.

❑

### ❑ ગીત ❑ રવીન્દ્ર પારેખ

અડધી અડધી છતરી ઓઢી
તોપણ પલળ્યાં પૂરું,
હોઠ ઉપરથી નામ મેં ચાખ્યું,
એ પણ લાગ્યું તૂરું...

જળની વચ્ચે ટાપુ જેવો
ભરવરસાદે તડકો
વીજળી બીજું કાંઇ નથી
છે મેઘધનુનો ભડકો
તું વળગે આકાશ બની
તો હૈયું ધબકે ભૂરું...

વીજળી જેવું સોંસરવું તું
મારી ભીતર પડતી
ને શોધું હું તારી ભીતર
તો કંઈ તું ના જડતી
હું વાદળ, તું જળ એમાંનું
તોય તને હું ઝૂરું...

❑

## પૃથ્વીની જ્વાલા ☐ મકરન્દ દવે

પૃથ્વીને પેટાળે જ્વાલા ભભૂકે ભાઇ,
 જ્વાલાને કોણ અહીં ઠારે ?
રે ભાઇ, કહો જ્વાલાને કેમ કરી ઠારે ?
બાર બાર મેઘ ભલે ખાંગા થઇ ભીંજવે
 પૃથ્વી ભૂંજાય હાયકારે,
રે ભાઇ, કહો જ્વાલાને કોણ અહીં ઠારે ?

સૂરજને ખોળે એ ઊછરી ને સૂરજના
 ભડકા રાખ્યા છે એણે ભારી,
લીલીછમ કાયાથી ભરમાતા લોક
 એની ઊંડી ભાળોને લવકારી,
ઘોરી નસ દાબી જુઓ તો જણાય
 એને અગનિના ઘોધવા ધમારે-
રે ભાઇ, કહો જ્વાલાને કોણ અહીં ઠારે !

પૃથ્વી, વિચ્છેદની તું કન્યા, વિજોગની તું માતા
 લખ્યો એક વિરહાનલ તારે લલાટે,
રાતદિન ઝંખે તું ઊડીને ખાખ થવા
ભોલેબાબાના શૂન્ય ઘાટે,
પૃથ્વીના લાવા હું અંગે લગાડું તો
 નભગંગા ક્યાંક મને તારે.
 ને મંન મારું ગાઇ ઊઠે મેઘમલ્હારે-
રે ભાઇ, કહો જ્વાલાને કોણ અહીં ઠારે ?

☐

## નિરાશા ☐ ચંદ્રકાન્ત ભટ્ટ

વૃદ્ધ થવા માટે
ધોળા વાળ હોવા
જરૂરી નથી.
અતીતમાં ફેંકી દેતી
એક નિરાશા જ
બસ છે.

☐

## ☐ મહેશ દવે

આ ખુલ્લું મોકળું ખેતર,
એમાં હળ હાંકતો એકલો અટૂલો ખેડૂત,
પરસેવો પાડી
એ ધાન પકવશે.
એ ધાન હું ખાઈશ,
જીવીશ.

આ ગલીને નાકે
પેલો સૂનો ખૂણો
પાસે જ વહેતી ગંધાતી નીક
ત્યાં બેસી ખીલીઓ ઠોકતો,
જોડા સીવતો મોચી
મારી ચપ્પલ સાંધશે, બૂટ સીવશે;
તે પહેરી કાંટાઓ અને તાપથી
હું બચીશ.

આટઆટલી મોટી મોટી ઈમારતો,
એમાં નાનીમોટી કેટલી ઑફિસો,
તેમાં કામ કરતા અસંખ્ય માણસો;
એ બધાં શું કરે છે,
મને ખબર નથી.
ઑફિસોમાં ફાઈલો, ફોન - કમ્પ્યુટરોની વચ્ચે
એ.સી.માં ટેબલ ખુરસી પર બેઠેલા માણસો;
એ બધાં શું કરે છે,
મને ખબર નથી.

## સાચી સાચી વાતો ☐ પન્ના નાયક

કે એ ખુશનુમા સવારે તારી આખની કીકીઓ સામે મીટ માડી બોલાઇ ગયુ
મારે હવે કોઇની જરૂર નથી, જોઇએ છે કેવળ હુ, તુ,દરિયો ને નાળિયેરી

તે હાથમા હાથ લઇ દાબી દીધો અને ટેરવાને વાચા આવી   સાચે જ
અને એ જ ઘડીએ પવન આવ્યો નાળિયેરી ઝૂકીને બોલી   સાચે જ
ભરતી ટાણુ નહોતુ ને મોજા પર મોજા ઊભરાયા,
ને સફેદ ફીણોએ કિનારે આવી, અડીને કહ્યુ   સાચે જ

વાત નાની હતી ને નાજુક
આટલી નાની વાતમા આવડી ઊંચી નાળિયેરી ને આવડો
વિશાળ દરિયો સમત થયા એનો પડઘો પડ્યો   સાચે જ

મે દરિયા કિનારા જોયા છે માઇલો સુધી વિસ્તરેલા દરિયાનુ મને
આકર્ષણ છે
દરિયે જાઉં, દરિયાની રેતીમા ડહોળાઉં
મોજાને સાકળુ દરિયે પગ લબાવી બેસી રહુ
સાત દરિયાએ મને સાત સાચી વાતો કહી છે
એ વરણાગી વાતો હુ ફરી કહુ તો નાળિયેરીના કાન ફાટે
હુ વાતોની વરણાગણ કોઇ વાત કરે ને મને પાન ઊગે
પૂનમની મસ્તી હોય, અમાસનો વૈભવ હોય
તોફાન, આનદ, ઉદાસી
સમજાય નહીં કે મારા મનમા ઊગે છે એ દરિયાના ભાવ છે
કે મારા ભાવથી દરિયો પાણી પાણી થાય છે   સાચે જ

નાળિયેરીના સુગધવનમા હુ સાપણની જેમ વિહરુ
ઊંચી ઊંચી કાયાના ચદ્રાકાર પાનમાથી પૂનમની ચાદની
તમે ઝીલો ને ઘાયલના 'ઘ' થઇને પડો
અને ઊડતા પવનને ગળે દરિયાનો રવરવતો રવ
દરિયાના પેટાળમા પરવાળુ થઇ પડી, કાચબાની પીઠે ચડી,
નાળિયેરીની નસોને એકીટસે જોવાનુ માર્દવ, સાચે જ

અનાયાસ દરિયો ને નાળિયેરી અડોઅડ થઈ ગયાં
નાળિયેરી લળી પડી દરિયા તરફ
દરિયાએ છીપલાં ખોલી
છાની છાની વાતો રેડી નાળિયેરીના કાનમાં :
આપણી સાચી સાચી વાતો
આ દરિયો ને નાળિયેરીનાં ટેરવાં એકવાર અડોઅડ થયાં
સાંજની ચુપકીદીમાં ગુસપુસ કરતું કોઈ બોલ્યું : 'સોહામણાં !'

ટેરવાં સચેત થઈ ગયાં આંખોમાં આસવ અંજાયો
પડખું ફરીને ગુસપુસ બોલી : સાચે જ

ખુલ્લી આંખોમાં સાંજનો ખુમાર હતો
પડદાની પાંપણો ઉલેચી આપણે બારી પાસે ઊભાં
ક્ષિતિજ પર ફાટેલા જ્વાળામુખી જેવા સૂરજનું લાલચોળ મ્હો
બે નાજુક પંખીની પાંખો વચ્ચે વિસામો લેવા નમ્યું
દરિયાને હાંફ ચઢી
સૂરજના પિપાસુ હોઠ બોલી ન શક્યા : સાચે જ
ને પછી એ ગુલાબી સાંજે તારી આંખની કીકીઓ સામે મીટ માંડી :
મારે હવે કોઈની જરૂર નથી
હું, તું પૂનમનો દરિયો ને
ચાંદની
ઝરતી
નાળિયેરી



### ❑ પ્રીતમ લખલાણી

રોજ સવારે
બાગમાં
માલણ મૂંઝાય-
શું વીણું ?
ટહુકો ?
કે પછી ફૂલ ?



## ભીતમાં પીપળો ઊગતો જોઈને ❑ જયન્ત પાઠક

સવારે સામેના ઘરની ભીંતમા એક પીપળો
નિહાળીને કૂણી અરુણ કૂપળોભેર ફૂટતો
છળી ઊઠયો છુ હુ મન ભીતર ભાવિ દરશને
શકુ છુ કલ્પી એ સકલ ક્ષયકર્તા સ્પરશને

હવે આ ફૂટયો તે પલપલ વધી ઘેઘૂર થશે
વિશાળી ડાળો વિસ્તરી પલકમા પર્ણસભરી
બધુ ઘેરી લેશે નગર નિજ છાયા - તિમિરથી
જુઓ જ્યા ત્યા ખાડા ઘર-નગર ખંડેર જ હશે

પછી ખંડેરોને તમસ નીરખુ પીપળ તળે
ઈંટો પ્હાણા વચ્ચે નીરવ પગલે શૂન્ય વિચરે,
બધુ સન્નાટામા, મરણનુ મહાકાય વિહગ
તીણી ચાચે ટોચે જીવન - નિજનો નિત્યભરખ!

શુ સામેની ભીંતે અરુણ કૂપળે પીપળ ફૂટયો?
નહીં, સાક્ષાત્ લોકક્ષયકૃત મહાકાલ પ્રગટયો

❑

## ફ્રાઉ આવા (જર્મન) ❑ રજની મહેતા

હુ તારી છુ
તુ મારો
આટલી વાત નિશ્ચિત છે
તુ વસે છે મારા હૃદયમા
અને નાનકડી ચાવી ખોવાઇ ગઇ છે
હવે તારે
સદાય માટે
ત્યા જ રહેવુ પડશે

## ગઝલ ▫ અશરફ ડબાવાલા

હોઠથી નામ સરી જાય અને વાત વધે.
વાત મનમાં જ રહી જાય અને વાત વધે.

મૌનમાં કોઈ ઢળી જાય અને વાત વધે.
કોઈના શબ્દ ફળી જાય અને વાત વધે.

ઘરથી શમણાંઓ લઈ રોજ ચરણ નીકળતાં;
ચાલતાં રાત પડી જાય અને વાત વધે.

સ્તબ્ધ જંગલ ને બધી બાજુ પવન પર પહેરા;
એમાં એક ડાળ હલી જાય અને વાત વધે.

જીવ ફેલાતો રહે દીપ સમું ઝળહળવા;
શગથી આગળ એ વધી જાય અને વાત વધે.

શૂન્યમાં લીન થતો જાઉં નિરાકાર થવા;
કોઈ આકાર ધરી જાય અને વાત વધે.

સર્વ સંચાર સકળ સૃષ્ટિ ધરાશાય બને;
એના પડઘાઓ શમી જાય અને વાત વધે.

□ સંજય શાહ

ખાલીપાથી ભર્યું ભર્યું આ જીવન ખાલીખમ
એકલતાનાં ઢોલનગારાં સંભળાવે પડઘમ

ખંડેર સમા છે દિવસો મારા જડે ન કોઈ સાથ
ભીંત ભૂલીને હવે ભીંતને ભરતો બાથંબાથ
ઠાલું ઠાલું હસી હસીને જંપ વળી જ્યાં ગોતું
મનની અંદર એક ખૂણામાં ચૂપકેથી કોઈ રોતું

એની વાતો, એની આંખો, પાયલની છમછમ
અતીત હવે તું બંધ કરી દે યાદોની સરગમ

હવે તો રસ્તો રોતો લાગે રોતાં લાગે આભધરા
મારી આંખો વરસે રાખે નથી રુદનને ધીર જરા
ગરમ હવામાં ઊડતી માટી આવી બાઝી જાય
મારા દિલના અગનતાપમાં જાતે દાઝી જાય

જીવન જાણે બારે મહિના રોવાની મોસમ
રોજ ખુશીના નામનો અહીંયા કરતો હું માતમ

□

## 'All I have is a voice'–ઑડન

□ ગ્રંથિન્

'કવિતા' દ્વૈમાસિકની પરંપરા રહી છે કે દરેક દિવાળી અંક કંઇક નવું નિરાળું લઇને આવે છે. ઑક્ટોબર - ૧૯૯૭નો 'કવિતા'નો વિશેષાંક એટલે બે ભાષાના કવિઓ અને બે પેઢીના કવિઓનો સમન્વય. અલબત્ત, સાચી કવિતા કોઇ આ કે તે પેઢીની જ નથી હોતી, એ સર્વકાલીન હોય છે. એની પ્રતીતિ કાન્ત અને ઑડનની કૃતિઓ આપે જ છે; તો મુકેશ જોશી અને હિતેન આનંદપરા આવતી પેઢીના આજે ઊછરતા કવિઓ છે. ડેમી કદનાં એકસો ચોસઠ પાનાંના આ દળદાર અંકમાં કાન્તનાં પ્રશિષ્ટ ખંડકાવ્યો, સાગર અને શશી, ઉપહાર, ઉદ્‌ગાર, આપણી રાત ઇત્યાદિ સાથે 'સાગર અને શશી'નો સુરેશ દલાલે કરાવેલો આસ્વાદ પણ છે. આ તંત્રીએ ચારે કવિઓની કવિતા વિશે સંક્ષેપમાં ઘણું કહ્યું છે. મુકેશ અને હિતેન મુખ્યત્વે રોમેન્ટિક મિજાજનાં ગીત - ગઝલો આપે છે અને 'શબ્દના બંદા' ઑડનનો આગવો પ્રભાવશીલ અવાજ મૂળ અંગ્રેજીમાં જ અહીં આસ્વાદ - આનંદ આપે છે. કાન્તનું છંદપ્રભુત્વ, વાણીની સઘનતા અને માધુર્ય, શબ્દશક્તિ અને અલંકાર - રીતિ માટે ઝાઝાં ઉદાહરણોની જરૂર નથી. કાન્તનું સમગ્રપણે કાવ્યસૌંદર્ય રસજ્ઞોને આનંદમુગ્ધ કરે છે :

**ધીમેધીમે છટાથી કુસુમરજ લઇ ડોલતો વાયુ વાય.**
**ચોપાસે વલ્લિઓથી પરિમલ પ્રસરે, નેત્રને તૃપ્તિ થાય;**
**બેસીને કોણ જાણે ક્યહિં પરભૃતિકા ગાન સ્વર્ગીય ગાય.**

મુકેશની બળકટ કલમ અવનવા વિષયો, ભાવવિચારથી ઘૂંટાયેલાં ને લયવૈવિધ્ય સિદ્ધ કરતાં ગીત આપે છે. હિતેન ગઝલનો ગઢ ગણાતા પ્રેમના મર્મસ્પર્શી ભાવ વિશેષ ઘૂંટે છે દીર્ઘલયનાં ગીતોય આપે છે.

**કાગળના જેવી ઉંઘાઇ ગઇ રે, સાવ માણસની જાત**
**અંદરથી આખી ખવાઇ ગઈ રે, સાવ, માણસની જાત (મુકેશ)**

□

**કો'ક ફરી આ આંખ વચાળે આવ્યું છે એ નક્કી**
**જગને છોડી એને જોવા આંખો થઇ ગઇ જક્કી. (મુકેશ)**

□

**એક પથ્થરમાંથી બનતા શિલ્પને આદર મળે**
**જો મઠારો જિંદગીને તો જ કંઇક નક્કર મળે (હિતેન)**

□

**પ્રિય ને તુજ નામ વચ્ચે મિત્ર લખવાનો વખત આવી ગયો**
**એક શબ્દનો વધારો કાળજા પર ડામ ઊંડા દઇ ગયો. (હિતેન)**

**['કવિતા', તંત્રી : સુરેશ દલાલ, ઑક્ટોબર - ૧૯૯૭, વર્ષ ૩૧, અંક - ૧. સળંગ અંક : ૧૮૧, સૌરાષ્ટ્ર ટ્રસ્ટ, જન્મભૂમિ કાર્યાલય, કોટ, મું.-૧. મૂલ્ય રૂા. ૩૦. વાર્ષિક લવાજમ : રૂા. ૮૦.]**

## 'આમ તો સઘળી જ ખુવારી ગઝલમાં હોય છે'

❑ જયા મહેતા

'મૂગામતર થઇ જુઓ' સગ્રહનુ અને સગ્રહની પ્રથમ ગઝલનુ શીર્ષક છે કઇ વેદનામાથી આ પક્તિ આવી હશે ? કવિ ભલે મુખરિત ન હોય, ન હોવો જોઇએ, પણ એ કઇક જુએ છે, ભાવકો સુધી પહોચાડવા ઝખે છે, એટલે તો લખે છે, તો મૂગામતર થઇ જોવાની વાત કેમ કરે છે, એમ પૂછીએ તે પહેલા જ, બીજી પક્તિમા એ ઉત્તર આપી દે છે

'ભીતરથી રણઝણશે જંતર, મૂંગામંતર થઇ જુઓ '

બધા બાહ્યાભ્યતર કોલાહલો શાત પડી જાય, મૂગામતર થઇ જઇએ, ત્યારે જ ભીતરની રણઝણ સાભળી શકાય, દર્પણના બિબ ફોડી નાખ્યા પછી જ ખુદની અદર ખુદને મળી શકાય 'હુ હુ રૂપી વીતે રાત' ત્યારે જ પ્રભાત થાય ભારતીય ચિતન - વિચારની પ્રણાલીને કવિએ નવીન, તાજગીભર્યાં કલ્પનોથી ગઝલરૂપે સચોટતાથી અવતારી છે ગઝલની આતરબાહ્ય શિસ્ત જાળવીને કવિએ નવાનવા પ્રતીક - કલ્પનો પ્રયોજ્યા છે આજે ગઝલ માનવપ્રણય અને ઇશ્વરપ્રેમના વિષય પૂરતી મર્યાદિત નથી રહી એ તો સુવિદિત છે પ્રસ્તુત સગ્રહની ગઝલો પણ આ વાતની સાક્ષી પૂરે છે આ કવિનો આ બીજો જ ગઝલસગ્રહ છે, તેમા એક પરિપક્વ કલમની કાવ્યાત્મકતા અનુભવી શકાય છે

❑

હાથ ફેલાવીને અહી અવકાશ શોધું
એટલે કે હું મને ચોપાસ શોધું

❑

ટાંકણું પામ્યો ગઝલનુ એટલે
આંસુને પણ કોરવાની ક્ષણ મળી !

❑

વાત સોસરવી કે નીકળે,
શબ્દને પણ અણી હોય છે !

❑

સરળ એટલું કયાં સરળ થઇ જવાનું ?
- ને પથ્થર મટી જઇ કમળ થઇ જવાનું '

ટાકવા બેસીએ તો ઘણી ગઝલોના શેર દોડી આવે, ગઝલો જ દોડી આવે આખે આખી ભાર ન લાગે એવી સરસ શૈલીએ ચિતન - વિચાર અને વ્યાપક - ઊંડી જીવનાનુભૂતિ આ ગઝલમા અભિવ્યક્ત કરી છે પ્રસ્તુત સગ્રહને રમેશ પારેખની સક્ષિપ્ત પ્રસ્તાવના અને માય ડિયર જયુએ કરાવેલા એક ગઝલ - આસ્વાદનીય લાભ મળ્યો છે

[પટેલ સુધીર, 'મૂગામતર થઇ જુઓ', પ્ર આ ૧૯૯૭, પાર્શ્વ પ્રકાશન, ભાવનગર - ૩૬૪૦૦૨, ડેમી સાઇઝ, પૃ ૯૬, મૂલ્ય રૂા ૩૫ ]

## ભાઈ એ જ મિત્ર □ સુનીલ ગંગોપાધ્યાય □ સુશી દલાલ

(બંગાળી)

મારો જોડિયો ભાઇ દુઃખ, અહીં બહુ દિવસોથી ખોવાઇ ગયો છે
એની શોધમાં અહીં-તહીં જાઉં છું— આજકાલ સમય મળતો નથી
ક્યારેક ક્યારેક કોઇ કહે છે, તારા ભાઇને કાલે જોયો હતો.
ચુપચાપ ઝાડની નીચે વરસાદમાં પલળતો હતો.

થોડો ઉદાસ થાઉં છું, નવલકથામાંથી આંખ ઊંચી કરીને
સફેદ દીવાલ તરફ...
ચુપચાપ લાંબો શ્વાસ લઇને મનોમન પોતાને છેતરીને કહું છું
તે બહુ બદલાઇ ગયો છે

તે હવે મારા જેવો નથી રહ્યો
મારો જોડિયો ભાઇ દુઃખ, અહીં બહુ દિવસોથી ખોવાઇ ગયો છે.

મારા મિત્રનું નામ ચિરઋતુ, આ તો બહુ
પહેલાંની વાત
ત્યારે હવા હતી સોનેરી
ત્યારે આકાશ હતું અત્યંત વ્યક્તિગત
ત્યારે માંસના લોભમાં અમારામાંથી કોઇ નહોતું જાતું ઊંચા પ્રતિષ્ઠાનોમાં
ચપળ આગ ખાઇને મધ્ય રાતમાં દેખાયા હતા હજારો જાદુ
ત્યારે હવા હતી... ત્યારે આકાશ હતું... આ તો બહુ પહેલાંની વાત.

આજે કોઇ બીજાના ઘરમાં ઘૂસતાં જ બધી વાતચીત
બંધ થઇ જાય છે
વિષય બદલતા કોઇ કોઇ તો ગરમીમાં પણ ઠંડીથી ધ્રૂજવા લાગે છે
એમ તો સ્ત્રીઓ પણ
પોતાનો કઠોર ચહેરો વિચારહીન કર્કશ વાક્ય... હું પોતે જ ચકિત થઇ જાઉં છું
જાણે એક રણભૂમિ, પીઠ દેખાડતાં જ હશે સેંકડો તીર
મારા મિત્રનું નામ ચિરઋતુ... ચિરઋતુ ? ઠીક નામ
યાદ તો છે ને ?



## ઓધવજીની અકળામણ □ જયંત પાઠક

આજે ગોપી, કાલે ક્હાન રિસાય-
ઓધવજીને આટા ફેરા થાય

    હમણા મથુરા, હમણા ગોકુલ
    હમણા આકુલ, હમણા વ્યાકુલ

દોડાદોડી-ઓધવનો અડદાવો નીકળી જાય !

    બે અતર વચમાનુ અતર-
    અધરો મેળ તણો છે મતર

જુદાઇની જમનાની પહોળાતો પટ કેમ તરાય ?
    બે કાઠે સરખી આતુરતા
    વચ્ચે શી વસમી દુસ્તરતા !

ઊતરવુ જે તટ તે તટ આઘો ને આઘો જાય !
    વહાલ છતા આ શી વઢવાડો !
    રીસ-મનામણ રાતરી-દા'ડો !
પ્રીતની રીત ન જાણે અણઘડ ઓધાજી અકળાય



## આકાશ ❑ મોના કાણકિયા

વૃક્ષની શાખાઓના વળાંકમાંથી
ટુકડાઓમાં વહેંચાયેલું આકાશ
કે પછી
એ ટુકડો જ આકાશ
અગાધ કે વિશાળની પરિભાષામાં
પણ ન સમાય એ આકાશ
કે પછી
નજરને નજરથી કાપતું
એ સાંકડું આકાશ
પક્ષીના ટહુકામાં ગીત બનીને
વહેતું એ આકાશ
કે પછી
માત્ર ટહુકાને જીવંત
બનાવતું એ આકાશ
અનંત વિસ્તરેલા એ
આકાશના ઊર્ધ્વમૂલને
શોધતો હું હવે ક્યાંક
અટક્યો છું
કે પછી...
શું ત્યાંથી જ
શરૂ થશે આ આકાશ ?



## પચાસ વર્ષ ☐ વિપીન પરીખ

અફસોસ થાય છે
પાચ-દસ વર્ષ મોડો જન્મ્યો
નહી તો
''ચલો, દેશની હાકલ પડી છે'' નાદ સાભળી
હુ પણ ઘરની બહાર નીકળી પડ્યો હોત !
વાનરસેના ઊભી કરી હોત
ઘરે ઘરે ચોપાનિયા વહેચી લોકોને સાબદા કર્યા હોત
અને હાથમા ત્રિરગી ઝડો લઈ
પોલીસને થાપ આપી સરકારી કચેરી પર
તેને ફરકાવી
'જયહિંદ'ના નારાથી આકાશને ગજવી મૂક્યુ હોત
છૂપા રેડિયો સ્ટેશનેથી ખબરો ફેલાવી
શહેરને જાગતુ રાખ્યુ હોત અને
ગોરા અમલદારને લઈને જતી કોઈ ટ્રેનને ઉડાવી દેવાના
કાવતરામા હુ પણ સામેલ થયો હોત
ગાધીજીને પ્રણામ કરી
જીવનભરનુ ભાથુ ગાઠે બાધ્યુ હોત
અને ચપટી મીઠુ ચોરી કૂચમા ભાગ લઈ
ઈતિહાસને બદલવાના સ્વપ્ના આખમા ભર્યા હોત !
મારી નાનકડી પૂણીના થોડાક તાતણાથી
દૂરદૂરના કોઈ દીનહીન બધુના દેહને ઢાકવાનુ ગૌરવ માન્યુ હોત !
ફનાગીરીના સ્વપ્નો લઈ
રોજ સવારે સૂરજ ઊગતો હોત !
દેશની સ્વતત્રતામા રક્તની એકાદ ધાર
મારી પણ હોત !
ચાર દીવાલોમા બધિયાર મુક્તિની લાચાર હવા કરતા
ક્રાતિની ખુમારી ભરી અને થનગનતી હવામા જીવવુ
મને વધુ ગમ્યુ હોત !



# પ્રત્યેક સંબંધનું એક આયુષ્ય હોય છે

(હિન્દી)

રમેશ ઋષિકલ્પ ❑ કિશોર શાહ

સંબંધ
કોઇ આત્યંતિક સત્ય નથી
એ ભીતર ને ભીતર બદલાયા કરે છે
જૂના થતા કાગળની જેમ
અને આપણે
ધીરે ધીરે
એને સાચવવાનું પડતું મૂકીએ છીએ
કોઇ ભાંગી-તૂટી કારની જેમ
એને ઘરના ખૂણે નાખી દઇએ છીએ
ભંગારવાળાની રાહ જોતા
એના બદલાવને આપણે ગ્રહી નથી શકતા
માત્ર
અનુભૂતિ કરી શકીએ છીએ ખુદની ભીતર
કોઇ જૂના ખંડેરની જેમ
વેરાન અને એકલો રહી
ખરે છે એ ચૂપચાપ
જ્યારે એ વૃદ્ધ થાય છે
ત્યારે ચૂપ થવા માંડે છે
માત્ર આંખેથી દૂઝે છે
અશ્વત્થામાના જખમની જેમ
પ્રશ્ન આપણી ઇચ્છા
અનિચ્છાનો નથી
સંબંધે બદલાવું જ પડે છે
કોઇ પગરવ વિના
આગળ વધવાનું જ હોય છે
આયુષ્ય પૂરું કરવા
કારણકે પ્રત્યેક સંબંધનું એક આયુષ્ય હોય છે.

❑

## વૃદ્ધ પુસ્તક □ શિવકુમાર બટાલવી □ સુશી દલાલ

મારા દોસ્ત !
તારુ પુસ્તક વાચ્યા પછી
કેટલાય દિવસો થઇ ગયા
હુ સૂઇ ન શક્યો

મારે માટે તારુ આ પુસ્તક વૃદ્ધ થઇ ગયુ છે
એના શબ્દોના હાથ કપે છે
એની પ્રત્યેક પક્તિ કમજોર થઇ ગઇ છે
એ બળી બળીને બુઝાઇ ગયેલો
અર્થોનો અગ્નિ છે
એ મારે માટે કોઇ ચિતાની રાખ છે

હુ જ્યારે પણ વૃદ્ધ હાફતા
એના શબ્દ વાચુ છુ
અને કરચલિયાળા વાક્યો પર
નજર નાખુ છુ
ત્યારે ઘરમા ચિતાની
રાખ જોઇને ડરુ છુ
અને એના બળી ચૂકેલા
અર્થોના અગ્નિમા બળુ છુ
જ્યારે મારા ઘરમા
આ થાકેલી, વૃદ્ધ કિતાબ ખાસે છે
ઊંઘે છે અને હાફે છે
અર્થોનો ઘૂટડો માગે છે
ત્યારે મારી નીંદના માથામા
રાત કપે છે
મારા દોસ્ત !
એટલા માટે આ વૃદ્ધ પુસ્તક પાછુ આપુ છુ
જો જીવતુ મળે
તો પત્ર લખજે
રસ્તામા મરણ પામે
તો તમારા શહેરમા
કબરોની તગી નથી

મારા દોસ્ત !
તારું પુસ્તક વાંચ્યા પછી
કેટલાય દિવસો થઇ ગયા
હું સૂઈ ન શક્યો.

❑

## મૂરખ ❑ વિપીન પરીખ

એક કૂતરાના માલિકે
તેને ઢોર માર મારી
ઘરની બહાર કાઢી મૂક્યો.
પણ તે મૂરખ
વફાદારીના ખખડી ગયેલા આદર્શને વળગી
પૂંછડી પટપટાવતો, અપેક્ષાનું પોટલું જીભ પર હાંફતું રાખી
બંધ દરવાજાની બહાર આખી રાત ઊભો જ રહ્યો
મેં તેને કહ્યું,
''જરા સમજ,
આ ઘર સાથેનો તારો ઋણાનુબંધ
હવે પૂરો થયો
આ ઘરની માયા-મમતા છોડી બહાર પડ
આ મોટા શહેરમાં
બીજો કોઇ પણ સારો માલિક મળી જશે.
અને ન મળે તો પણ
પેટ પૂરતા રોટલાના બે ચાર કટકા તો
ગમે ત્યાંથી મળી રહેશે
પણ તે ત્યાંથી ખસ્યો જ નહીં.
સવારે જોયું તો દરવાજાની બહાર જ
તેણે પ્રાણ ત્યજી દીધા હતા.

❑

❑ મહેશ દવે

હુ ઊભો છુ
છલોછલ સરોવરની વચ્ચે
મને માત્ર અનુભવ છે રેશમ જેવા જળનો
ભરતી અને ઓટનો અનુભવ નથી

આસપાસ કેવળ જળનુ સુખ
મુખોમુખ માત્ર તુ
તુ સ્વય સરોવર
તારા વૃક્ષ સમુ માસલ હૂફાળુ
સરોવર તારો પારાવાર પ્રેમ

હુ તારા આખાય સરોવરને
મારી છાતીના કાળા વાળમા ગૂથીને બેઠો છુ
હુ સરોવરમા છુ
અને છતાય સમજી નથી શકતો
કે સરોવર મારી બહાર છે
કે તારી ભીતર

❑

## મધર ટેરેસા ❑ સુરેશ દલાલ

શ્વેત સાડીમા સજ્જ આસમાની કોરમા
મધર ટેરેસા જોયા આજે નમતા પહોરમા

પ્રભુની પ્રિયતમા જાણે જોઈ લિયો જ નિશ્ચલ
એક વ્યક્તિમા જોયા ગીતા, કુરાન, બાઈબલ

ઍરપોર્ટે થયો કેવો અચાનક અનુભવ
હજીય હવામા એની ઊડતી શ્વેત સૌરભ

❑

## વન્યસૃષ્ટિ □ હિમાંશુપ્રેમ '

વન્ય વિશ્વથી સકળ વહેવાર મારો છે,
પ્રકૃતિની હર ઋતુ તહેવાર મારો છે;

શંખ, છીપલાં, ફીણ, મોજાં, રેતની સુવર્ણ કણ
પુષ્પ, પીંછાં, પર્ણ, પરવાળા અને પાષાણ પણ
સાત રંગો મેઘના શણગાર મારો છે,
પ્રકૃતિની હર ઋતુ તહેવાર મારો છે;

શુષ્ક રણ, ટાપુ લીલાછમ, ભેખડો, ઘનઘોર વન
ખીણ, ગુફા, કોતરો, સમુદ્રતળ ને શિખર ઘન
બ્રહ્મથી જે વિસ્તર્યો વિસ્તાર મારો છે,
પ્રકૃતિની હર ઋતુ તહેવાર મારો છે;

ક્યાંક મૃગજળ, ક્યાંક જંગલ, ક્યાંક દરિયો ભીષણ હો,
શરદ, શિશિર, હેમંત કે વસંત, વર્ષા, ગ્રીષ્મ હો
દિવ્ય વૈભવ હો, છતાં પળવાર મારો છે,
પ્રકૃતિની હર ઋતુ તહેવાર મારો છે;

ઠેક, થનગન મોરની, કોકિલ, ભ્રમર - ગુંજનનો રવ,
વાંસ મર્મર, મેઘ-ઝરમર, સામટાં તમરાંનો રવ
હર નિસર્ગી ગીતમાં રણકાર મારો છે,
પ્રકૃતિની હર ઋતુ તહેવાર મારો છે;

સ્તબ્ધ મૃગલાં, મુગ્ધ સસલાં, પતંગિયાંના કંઈક રંગો,
ચંદ્ર કિરણો, વાદળો ને વમળનાં આછા તરંગો
ગહેક ગૂંથ્યો, મહેકતો દરબાર મારો છે,
પ્રકૃતિની હર ઋતુ તહેવાર મારો છે;



## ગઝલ ◻ અશરફ ડબાવાલા

બોર મેં ચાખ્યાં હતાં એ ક્યાં ગયાં?
રામ પણ આવ્યા હતા એ ક્યાં ગયા?

હું મને સંબોધી પણ શકતો નથી;
નામ તેં આપ્યાં હતાં એ ક્યાં ગયા?

છે ઠસોઠસ ફૂલથી આ ગામ પણ;
બીજ મેં વાવ્યાં હતાં એ ક્યાં ગયા?

મંજિલે ચકર્લુય ના ફરકે જુઓ;
દોડમાં ફાવ્યા હતા એ ક્યાં ગયા?

એક ડૂમાને જ એની જાણ છે;
પૂર જે વાળ્યાં હતાં એ ક્યાં ગયા?

કોઈ સીધું ઓરડા અંદર ધસ્યું;
બારણાં વાસ્યાં હતાં એ ક્યાં ગયાં?

ફૂંક છોને જૈ હવામાં ઓગળી;
વાંસ તો વાગ્યા હતા એ ક્યાં ગયા?

હું સવારે માંડ પહોંચ્યો દ્વાર પર
રાતભર જાગ્યા હતા એ ક્યાં ગયા?

બુદ્ધને પણ ક્યાં ખબર એની પડી!
ઘર તજી ચાલ્યા હતા એ ક્યાં ગયા?



## ગીત

તડાક દઈને તૂટતી ક્ષણનો ભાર લઈને
વગડાની છાતી પર જાણે બેસી રહીએ
હર્યાભર્યા આ ખેતર વચ્ચે સરતી જાતી
કેડીના એકાંત સોંસરા પેસી રહીએ
સીમને એ જ અભરખા
જળનાં તોરણ મૂકવા માથે,
નદી, વેકળા, ઝરણાંઓનું
સાજનમાજન સાથે,
હરિયાળીની ગંધ બધી યે, વધ્યાઘટ્યા બે
શ્વાસો માટે ચાલ, જરા ઉઘલાવી લઈએ...
વગડાને જો ટાઢ ચડે તો
વગડો કેવું તાપે,
દાવાનળનું કસ્તર
આંખોના ઊંડાણો માપે,
અંધારાના મૌનને ભીની આંગળીઓથી
ચાલ, જરા ફંફોસી લઈએ...
જળનું વસિયતનામું ચહેરે
છાલક થઈને વાગે,
પરપોટાના હસ્તાક્ષરથી
કાન સફાળા જાગે,
શાંત નીરમાં કાંકરીઓથી ઊભા થતા
એ આંદોલન સંકેલી લઈએ...

— સંજય પંડ્યા

## 'હરિ ! તારે છાંયડે બેઠો છું' ▢ ગ્રંથિન્

'માધવ, હુ જ તમારી રાધા
શા માટે આમ કરો છો મુજથી અળગા અળગા આઘા'

▢

'અહીં તો અચરજના નહી પાર !
રજરજમાં હું વ્રજને જોઉં સભર સભર કિરતાર !'

▢

ભક્તહૃદયની આર્ત વાણીના ગીતો આ સગ્રહની વિશિષ્ટતા છે, તો જીવનના તત્ત્વજ્ઞાનને સરલ - સરસ વાણીમા ગૂથી લેતા - ગીતો, અકુરાતા રોમેન્ટિક પ્રેમના તેમ જ પરિપક્વ સતુષ્ટ પ્રેમના ગીતો એની બીજી વિશિષ્ટતા છે

'એક છોકરો છોકરીને કાગળ લખે
અષાઢના પ્હેલેરાં વાદળ લખે'

અહીં કવિ 'અષાઢના પ્હેલેરા વાદળ' કહીને પ્રેમનો સકેત કરે છે, તો હવે કવિ મુખરિત પણ થાય છે

'- કમાલ કરે છે
એક ડોશી ડોસાને હજી વહાલ કરે છે'

કૃષ્ણપ્રેમ, પરમાત્માપ્રેમના કાવ્યો લખનાર કવિ જીવનને જ્ઞાનદષ્ટિથી પણ જુએ છે

'કાળ પ્હાડ છે : કાળ નદી છે : કાળ સદી છે : દરિયો
કાળને નાથે એવો કોઈ કૃષ્ણ નથી અવતરિયો'

▢

'શું ભીતર કે બ્હાર
મનનો કોઈ ન પામે પાર'

પ્રસ્તુત સગ્રહની ત્રીજી વિશિષ્ટતા છે કાવ્યલેખનના પોતાના ઉદ્દેશ અને પ્રક્રિયાની કેફિયત તેમ જ લેખન ઉપરાતની પોતાની વિવિધ સાસ્કૃતિક - શૈક્ષણિક પ્રવૃત્તિઓનુ સરવૈયુ રજૂ કરતુ સક્ષિપ્ત નિવેદન, તે સાથે જ છે 'વાણી અને વર્તનમા જેમની સક્રિય સવેદનશીલતા' કોઈનેય તરત સ્પર્શી જાય એવા સુરેશભાઇનો અગત પરિચય અમિતાભ મડિયાની એટલી જ સ્પર્શક્ષમ કલમે આલેખીને, આ સગ્રહની કવિતાના રસસ્થાનો નિર્દેશતો ટૂકો લેખ

પદભજન પ્રકારના ગીત, પ્રેમના ઊર્મિકાવ્યો, તત્ત્વજ્ઞાન - ચિંતનમનન આલેખતા ગીત, તેમ જ જીવનના વ્યથિત કરતા અનુભવોના ગીત અને ગદ્યકાવ્યો, સાથે જ જીવન આનદમય હોય એવી અભિલાષા વ્યક્ત કરતા ગીતોય છે

'નદીની સોડમાં
ઊગતા પરોઢમાં
પંખીના સ્વર હોય
એવું એક ઘર હોય'

કવિની કલ્પનાનું ઘર, કવિની કલ્પનાની આ ધરતી : પ્રકૃતિનું સાંન્નિધ્ય હોય, પ્રેમનું સામ્રાજ્ય હોય, સાંવરાની સમીપતા હોય એ જ આનંદનું ધામ હોય. આ કવિ તો કહે છે :

**'.... મારે કશું જાણવું નથી**
**- કેવળ માણવું છે.**

જીવન એટલે જ આનંદનો પર્યાય. તેને મનભર માણવું એમ દર્શાવતા કવિને જીવનની વિષમતાઓ અને વ્યથાવેદનાનો અનુભવ નથી એમ નહીં, કહે છે :

**'મને કેમ દેખાય છે વિશ્વમાં અશ્વનો ચહેરો, વાઘની ભૂખ,**
**સિંહની ત્રાડ, દેખાય છે કાગળનાં નગર, પોલાદી ગલીઓ...'**

ને એટલે જ તો એ ઝંખના સેવે છે :

**'ગીત જેવું એક ઘર : ને ઘરમાં વહાલભર્યા લયતાલ.'**

[દલાલ સુરેશ, 'એવું એક ઘર હોય', પ્ર.આ. ૧૯૯૭, ઇમેજ પબ્લિકેશન્સ પ્રા. લિ., મુંબઈ, અમદાવાદ, ડેમી સાઇઝ, પૃ. ૧૫૮, મૂલ્ય : રૂા. ૭૫.]



## હેલી □ કૃષ્ણ દવે

ગઝલની મસ્તી ભરેલી હોય છે.
આંખમાં હંમેશ હેલી હોય છે.

જાગરણની જોડ પહેરીને ફરે
પાંપણોયે સાવ ઘેલી હોય છે.

ઘર વિશેનો ખયાલ જુદો છે જરા.
એમની સાથે હવેલી હોય છે.

સાવ ખુલ્લેઆમ આલિંગન કરે
વેલ પણ માથાફરેલી હોય છે.

હું ગઝલ ત્યારે લખું જ્યારે સનમ્
ચાંદનીમાં નીતરેલી હોય છે.



## ગઝલ □ મનોજ્ઞા દેસાઈ

હુ તને મોજા બની ભીંજવી રહુ ભીંજવ્યા કરુ
ક્યારેક તારે છીપમાથી બહાર નીકળવુ પડે

હો ભલે એ તખ્ત મીંણ, પાષાણ કે આરસ તણો
રાગ દીપક માણવા એનેય પીગળવુ પડે

કોઈ પાસે પ્રેમ અનરાધાર ને કોઈ કને
થોડાક છાંટા પામવા કેવુય ટળવળવુ પડે

પારખી જગને પછી જો જાત ઓળખવી હશે
પૂરતો કાઢી સમય એકાન્તમા મળવુ પડે

તેજ થોડુ પ્રેમનુ પ્રગટાવવુ સહેલુ નથી
સિંદરીની જેમ ધીમે પણ સતત બળવુ પડે

□

## ગઝલ □ લલિત ત્રિવેદી

એક ઘર આપી દીવાલો ક્યા મને લઈ ગઈ જુઓ
શ્વાસ આપીને હવાઓ ક્યા મને લઈ ગઈ જુઓ

ક્યાથી ક્યા લબાઈ ગઈ તારા સુધીની જાતરા
મારા જન્મોની કથાઓ ક્યા મને લઈ ગઈ જુઓ

કેટલુ સહેલુ હતુ નહિતર ગગનને સ્પર્શવુ
આ સપાટીની મજાઓ ક્યા મને લઈ ગઈ જુઓ

હુ હવે તારે નગર ડગલુ ભરી શકતો નથી
રોજ આથમતી દિશાઓ ક્યા મને લઈ ગઈ જુઓ

હુ કિરણના દેશમા એક અજનબી ઇન્સાન છુ
આખમા ઓગળતી રાતો ક્યા મને લઈ ગઈ જુઓ

□

## પાંચ મુક્તકો ❑ દિલીપ મોદી

(૧)
મહેક સાથે મિત્રતા બંધાઈ ગઈ
ને તિજોરી શ્વાસની છલકાઈ ગઈ
આંગળી ઝાલી બગીચાની પછી
ફૂલની વ્યાખ્યા મને સમજાઈ ગઈ

(૨)
મેં સદા પાળ્યું હતું મારું કથન
તું જ ભૂલી ગઈ હશે તારું વચન
કોને સમજાવું; તને કે ખુદ મને ?
છે નિરંતર એ દ્વિધામાં મારું મન

(૩)
માત્ર એક જ વિચાર આવે છે
આંગણે સૂનકાર આવે છે
દ્વાર ખોલું ઉચાટપૂર્વક હું-
શક્યતા ઠંડીગાર આવે છે

(૪)
સર્વે જોખમ ખેડીને પણ આવ તું
બૂમ પાડે છે ઋજુ ક્ષણ; આવ તું
સ્વપ્ન થઈ જા, કેદ હું તુજને કરું
ખુલ્લી રાખી છે મેં પાંપણ; આવ તું

(૫)
પાનખરનો અવાજ આવે છે
કેં ભીતરનો અવાજ આવે છે
દૂર જંગલમહીં હું બેઠો છું
ને નગરનો અવાજ આવે છે

❑

## ગઝલ □ મનોજ્ઞા દેસાઈ

હુ તને મોજા બની ભીંજવી રહુ ભીંજવ્યા કરુ
ક્યારેક તારે છીપમાથી બહાર નીકળવુ પડે

હો ભલે એ તખ્ત મીણ, પાષાણ કે આરસ તણો
રાગ દીપક માણવા એનેય પીગળવુ પડે

કોઈ પાસે પ્રેમ અનરાધાર ને કોઈ કને
થોડાક છાટા પામવા કેવુય ટળવળવુ પડે

પારખી જગને પછી જો જાત ઓળખવી હશે
પૂરતો કાઢી સમય એકાન્તમા મળવુ પડે

તેજ થોડુ પ્રેમનુ પ્રગટાવવુ સહેલુ નથી
સિંદરીની જેમ ધીમે પણ સતત બળવુ પડે



## ગઝલ □ લલિત ત્રિવેદી

એક ઘર આપી દીવાલો ક્યા મને લઈ ગઈ જુઓ
શ્વાસ આપીને હવાઓ ક્યા મને લઈ ગઈ જુઓ

ક્યાથી ક્યા લબાઈ ગઈ તારા સુધીની જાતરા
મારા જન્મોની કથાઓ ક્યા મને લઈ ગઈ જુઓ

કેટલુ સહેલુ હતુ નહિતર ગગનને સ્પર્શવુ
આ સપાટીની મજાઓ ક્યા મને લઈ ગઈ જુઓ

હુ હવે તારે નગર ડગલુ ભરી શકતો નથી
રોજ આથમતી દિશાઓ ક્યા મને લઈ ગઈ જુઓ

હુ કિરણના દેશમા એક અજનબી ઇન્સાન છુ
આખમા ઓગળતી રાતો ક્યા મને લઈ ગઈ જુઓ



## પાંચ મુક્તકો ❑ દિલીપ મોદી

(૧)
મહેક સાથે મિત્રતા બંધાઇ ગઇ
ને તિજોરી શ્વાસની છલકાઇ ગઇ
આંગળી ઝાલી બગીચાની પછી
ફૂલની વ્યાખ્યા મને સમજાઇ ગઇ

(૨)
મેં સદા પાળ્યું હતું મારું કથન
તું જ ભૂલી ગઇ હશે તારું વચન
કોને સમજાવું; તને કે ખુદ મને ?
છે નિરંતર એ દ્વિધામાં મારું મન

(૩)
માત્ર એક જ વિચાર આવે છે
આંગણે સૂનકાર આવે છે
દ્વાર ખોલું ઉચાટપૂર્વક હું-
શક્યતા ઠંડીગાર આવે છે

(૪)
સર્વે જોખમ ખેડીને પણ આવ તું
બૂમ પાડે છે ઋજુ ક્ષણ; આવ તું
સ્વપ્ન થઇ જા, કેદ હું તુજને કરું
ખુલ્લી રાખી છે મેં પાંપણ; આવ તું

(૫)
પાનખરનો અવાજ આવે છે
કૈં ભીતરનો અવાજ આવે છે
દૂર જંગલમહીં હું બેઠો છું
ને નગરનો અવાજ આવે છે

❑

## મુલાકાત

❑ વર્જિનિયા ટેરિસ ❑ ઇન્દ્રજિત રાય
(અમેરિકન)

વૃદ્ધાશ્રમમા એક વૃદ્ધા યાદ કરે છે પોતાની માતાએ
એક રશિયન શિયાળામા એને ભીના વાળે કેવી
ઘરબહાર કાઢી હતી
પોતાની સામે બેઠેલી દીકરીને એ કહે છે,
મારા વાળ એવા તો થીજી ગયા હતા માથા સુધી
માઇલો સુધી લથડિયા ખાતી કેવી રીતે
હુ ગઇ હતી બહેનના ઘર તરફ મારા શ્વાસ
હિમકણ બની જતા હતા ફેફસામા
ધાબળામા ખૂંધ કાઢીને બેઠેલી એ ડોકાય છે
છાનીમાની દીકરીના ચહેરામા
દીકરી માથુ હલાવે છે રેફ્રિજરેટરમા ખાખાખોળા કરતી
પોતાની દીકરીનો વિચાર કરતી કરતી
મને લાગતુ હતુ કે હુ મરી જઇશ, વૃદ્ધા કહે છે
દીવાલ પર પડછાયા અડધે પહોચે છે
માના અવાજના ગણગણાટને
કાચ સાથે અથડાયા કરતી માખીને સાભળતા સાભળતા
દીકરી હોઠ મરડે છે
મા રાહ જુએ છે દીકરી કઇક બોલશે
દીકરી કાઇ જ બોલતી નથી

❑

## શ્વાસની ઝાંખપ ❑ સ્નેહલ જોષી 'પ્રિય'

ચોતરફ ભીંતો ચણાતી જાય એ પૂર્વે મને આવી મળો
પ્રત્યેક ક્ષણ એમ જ ઘવાતી જાય એ પૂર્વે મને આવી મળો.

સામટું એકાંત લઈને નીકળ્યો છું દૂર-દેશાવર જવા,
બારણે સાંકળ વસાતી જાય એ પૂર્વે મને આવી મળો.

જિંદગીભર ટેરવાં લખશે નહીં એ ખાતરી આપી દઉં,
દર્દની આ રગ દબાતી જાય એ પૂર્વે મને આવી મળો.

ઈસવી સન પૂર્વેથી લખતો જાઉં છું મારી અધૂરી આ ગઝલ,
પૂર્વવત્ એમ જ લખાતી જાય એ પૂર્વે મને આવી મળો.

શ્વાસની ઝાંખપ પ્રતિમા થઇ અને ચિતરાય પે'લા પથ્થરે,
આ હયાતીની હયાતી જાય એ પૂર્વે મને આવી મળો.



**માલતી પરીખ**

આમ તેમ મારા મનના પ્રાંગણમાં
આંટા માર્યા કરું છું
એક સાથે સાતેય સમુદ્રને ઊલેચવાની
ઘેલછા જાગી છે.
તારા બંનેય હાથ મારા હાથમાં જકડી દઈ
આંખ મીંચીને ખોલતામાં તો હું તારી સામે.
આષાઢી વાદળોની જેમ ઘેરાઈ
તારા મનનાં રણોમાં વરસી જવું છે.
પાંખાળા ઘોડા પર બેસી આખીય
પૃથ્વી પર ઘૂમવું છે
સાચેતો દરિયાઈ પાળ પર સામે
ઘડીક તારી સાથે બેસી
વાતો કરવી છે
જગત આખાયની વાત
જગતને પેલે પાર લઇ જતી



# રજૂઆતનો રાજવી કવિ : કૃષ્ણ દવે

☐ હિતેન આનંદપરા

'કૃષ્ણ દવેની કવિતાઓ વાચી હતી, પણ એને સાભળીને એવી પ્રતીતિ થઈ કે કવિતા કાન દ્વારા જ સાન અને ધ્યાન સુધી પહોચે છે ' એન સી પી એ અને કાવ્યસપદાના સયુક્ત ઉપક્રમે ૨૩મી નવેમ્બરની રવિવારે સવારે અમદાવાદના યુવાન અને પ્રતિભાથી ફાટફાટ થતા કવિ કૃષ્ણ દવેનો પરિચય આપતા સુરેશ દલાલે ઉમેર્યું કે 'એક ફ્રેચ કવિએ કહ્યુ છે Book is a death of a tree તો પ્રશ્ન ઉદ્‌ભવે છે Then Book Must be able to give a shelter like a tree કૃષ્ણ દવેનો 'પ્રહાર' નામનો કાવ્યસગ્રહ આવો જ છાયો આપે છે કવિએ સાચા અર્થમા કાષ્ઠની સદ્‌ગતિ કરી છે કૃષ્ણ દવે રજૂઆતનો રાજવી છે એની ખાસિયત એ છે કે એણે કટાક્ષકાવ્યો પણ લયમા લખ્યા છે, જે બહુ અઘરુ કામ છે '

લગભગ બે કલાકના કાવ્યપઠનના આ કાર્યક્રમમા કૃષ્ણ દવેએ પ્રલબ ગીતોની લયબદ્ધ છોળોથી શ્રોતાઓને ભીંજવી દીધા તેમણે રજૂ કરેલી પાત્રીસ જેટલી રચનાઓમાથી, દરેકે દરેક રચનાને શ્રોતાઓએ મન ભરીને માણી અને વખાણી પ્રકૃતિને આત્મસાત કરી ચૂકેલા આ કવિના વૃક્ષ અને વિહગ પરના ગીત, વર્તમાન વિષમતાઓ અને કથળી રહેલા જીવનમૂલ્યોને પતગિયા, કૂપળ, ફૂલ કે વાદળી જેવા પ્રતિરૂપો દ્વારા નિરૂપતા ગીતોએ અલગ જ મિજાજનો પરિચય કરાવ્યો તેમની સવેદનશીલ અને નાટકીય રજૂઆતે કવિતાને ઓર નિખારી નગરજીવન પર પ્રહાર કરતી રચનામા કે શૈશવની ગૂગળામણને અભિવ્યક્ત કરતા બાળગીતમા કે અગ્રેજી શબ્દોને પણ જરાય ન કઠે એવી રીતે યોજીને રચાયેલા માણસની કથા - વ્યથાના ગીતમા આ કવિએ પ્રાણ પૂર્યા છે

શબ્દ, ભાષા, સમય, શૈશવ, માણસ, પખી, વૃક્ષ, જીવનની કરુણતા ને વાસ્તવિકતા, કરુણાસભર હાસ્ય વગેરે વિષય અને સવેદનને ગીતોમા તેમણે ઢાળ્યા છે સાવ સામાન્ય લાગતા મુખડાથી શરૂ થતુ ગીત જે ઊંચાઈએ પહોચે છે તે કૃષ્ણ દવેની સારા અને સાચ્ચા કવિ તરીકેની ક્ષમતા દર્શાવે છે બાપલા, ભાઈ કે છગનિયા જેવા શબ્દો અને બોલચાલના લહેકાઓ ગીતમા પ્રયોજીને કવિતા નિષ્પન્ન કરવી તેમને સહજ છે કટાક્ષકાવ્ય માટે અનુરૂપ એવા અછાદસ પ્રકારને બદલે ગીતનુ સ્વરૂપ સુપેરે યોજ્યુ છે

શબ્દ, અર્થ, છદ, પ્રાસ અને લયથી લથબથ ગીતોના થોડાક અશ

હે વિહંગ ' આમ દૂર દૂર ના ઊડી જવાય
આ સંબંધ નીડ, ડાળ, પર્ણનો નસે નસે ફરી ફરી
નહીં નહીં નહીં રચાય

☐

ધગધગતા સૂરજની સાથે, બળબળતી રેતીની આંખે
મારે ખળખળ વહેવું છે
બોલો બાપુ શું કહેવું છે ?

જળની ઐસી તૈસી બંદા બાવળની મસ્તીથી ઊગે
સ્થળની ઐસી તૈસી બંદા હવા બનીને સઘળે પૂગે.
એકી શ્વાસે બંદાને આખાય વિશ્વને
પળભરમાં ચાહી લેવું છે
બોલો બાપુ શું કહેવું છે ?

❑

જીવન કેવળ યુદ્ધ
આ ધસમસતા પ્રવાહ મધ્યે તરવાનું જ વિરુદ્ધ

❑

ઊંચું માથું કરી નીરખવા ફુરસદ નહીં લગાર
જીવણ સીવે સાંજ સવાર
બુઠ્ઠી થાતી ઇચ્છાઓની કાઢી કાઢી ધાર
જીવણ સીવે સાંજ સવાર

રોજ સવારે તાજીમાજી આશાઓ લઈ આવે
લૂખી સૂકી આ બપોરને પેટ ભરીને ચાવે
રોજ સવારે એક સાંજનો માથે ઊંચકી ભાર
જીવણ સીવે સાંજ સવાર

❑

મુ. શ્રી સુરેશભાઈ,

કવિતા ઑગસ્ટ, '૯૭ના અંકનું મને ગમતું કાવ્ય ચીંધવાનું કામ સોંપી આપે મને કસોટીની એરણ પર ચડાવ્યો, પણ એ નિમિત્તે કેટલીય ઉત્તમ રચનાઓ વારંવાર વાંચવા મળી એનો આનંદ વિશેષ છે.

અંકમાંથી પસાર થતાં, શ્રી જયંત પાઠક કૃત : 'રાત્રિ અને પ્રભાત : એક વર્ણન.' દાન વાઘેલા, મુકેશ જોશી અને રજની મહેતાનાં ગીતો ધ્યાનાકર્ષક લાગ્યાં. ગીત કોઈ પણ કવિના સૂક્ષ્મ વિવેક અને કળાસૂઝની કસોટી કરે એવો કાવ્ય પ્રકાર છે, ભલે અછાંદસ રચનામાં આવતી વાગ્મિતા, શબ્દાળુતા અને ઊભી કરાતી Linguistic Labyrinth માંથી એમાં બચી જવાનું હોય.

આ દૃષ્ટિએ વિચારતાં શ્રી યોગેશ પંડયા કૃત 'બંધ પોપચે' ગીત સવિશેષ ગમ્યું છે. ગીત એના ઉપાડ સાથે જ એક આખો પરિવેશ રચતું આવે છે. યૌવન, વિરહ અને સંવનન વિષયક ભાવોની રચાતી પેટર્ન મુખર બનતી હોવા છતાં ગીતનાં Texture ને નબળું થવા દેતી નથી. બીજા અંતરાની ત્રીજી પંક્તિમાં આવતું "આઘેથી...ના ઓરેથી...ના આઘેથી..." વિરહ- વ્યાકુળા નારીના અજંપાને લય-લહેકાથી મૂર્ત કરે છે. આખુંય ગીત હૃદ્ય છે.

આવતી કાલની ગુજરાતી કવિતા માટે શ્રદ્ધા બંધાય, એવી નવી કલમો

કાવ્યપ્રેમીઓને મુખોમુખ કરી આપવા બદલ ગુજરાતી સાહિત્યનો પ્રત્યેક સહૃદય આપનો આજન્મ ઋણી રહેશે
કવિશ્રી યોગેશ પડ્યાને અભિનંદન અને આપનો આભાર

- હરિહર જોશી



**મન લાગતું નથી** ☐ સુનીલ ગંગોપાધ્યાય સુશી દલાલ

(બંગાળી)

મન લાગતુ નથી મન લાગતુ નથી મન લાગતુ નથી
કોઇ નથી સમજતુ બધુ જ ગોપન છે ચહેરા પર છાયા સુદ્ધા નથી
આંખો ખુલ્લી છે તોપણ આંખો જોતી નથી કોઈએ આ જોયુ નથી
દિવસ રોજ કપાતો જાય છે દિવસ કપાતા જાય છે કોઇ આશામા
આશામા, આશામા, આશામા, આશામા
હવે મારા હોઠને લાગતો નથી પ્રિય કોઈ સ્વાદ
એવી કોઇ સ્ત્રી એવી કોઇ સ્ત્રી એવી કોઈ સ્ત્રી
એવી કોઇ સુરા, એવી કોઇ ભાષા
મન લાગતુ નથી મન લાગતુ નથી મન લાગતુ નથી
સાજને સમયે એકલા એકલા રસ્તામા ઘૂમતા-ઘૂમતા
કશુ પણ શોધતો નથી ક્યાય પણ જતો નથી કશાયને પણ ચાહતો નથી
કઇ પણ શોધતો નથી, ક્યાય પણ જતો નથી
હુ પણ મનુષ્ય તો છુ, મારુ શુ છે અથવા હતુ પણ શુ
મારુ શુ છે અને હતુ પણ શુ
ફૂલની અદર બીજની અદર લગનીની અદર
જેમ આગ આગ આગ આગ આગ
મન લાગતુ નથી મન લાગતુ નથી મન લાગતુ નથી
તો પણ દિવસ કપાતો રહે છે, દિવસ વીતતા જાય છે આશામા, આશામા
આશામા, આશામા, આશામા, આશામા
આશામા, આશામા



□ ગીત □ જતીન બારોટ

આખો વરસાદ તારા ભાગમાં આવ્યો,
ને મારા ભાગનું ખાબોચિયું'ય ખાલી.
કે મને તારા વરસાદે દીધી તાલી.

ચોમાસુ પોંખવાને રાત અને દી',
અમે આકરા તે કીધાંતાં તપ.
તોય કમજાત તારા શહેરમાં પડ્યો,
ને મારા ગામડાના એળે ગ્યા જપ.

ઓણસાલ ચોમાસુ આભમાં નહીં
ને મારી આંખોમાં બેઠું છે ફાલી
મને તારા...

ફરતો કસુંબો છે મારા તે હેતનો,
તારી તે પ્રીત કેરા ડાયરા.
ચુંદડી ને ચોખાની આણ છે તને,
ઝટ વહેલા ભરાવ મારા માયરા.
થોડી લીલોતરી બાગમાં હતી,
એ'ય મેલીને આજ મને ચાલી.
મને તારા...



□ ગઝલ □ મેઘબિંદુ

જે હતા મૂંગા બહેરા અંધ પણ
ભાગ્યમાં એવા મળ્યા સંબંધ પણ

બંધ જોઈ દ્વાર એનાં સ્મિતનાં
તરફડે છે જો હવે સંબંધ પણ

હાલ તો પકડાઈ જા સામે જઈ
છૂટવાનો થઈ જશે પ્રબંધ પણ

પ્રેમ તો સુગંધ જેવો હોય છે
ક્યાં સુધી રાખશો અકબંધ પણ

આજ પહેલીવાર એવું સાંભળ્યું
બાગથી ચોરાઈ ગઈ સુગંધ પણ.



## ચાર પદાવલી □ મકરન્દ દવે

૧.

તું વાઘણ, તું મૃગનયની,
    કોણ તને સમજે કે જાણે ?
    નાગણ તુ જ અભયની

મસાણજ્વાલામા તું ચંદન
    મુડમાલમાં ચેતન
તારા, તારા, તારા તું મુજ
    સદાય શૂન્ય- નિકેતન.
ક્યા જુગની આ પ્રીતિ જાગી
    તવ લયમાહી વિલયની--
        તું વાઘણ, તુ મૃગનયની

૨.

અખિયા રસ ચૂતી, રસ ચૂતી
સપન ઘેન આજ્યુ શ્યામાએ
ઔરન કાજ અછૂતી.

ભસમ બની અબ દુનિયા સારી
    મણિમય બની ભભૂતી,
દમ દમ મસ્ત કલદર મનવા,
    રંગ લગ્યો અવધૂતી

        અખિયાં રસ ચૂતી, રસ ચૂતી.

૩.

હમ તો રામનામ કે ધુનિયા
    હમ તો ચલતે ચાલ હમારી
      ખાક પડી તેરી દુનિયા.

દેખ, જોખ, ગુન-અવગુન સબ તૂ
    હમ તો હૈ નિરગુનિયા,
જિન કા તાન-બાન કછુ નાહીં.
    વો ચાદર હમ બુનિયા.-
    હમ તો રામનામ કે ધુનિયા

૪.
બાબા ભોલે સબવિધ ભોલે
અબુધજનોની આગે અગણિત
રતન- પદારથ તોલે.

જો માગે તો દેત મુફત મેં
બાત રખે બિન બોલે,
સાંઇ, હમરી અરજ સુનો રી
હિય કે બસો હિંડોલે-
બાબા ભોલે, સબવિધ ભોલે



## ગીત □ આશા પુરોહિત

આ તે કઇ રીત છે ?
સંબંધના ચણતરમાં લાંબી તિરાડ
અને પાયામાં શરતોની ઇંટ છે

શબ્દોને હોઠેથી અળગા કરું,
તો મને બોલવાની આપો છો આણ,
રણમાં અમથી જ મને એકલી મૂકીને,
પછી ચલાવવા આપો છો વ્હાણ !
પ્રશ્નોના કિલ્લામાં રોંધીને કો' છો કે,
'આ તો બસ પાણીની ભીંત છે !'
આ તે કઇ રીત છે ?

નસનસમાં ધગધગતા ખીલ્લા ઠોકો,
ને પછી અટકાવી કહેતા કે, 'જા',
ધસમસતા શબ્દોનું તીર એક છોડીને,
કહેતા કે, 'ઝીલવા મંડ ઘા',
આશાઓ - ઇચ્છાઓ બાળીને કો' છો કે,
'તારી ને મારી આ પ્રીત છે !'
આ તે કઇ રીત છે ?



## ભોપા ભગતનું ભજન : સ્વ-સમજનું

❑ પ્રાણજીવન મહેતા

ભોપાજી, જળમા જાળા બાધો
હો ભોપાજી, જરી જળમા જાળા બાધો

જળ ઉપર જળ જળ નીચે પણ જળ છે
જુવો તો ઝળહળ પીવો તો હળાહળ છે
હો ભોપાજી, તડકે બેસી તરસને સાધો

શબદ છે કળ ને અકળ આ કાગળ છે
ભીતર કેટલા વળ, અવળસવળ આ સકળ છે
હો ભોપાજી, કરી આખર એકઠા ગઠરી બાધો

માથે ભરમનો ભારો ને ચરવાને ક્યા ચારો ?
પડ પેખવાનો કદી ના આવતો વારો
હો ભોપાજી, જીવતર તો એક વચકો - વાધો

❑

## ગીત ❑ સંદીપ ભાટિયા

માણસ જેવો માણસ ક્ષણમા ધુમાડો થઇ જાય એ કઇ જેવી તેવી વાત નથી
ઘરઘર રમતા પળમા કોઇ પૂર્વજ થઇ પૂજાય એ કઇ જેવી તેવી વાત નથી

વીતી પળના પડછાયાને પકડી રાખે ફ્રેમ
કાચ નદીને પેલે કાઠે કકુ કકણ પ્રેમ

તારીખિયાને કોઇ પાને સૂરજ અટકી જાય એ કઇ જેવી તેવી વાત નથી

આગળીઓની વચ્ચે એના ગૂજ્યા કરશે પડઘા
હૂફાળા એ સ્પર્શ ત્વચાથી શ્વાસ જાય કે અળગા

ઘડી પહેલા જે ઘર કહેવાતુ દીવાલો કહેવાય એ કઇ જવી તેવી વાત નથી

❑

❑ ગઝલ ❑ **મધુસૂદન પટેલ 'મધુ'**

સાવ ઉઘાડાં દ્વાર નિહાળી જ્યાં ડગલાંએ આળસ મરડી,
થોડાં ડગલાં ચાલ્યો આગળ ત્યાં પડદાએ આળસ મરડી.

થોડી ધરપત રાખે કહ્યું પણ જો માને તો સપનું શાનું ?
આંખો ઊંઘી ના ઊંઘી ને ત્યાં સપનાએ આળસ મરડી.

સાવ નમેલી ડોકે એણે ફરિયાદોની ચિઠ્ઠી આપી,
સૂર્યમુખીની ચિઠ્ઠી મળતાં જો તડકાએ આળસ મરડી.

તારા ખુલ્લા કેશ નિહાળી એક અષાઢી વાદળ સમજી,
સાવ કુંવારી ક્યારીમાં પણ જો ફણગાએ આળસ મરડી.

એકલતાથી કંટાળીને એક ગઝલ લલકારી ત્યાં તો,
નામ 'મધુ'નું પડતાં વનમાં હર ભમરાએ આળસ મરડી

❑

❑ **ધીરુ મોદી**

આંસુનો રંગ ક્યો ?
આટલું જ પૂછ્યું.
ત્યાં તો
આખો દરિયો જ શરમાઇ ગયો !

❑

**પરિણામ** ❑ **ભરત ચતવાણી**

સંદેશાવ્યવહારનાં
સાધનોનો ઉપદ્રવ
વધવાથી
બેકાર બની ગયેલાં
કબૂતરોએ
પોતાનાં નામ
નોંધાવ્યાં છે :
રોજગાર વિનિમય
કચેરીમાં.

❑

## તારા માટે રાકેશ, ખાલી હાથ

☐ ધર્મવીર ભારતી ☐ જગદીશ જોષી

હુ ખાલી હાથે આવ્યો છુ
તારે માટે
જે કઈ લાવવા ઈચ્છતો'તો
તે બધુ શિથિલ અજલિની તરાડોમાથી
નદીના પાણીની જેમ
ક્યા સરી ગયુ ?

અરેરે, આજ હુ તને દઈ શક્યો હોત
અલ્હાબાદની પેલી ઠડી સવાર, જ્યા
કપતો તડકો કેટલે દૂર સુધી આપણી છાયા ફેકતો'તો !
અરેરે, હુ તારા માટે લાવી શક્યો હોત
મારી તૂટેલી સાઈકલ પર લાદીને
પેલા છાપરાની બપોર, નિરુદ્દેશ રખડપાટ,
વિશ્વાસ સભર દિલનો પેલો નિષ્કપટ થડકાટ

વિશ્વાસ એ તો
મજબૂત દીવાલ પર ચીતરેલો
ભ્રામક દરવાજો જ માત્ર છે
ભ્રમણાના એ દરવાજા સાથે
અનેક વાર તારુ માથુ ભટકાયુ
અરેરે, હરેક વાર તારા માથા અને દીવાલની
વચ્ચે મારી હથેલી હોત તો !
પણ કોની હથેલી ખાલી છે ?

દરેકની હથેલી પર
પોતાનુ જ માથુ નિરાશાથી ટેકવેલુ હોય છે !

હુ ખાલી હાથે આવ્યો છુ
તારે માટે દોસ્ત !
અને, જ્યારે હાથમા હાથ ભિડાવીને
દિલ્હીના નિસ્તેજ રસ્તાઓ પર
આપણે ચૂપચાપ ઘૂમતા'તા
ત્યારે આપણી સાથે એક અશબ્દ ખાલીપણુ પણ
ચૂપચાપ ચાલતુ રહેતુ

આપણી હથેળીઓનાં ગૂંથનમાં છુપાઇને !

અને આપણે ઘેરથી નીકળતા'તા
ઘર સુધી આવવા માટે
અને વારંવાર અટકીને પૂછતા'તા
ઘર ક્યાં છે ?

આપણે સૌ ખાલી હાથે આવીએ છીએ
એકબીજાને માટે !

### ☐ સુરેશ દલાલ

હે ઇશ્વર, હે દેવદયાળુ હે પરમેશ્વર : પરમ કૃપાળુ
જ્યાં જ્યાં હું તો જોઉં છું ત્યાં ત્યાં તમને હું તો ભાળું

સૂર્ય ઊગે ને વણકર થઇને
કિરણ કિરણનું પોત વણો છો
જીવન જેવું જીવન વાવી
ખેડૂત થઇને મોત લણો છો
જીવનમરણ ને મરણજીવન તો એક જ : નામ નિરાળું
તમે જ માતા-પિતા, પારણું - ચિતા : તમે છો અંધારું-અજવાળું

ચંદ્ર ઊગે ને તમે ચાંદની
થઇને પ્રસરો સ્હેજે
ફૂલ ફૂલમાં તમે વસો છો :
તમે તો તારલિયાના તેજે
તમે રૂપ છો, તમે અરૂપ છો
તમે વાણી ને તમે ચૂપ છો
મબલખ મબલખ મૌનમાં મોઘમ તમને તો સંભાળું
લીલમલીલું ઘાસ તમારું આંખોથી પંપાળું.

☐

## પાયા વગરના મુકામોના મુસાફરો [] જગદીશ જોષી

જૂનો રે ડગલો જુદો નવ પડે,
નવો મારે ચડે નહીં અંગ,
ઉપરણા વણે તું નવ નવ તેજના,
મને અહીં વાસી વળગે રંગ--
કિરણો વરસે ને કાળપ ઝગમગે.

આભમાં જોઉં તો ઠપકો આપતો
સૂરજ તપી તપી જાય,-
નીચે રે જોઉં તો તરણું નાચતું
ભાઈ, એનું હસવું નો માય,--
અમે રે માણસ, મારગ ક્યાં મળે ?

પળે પળે ઊડવાની પાંખ નંઈ
નંઈ કોઈ મૂળના મુકામ,
ઊભું રે અધવાટે અંધું પૂતળું
ખેલ એનો ફૂંકમાં તમામ.-
અંગારા ઝગે ત્યાં રાખી ફરી વળે.

- મકરન્દ દવે

"વજન કરે તે હારે, મનવા !
ભજન કરે તે જીતે."

— આમ લખનાર મકરન્દ દવેની કલમ પ્રસ્તુત કાવ્ય આપે એમાં શી નવાઈ ! આપણી કવિતામાં જો કોઈ આધુનિક ભજનિક હોય તો તે મકરન્દ. કાળના અમુક એક તબક્કાને જ તબક્કામાં ભરીને એમાં પોતાનું પ્રતિબિંબ જોનાર Narcissus વૃત્તિ એ આધુનિકતા નહીં. 'આધુનિક' શબ્દ સાપેક્ષ છે. કોઈ પણ કાળના તબક્કાને શાશ્વતીના સંદર્ભમાં તપાસો તો જ એના ખંડને તમે કાળના નકશા ઉપર pin-point કરી શકો.

આ કાવ્યમાં અંતરાળ અટવાતા માનવજીવનનો ચિતાર અને માનવમનનો ચિત્કાર છે. સમાજના સ્વાસ્થ્ય માટે કે માનવીના ભીતરના સ્વાસ્થ્ય માટે સૌથી અકળાવનાર પરિસ્થિતિ એ છે કે આપણે જૂનાનો ત્યાગ કરવા ઇચ્છીએ તોપણ કરી નથી શકતા અને નવાને સ્વીકારી નથી શકતા. મૂલ્યોનો શૂન્યાવકાશ સર્જાય છે અને માનવી શૂન્યતાનો અનુભવ કરે છે. જૂની કાંચળી ઊતરતી નથી અને નવા વાઘા તન-મનને બંધબેસતા થતા નથી. 'One already dedd and the other powerless to be born - એક મરી ચૂકેલી અને બીજી જન્મ ધરવા માટે નિરાધાર એવી બે દુનિયાઓની અંતરિયાળ આપણે હિજરાતા હોઈએ છીએ.

ઉપરવાળો કબીર નવા નવા ઉપરણા વણ્યે જાય છે, પણ જેને વાસી રંગોની જ માયા વળગી છે તેને આ વળી નવતર શેં ફાવે ? જે જૂનાની આદત પડી ગઈ છે એ ડગલો હવે ડગલો મટીને ત્વચા , બ્યો છે. વાસાંસિ જીર્ણાનિ યથા વિહાય એ તો ઠીક છે, પણ વ્યથા જ મૂળ આ 'યથા'ની છે !

કવિના

અધીન જન્મ અને અધીન મરણ અને મરણ પછીનું (જેવું હોય તેવું) જીવન જેટલું સહેલું છે એટલું સહેલું આ બે બિંદુઓ વચ્ચેનું સ્વાધીન જીવન નથી. 'જીવનનો માર્ગ તો ઘરથી કબર સુધીનો જ છે, ટૂંકો છે અને છતાં કે..ટ..લું થાકી જવું પડે છે !'

ઉપર સૂરજ તપી તપીને આપણને ઠપકો આપે. નીચે જુઓ તો પેલું તણખલું આપણી ઠેકડી ઉડાવે.... તે એટલી હદ સુધી કે 'એનું હસવું નો માય.' સૂરજને આંબી નથી શકતા અને તણખલા જેવા નહિવત્ થઈને એક વહેતી હવાના સ્પર્શે આપણા અસ્તિત્વને આપણે ધન્ય બનાવી નથી શકતા. ઘરતીની માયા છૂટતી નથી અને આકાશે પહોંચવાની ઈપ્સા ટાળી શકાતી નથી. કાનો મૈં જરા કહ દે કી રાહ ભુલે થે કહાં સે હમ...' અમે તો ભાઈ, માણસ છીએ, માણસ ! એકેય મારગ અમે અમારે માટે ક્યાં મોકળો રહેવા દીધો છે ?

'ક્ષણે ક્ષણે જે નવરૂપ ધારે' એવું વૈવિધ્યસભર સૌંદર્ય નથી, એવી પાંખાળી ચેતના અમારી પાસે નથી કે અડીખમ વડલાની જેમ ફેલાઈ શકીએ એવાં ઊંડાં અમારાં મૂળિયાં નથી. ઘરતીને ધાવીને પોઢાં કરે ને થાય એવાં ઊંડાં મૂળ ક્યાં છે ? અમે તો પાયા વગરના મુકામોના મુસાફરો છીએ. અમારે નથી કોઈ મૂળ કે નથી કોઈ કુળ. ક્ષણભંગુર જીવનની વિષમતાનું કોઈ ભવ્ય સ્મારક અમે જ અમારે માટે જાણે રચ્યું ન હોય એવી આ બે પંક્તિઓ જુઓ :

'ઊભું રે અધવાટે અંધું પૂતળું
ખેલ એનો ફૂંકમાં તમામ.-'

આ બાવલું અંધ છે અને વાટ પણ અંધ છે, બેમાંથી ક્યાંય ન પહોંચાડી શકે એવી અધવાટે-વચાળ, અંતરિયાળ ગતિહીન ઊભું છે, બાપડું. એક ફૂંક- અને ખેલ ખતમ ! ક્યારેક, કોઈક વાર, જવલ્લે જ એકાદ ઝગારા જેવું કંઈક ઝબકી જાય છે. પણ પાવન કરે કેવી રીતે ? અમે તો રાખનાં રખોપાં કરનારાં, ન ચ મે પ્રવૃત્તિઃના અમે તો એના એ જ ગુલામ.

અમારી વાટમાં કે અમારી વાતમાં શાંતિનો 'સા' કે 'સમ' ક્યાં મળે જ છે ? ભાઈ, ઈશ્વરનો 'ઈ' તો દીર્ઘ છે !



('એકાંતની સભા'માંથી)

❑ સુ.દ.

તું કેમ મને પૂછે.
આ પ્રેમ જેવું શું છે ?

હું કાંઇ નહીં જાણું
આ પ્રેમ તો ઉખાણું.
સ્તનનાં સ્પંદન વહેતાં રહેતાં
દાઢી અને મૂછે.

સગપણમાં એક જણ
બીજું નહીં કોઇ પણ.
સ્મિત પણ અકારણ.
કોઇ આંસુ નહીં લૂછે.



## પાછળ પાછળ □ ભગવતીકુમાર શર્મા

દોડી દોડીને હાંફ્યો છું હુ મૃગજળ બની પાછળ પાછળ,
સદીઓની સદીઓ ચાલ્યો છુ હુ એક પળની પાછળ પાછળ

કમોસમી ઝરમર માનીને અવગણના શુ કરીએ એની?
ગગન વરસતુ લાગે છે આ આખના જળની પાછળ પાછળ

બની શકે એવુ ન કદી કે તુ પોતે દોડીને આવે
તેં જ લખેલા 'હુ નહીં આવુ'ના કાગળની પાછળ પાછળ?!

ચહેરાવેલા બે-ત્રણ અક્ષર વાત કરી દે છે મોઘમમા
આછો આછો વિષાદ કણસે ક્ષેમકુશળની પાછળ પાછળ

મારી નાડીઓમા ઘૂઘળે દરિયાના દરિયાઓ કિંતુ
રણ પથરાયુ છે છાતીના વડવાનળની પાછળ પાછળ



## થાક □ ભગવતીકુમાર શર્મા

લાગ્યો છે મારા મનને હવે શાણપણનો થાક,
બર્ફીલા, સ્તબ્ધ, થીજેલા વાતાવરણનો થાક

ધારુ તો થોડુ દોડી શકુ માર્ગ પર હજી,
ઊતરે કદાચ એ રીતે મારા ચરણનો થાક

પ્રત્યક્ષ આવશે તો હુ ઢગલો થઈ જઈશ,
મારે ખભે છે જન્મની ક્ષણથી મરણનો થાક

આખો સમૂહ થાકી જશે તો ઉપાય શો?
વહેંચી શકાય છે હજી એકાદ જણનો થાક

છે માત્ર બે વિકલ્પો, વધારે કશુ નથી,
એના વિરહનો થાક, કા એના સ્મરણનો થાક,



**પ્રીતમ લખલાણી**

રોજ બિચારો !
દરિયો પૂછે નદીને,
અરે !
પનિહારી કેવી હોય ?

□

રોજ સવારે
માછલી
એકમેકને શંકાથી જુએ
અમારામાંથી
ચંદ્રને
કોણ ગળી ગયું હશે ?

□

## □ CANDLE IN THE WIND

Goodbye England's rose;
may you ever grow in our hearts.
You were the grace that placed itself
where lives were torn apart.
You called out to our country,
and you whispered to those in pain.
Now you belong to heaven,
and the stars spell out your name.

And it seems to me you lived your life
like a candle in the wind:
never fading with the sunset
when the rain set in.
And your footsteps will always fall here,
along England's greenest hills;
your candle's burnod out long before
your legend ever will.
Loveliness we've lost;
these empty days without your smile.
*This torch we'll always carry*
for our nation's golden child.
And even though we try,
the truth brings us to tears;
all our words cannot express
the joy you brought us through the years.

Goodbye England's rose,
from a country lost without your soul,
who'll miss the wings of your compassion
more than you'll ever know.

Bernie Taupin (b 1950)



કવિતા : આનંદનો પર્યાય
તંત્રી : સુરેશ દલાલ
વર્ષ : ૩૧ અંક : ૨ ડિસેમ્બર, ૧૯૯૭
સળંગ અંક ૧૮૨
મુખપૃષ્ઠ સજાવટ : દિનેશ દલાલ



# કવિતા

કવિતા : આનંદનો પર્યાય
તંત્રી : સુરેશ દલાલ
વર્ષ : ૩૧ અંક : ૨ ડિસેમ્બર, ૧૯૯૭
સળંગ અંક ૧૮૨
મુખપૃષ્ઠ સજાવટ : દિનેશ દલાલ



KAVITA REGD No 16800/67
Registered as a Newspaper
with the Registrar of Newspapers
for India & New Delhi.

*My lips are still virgin :*
*come now, my dear.*

*I behold a picture of our relationship :*
*come now, my dear.*

*The day is our foe and the night is our friend :*
*come now, my dear.*

*We desire to meet, but cannot; how absurd it is :*
*come now, my dear.*



કવિતા

વર્ષ ૩૧

તંત્રીઃ સુરેશ દલાલ
અંક ૧૮૩ ફેબ્રુઆરી ૧૯૯૮
પંદર રૂપિયા
જન્મભૂમિ પ્રકાશન

*God is gracious and I am wicked – it is ok,*
*God is a cup and I am wine – it is ok.*

*God is vaccum without me – it is ok,*
*Godless I am – with a malicious mind – it is ok.*

*God is God and I am a man – it is ok,*
*God is the sun and I am a lantern – it is ok.*

*God's preface is man – it is ok,*
*God is man's concept – it is ok.*

*God is or not – it is a question – it is ok,*
*If I am Arjun, then is He God Krishna ? – is it ok?*

## હરિને જડી □ રમેશ પારેખ

જડી, જડી, હું જડી હરિને માઝમ રાતે જડી,
મંદિર માથે ધજા ચડે એમ હુંય ઢોલિયે ચડી !

ચુમું મારા ભાયગને કે ચુમું હરિને, સૈ
ખરી પડેલી ડાળ હું પાછી ઝાડે વળગી ગૈ,

કેમ કરી ઓળંગું, પરબત શી અવઢવની ઘડી !

ખાલીખમ કૂવામાં આપોઆપ પ્રગટિયાં અમી
હરિ જેટલા ગમ્યા એટલી મુંને મૂઈ હું ગમી !

મુંને આંબવા મુજ સોંસરવી હરિ કાઢતા હડી.....



**ગીત □ સંજય પંડ્યા**

આ ભવની ઓળખ પર
બીજા રે ભવની તે છાપ
રે મને છેડા છૂટ્યાનો સંતાપ

ગળચટ્ટાં સપનાં પાલવમાં બાંધીને
માંડ્યો મેં મારો સંસાર
મારામાં ઠેરઠેર ઊગી નીકળ્યો છે હવે
હવડ કૂવાનો અંધાર
જીવતરની વેદીમાં આપણો હવન
અને આપણે જ સહેવો રે તાપ

દુઃખસોતું મીંઢળ તો દિવસોના કાંડા પર
તાજું ને તાજું સૈ લાગશે
હાથમાંની મેંદીનો રાતોચોળ રંગ હવે
જવાળા થઈ આંખોમાં વાગશે
મનગમતા દિવસો તો ભડકે ગયા
ને મારે કરમે લખાણી છે રાખ

આંખની એ વાત અને હોઠની ભીનાશ જેવું
કેમ કરી પાછું તું વાળશે
લાગણીથી ચીતરેલા આયખાના સાથિયાથી
કેમ કરી છેડો તું ફાડશે ?
દિવસની હૂંફ અને સાંજનો ઉજાસ
ભલે કટકા થયા હો પણ પાછા તું આપ
રે મને છેડા છૂટ્યાનો સંતાપ......



## નામ તમારું ▫ દિલીપ રાવલ

હરિ તમારું નામ લખીને પાનેપાનાં ભરીએ
હરિ તમોને નામ સ્વરૂપે કાયમના સંઘરીએ

લોકો પૂછે પાનેપાનાં ભરવાથી શું મળશે ?
મને એટલી જાણ હરિ તો દરિયો થઈ ખળભળશે
નામની સાથે ફેરા ફરીએ નામની સાથે વરીએ
હરિ તમારું નામ લખીને પાનેપાનાં ભરીએ.

હરિ તમારું નામ લખું તો તમને પણ ગમશે ને ?
હરિ બનીને લોહી અમારી રગરગમાં રમશે ને ?
હરિ અમારે નદી બનીને ભળી જવું તુજ દરિયે
હરિ તમારું નામ લખીને પાનેપાનાં ભરીએ.



## કવિતા વિશે ગઝલ ▫ જયન્ત પાઠક

અષ્ટંપષ્ટં એક બખડ ને જંતર કવિતા;
આમ જુઓ તો વળી માંહ્યલો મંતર કવિતા.

અગડંબગડં બધું, છંદલયનું ડીંડવાણું,
ને આકાશી શબ્દ તણું છે અંતર કવિતા.

હડફડ હડફડ ફરે, કરે કકળાટ ઘણા ત્યાં
શાન્ત ખૂણે બેસી રહે મૂંગી મંતર કવિતા.

ભેળસેળમાં બધું અહીં આભડ છેટાળું,
દુર્લભ એમાં એક જ- શુદ્ધ સદંતર કવિતા.

કિતાબમાં અમથો વાંચે તું કીડી-મકોડા,
ઊંચી કરીને આંખ નિહાળ નિરંતર કવિતા.



## ગીત ▫ મુકેશ જોશી

હે ઈશ્વર !
તને આવો મેં કોઈ દિવસ ધાર્યો નો'તો
છાંયડાઓ પીવડાવી હિંમત મેં આપી
તેં તડકાથી ખૂબ એને માર્યો હતો.

તેં એની કેડી પર ખીણ કોતરાવી
ઉપરથી ભભરાવ્યા પહાડ
મે એને ભૂલવા ગીત એક આપ્યું
તેં છીનવી લીધો ઉપાડ !
એ સપનાં કૂવામાં નાખવા જતો'તો
મેં દોડીને અધવચ્ચે વાર્યો હતો.
તને આવો મેં કોઈ દિવસ ધાર્યો નો'તો

એના ભૂતકાળનું ખાલી ખાબોચિયું
ટાંપીને બેઠું'તું ઝાપટાં
તેં એની સામે કંઈ ડમ્મરીઓ ઉડાડી
ફરકાવ્યા રેતીના વાવટા
સૂરજ તું આપવાનું ભૂલી ગયો
વળી દીવોય એનો તેં ઠાર્યો હતો
તને આવો મેં કોઈ દિવસ ધાર્યો નો'તો

તારું છે રાજ તોય યાતના કરાવે છે
એક એક જણને ગુલામી
લાગતું નથી તને, તારી આ રચનામાં
નાનકડી કોઈ એક ખામી
તારે તો રમવું'તું એટલે તે માણસને
ચોર્યાસી ભવમાં ઉતાર્યો હતો
તને આવો મેં કોઈ દિવસ ધાર્યો નો'તો.



## ગીત ▢ હિતેન આનંદપરા

આતમની અંધારી રાત
હર કોઇ જીવનમાં એકવાર ઝેલે છે ઊગ્યા પહેલાંનું પ્રભાત

આતમની રાત એ શમણાંની રાત નહીં, નીંદરની રાત નહીં
રાત સાવ કાળી ડિબાંગ
પડછાયા પ્રેતના ભીંસે પીસે, પછી પીડે શોષે
અને સમસમતી ફટકારે ડાંગ

ચીસો ગળાથી ન નીકળી શકે
એમ અધમૂઇ થઇ જાતી જાત
આતમની અંધારી રાત

દુઃખના ડુંગર પડે માથે, પણ ડુંગરની માટીયે
અંતે તો માટીની જાત
ઘેરી નિરાશાને ખાતર બનાવી, આંસુને સમજી વરસાદ
તત્પર થઇ બેઠી, નવેસરથી ઊગતી
કૂંપળનો ઝીલવાને નાદ

જીવનમાં એકવાર ઇશ્વરને પામવા
સૌએ ઝીલવાની, જીરવવાની ઘાત
આતમની અંધારી રાત

▢

□ **સુરેશ દલાલ**

શબરી મીરાં થઈને આવી !
ગયા જનમનાં બોરાંઓને
બાજુ પર મૂકી દઈને એ
મંજીરા લઈ આવી

રામ-શ્યામ તો એક છે :
પણ જુદા છે અવતાર.
શબરી-મીરાં અલગ નથી
ને રણઝણ એક જ તાર.
મોહનજીને મન તો મીરાં
અઢળક અઢળક ભાવી.

શામળિયાનો શ્યામ રંગ :
મીરાંનો કંબલ કાળો
દૂજો કોઈ ડાઘ નહીં.
મારો હરિવર રહ્યો હૂંફાળો.
શિવધનુષ તો થયું મુરલિયા :
ઘટઘટમાં એ સૂરને જોને
દઈ દીધાં છલકાવી.



□ **દિલીપ મોદી**
મેં દીવો ઝંઝાવાતમાં જલતો કર્યો છે
જાદુ તારા નામનો ક્યાં ઓસર્યો છે ?
છે અસંભવ; તે છતાં પણ માની લે તું
એક પથ્થર જળ ઉપર હરપળ તર્યો છે



## પરિરંભ □ જયન્ત પાઠક

એક નદી
વહી રહી છે- ખળખળ ખળખળ
પડખેના પહાડોને
ઘસાઈને સુંવાળા કરતી- મખમલ મખમલ;
કાંઠે લીલાં લીલાં તૃણ
ઝીણાં ઝીણાં ફૂલ
પતંગિયાંની ઊડાઊડ
આમ-તેમ- પાંપણોની જેમ;
પવન, પાતળું દુકૂલ- સળવળ સળવળ;
પૃથિવી- શય્યાખંડ,
આવ, હું તને પાથરી દઉં.
લે, તું મને ઓઢી લે
આશ્લેષે અભંગ.....



## બાકી □ મણિલાલ હ. પટેલ

હજી કેટલાં વળગણ બાકી
અને છોડવાનાં પણ બાકી
છોડી દીધે ક્યાં છૂટે છે
ગામ લોહીમાં કણકણ બાકી
કઠોર કાળની રચના જુઓ :
સગાં નથી ને સગપણ બાકી
ભૂલી જવાનું કહી ગયાં એ
એ જ પીડતી છે ક્ષણ બાકી
કણબીને ઘર જન્મ્યો'તો હું
કણમાંથી કરવું મણ બાકી
નદીઓ સાગર તરી જવાશે
રે'શે સામે ભવરણ બાકી
ગામ-ઘરે હું આવીશ પાછો
ખેતર ને બિયારણ બાકી



## ત્રણ પદ □ સુરેશ દલાલ

"સોના રૂપાના ઘડા ઘડૂલા, રૂપાની છે ઝારી"
હું તો તારી ઉપર વહાલા જાઉં છું વારી વારી

મારા ઘડામાં ગંગા, જમના ને આખું આકાશ
ઝારીની ઝીણી જળધારે રસિયા ! તારો રાસ
ક્યારેક હું પણ શ્યામ થઈને લઉં મોરપિચ્છને ધારી
સોના રૂપાના ઘડા ઘડૂલા, રૂપાની છે ઝારી

સોના રૂપાના ઘડા ઘડૂલા રૂપાની છે ઝારી
હીરાની ઈંઢોણી : મારા હરિવરની બલિહારી
મધુર મુરલિયા સાંવરિયાની રૂમઝૂમ ઘુઘરયાળી
હું તો તારી ઉપર વહાલા જાઉં છું વારી વારી

(પ્રથમ પંક્તિ 'લક્ષ્મીવલ્લભ'ની છે.)



'હાં રે તે તો મનુષ્ય જન્મ ગુમાવ્યો, તેં તો ફોગટ ફેરો ખાયો રે'
વસંતના આ વનમાં જોને શિશિર વાયુ વાયો રે

જન્મ્યો ત્યારે સમય હતો રે રેશમનું મખમલ પોત
તેં તો ચીરેચીરા કર્યાં ને આવી ઊભું મોત
ગુલાબ જળ સમજીને તું તો અગનકુંડમાં નાહ્યો રે
હાં રે તેં તો મનુષ્ય જન્મ ગુમાવ્યો રે, તેં તો ફોગટ ફેરો ખાયો રે

અમનચમન ને રંગ વિલાસો અને જાતમાં ડૂબ્યો રે
તારા આ તમસાને તીરે સૂરજ કદી નહીં ઊગ્યો રે
ગોવિંદનો એક રાગ હતો તે રહી ગયો વણગાયો રે
હાં રે તેં તો મનુષ્ય જન્મ ગુમાવ્યો , તેં તો ફોગટ ફેરો ખાયો રે.

(પ્રથમ પંક્તિ 'રોહિદાસ'ની છે )



'દલ ખોજીને કરો દીવડો હો જી રે'
દીવડામાં સૂરજના તેજ અપાર રે
એક રે અખંડ દીવો તરતો મૂકો, એ વહી જાશે ભવની પાર રે.
આ દીવડો નહીં કાળનો ઝપાટો નહીં કાળની થપાટો
એના અનેરા રહ્યા નૂર રે
અંધારે આળોટે એને પારકા પ્રભુજી
ને અજવાળે ઊજળો અવતાર રે
દીવડામાં સૂરજના તેજ અપાર રે

દીવડાની જયોતને કદી ઝાલી નહીં ઝલાય
નહીં ઝાલી રે ઝલાય
એમાં આપમેળે પ્રગટે કિરતાર રે
જયોતની આ ઝાલર મારે મંદિરિયે વાગે
એનો અમલકમલ રણકાર રે
દીવડામાં સૂરજના તેજ અપાર રે

(પ્રથમ પંક્તિ 'સરવણ ’ની છે.)



□ **કિશોર શાહ**

ઘરનાં જાળિયાં
જાળિયાંને સળિયા

સળિયા બહાર જગત
સળિયા ભીતર હું
ક્યારેક
સળિયા ભીતર જગત
સળિયા બહાર હું

મારી અને મારા મનની
આ અવસ્થા
સમીકરણ ગણાય
કે...



## ગીત □ રવીન્દ્ર પારેખ

હુ તો ધરતી પર અવતરવા વલખુ.
તુ જ કહે તારા આ મુઠ્ઠીભર પેટમાથી
 આખુ આકાશ કેમ નીરખુ ?

તારા આ શ્વાસ ભરી રે'વાનુ તારામા
એવુ જીવન હુ ના માગુ
મારી ચોમેર એવો ભીનો અધાર
 જરા હાલુ તો હુ જ મને વાગુ
આવી હાલતમા ન'ઈ ઝાઝુ રે'વાય
 આ તો રે'વુ ન રે'વુ છે સરખુ .

તારા આ હાથ અને પગ તો મે લીધા
 પણ એવુ ઉધાર હવે બધ
તારી બે આખોને આખોમા લીધી
ને તોય મને લાગુ હુ અધ
માડ આ જનમવાનુ ઠેકાણે પડતુ
ત્યા મોત કહે- લાવ, તને ભરખુ. .



પ્રિય મુરબ્બી શ્રી સુરેશભાઈ,

કવિતા ફિરે, '૯૭ના અકમા ઘણા સુદર કાવ્યો વાચવા અને માણવા મળ્યા થોડાક ગમતા ફૂલોમાથી એક નમતુ ફૂલ પસદ કરવામા પ્રસન્ન વિમાસણ થઈ

કવિ શ્રી હિમાશુ પ્રેમ કૃત 'વન્યસૃષ્ટિ', સજય પડયા કૃત 'તડાક દઈને તૂટતી ક્ષણ', લલિત ત્રિવેદી તથા અશરફ ડબાવાલાની રચનાઓ તથા આશા પુરોહિતનુ ગીત વગેરે કૃતિઓ ખૂબ ગમી

એક જ કાવ્યની પસદગીમાં મને સદીપ ભાટિયાનુ ગીત 'માણસ જવો માણસ પળમા ધુમાડો થઈ જાય' સવિશેષ ગમ્યુ મૃત્યુની તીવ્ર વેદના અને અમાપ શક્તિ ધરાવતા માણસની લાચારી, સુપેરે અભિવ્યક્ત થઈ છે સદીપભાઈને ખૂબખૂબ અભિનદન સાથે અનરાધાર ગીતોની હેલી કરતા રહે એવી શુભેચ્છા

- મુકેશ જોશી

**ગઝલ □ રમેશ પારેખ**

ન તારી પ્રતીક્ષાનો સૂરજ ઢળે, ઢળે તો શ્રીલંકાના સૂબાને શું ?
તને ઘેર આવી ન કોઈ મળે, મળે તો શ્રીલંકાના સૂબાને શું ?

હૃદય કોનું ઝળહળે મ્હેકથી, સમય કોઈનો છલકે મોતી વડે,
નગર તારાં સ્વપ્નોનું ભડકે બળે, બળે તો શ્રીલંકાના સૂબાને શું ?

લખે, ભૂંસે, ચૂમે, ઘસરકા કરે યા કિસ્મતને ફાડીને ડૂચા કરે,
તને એ છળે યા તું એને છળે, છળે તો શ્રીલંકાના સૂબાને શું ?

તને વહાલા બહુમાળી જીવતર ઉપર, ઊંચા શાનો-શોહરતના ધ્વજ ફરફરે,
યા તારી બુલંદીના પાયા ઢળે, ઢળે તો શ્રીલંકાના સૂબાને શું ?

ખુશાલીથી ખાલી પટારા ભરે યા આંસુની નેવે સૂકવણી કરે,
યા તારી રમેશાઈ ધૂળમાં ભળે, ભળે તો શ્રીલંકાના સૂબાને શું ?

ન ખેતર, ન ખાતર, ન ઢાંઢા, ન મૌસમ, ન ઓજાર કે ના બિયારણ, રમેશ
છતાં તું કહે છે કે શ્રદ્ધા ફળે, ફળે તો શ્રીલંકાના સૂબાને શું ?

□

## હોત ▫ રમેશ પારેખ

મારું જીવતર ચકલીનો અવતાર હોત તો હું પણ ચકલી હોત
હુંય સાંજની પીંછીથી શણગારાયેલા મારા નીડને જોત.....

પાંખોમાંથી ખુલ્લંખુલ્લા હુંય મારું નભ ખોલીને એમાં ફરફર ફરત
હુંય પવનમાં કલરવનો વૈભવ વેરીને બુટ્ટેબુટ્ટે રંગોળીઓ કરત

ઝકુંબતી હરિયાળીમાં હું ડૂબકી મારી મારા દિવસો ધોત

સાંજે નખશિખ નિરુપયોગી વસ્તુનો હું ગંજ થઈને ઊંધમૂંધ પછડાઉં
ઘરમાં ટોળે વળેલ તીણાતીણા અંધારાથી અંદરબહાર હું છોલાઉં

પામું મારી ગાભા જેવી એકલતાના ચીંથરેચીંથરે મોત !



## રિસાયેલી કવિતાદેવીને ઉદ્‌બોધન ▫ રમેશ પારેખ

એક તો લેખણ પણ ના જાણે- એમ છે તારું નામ લેવાનું
ને પાછું આ સાવ કોરા કાગળ કનેથી કામ લેવાનું

એમ થાતું કે ઝરણાં, નદી, દરિયા લખું સામટાં તને
લોહી પાસેથી કામ લેવાનું શાહીનું તે ના આવડે મને

ઝૂરવું તને હાંફળફાંફળ-એટલી મારી ગાંઠમાં મૂડી
સાવ છે ખોબા જેવડું મારું નભ એમાં હું લઉં છું ઊડી !

તું નહીં તો કોણ સંકેલે આ મારો ચોરસ ખાલીપો ?
હું મોતની જેમ પાકર્યો છું, આવ, મારી ઉઘાડ તું છીપો

તું આ મારા જીવનાં અવડ બારણાં ઉઘાડ, ઓ સખી !
સાવ કોરો ઊંબર છું એમાં પગલાં તારાં પાડ, ઓ સખી !



## સવાર ▫ રમેશ પારેખ

પાકેલા આંબા પર ચપચપ ચડતો સૂરજ મીઠો
સગ્ગી આંખે એને મેં ઝળહળતો સામે દીઠો

આંબાના ગુંદરમાંથી ટપકે ચીકણો કલશોર
અડતાં ચોંટી જાતો પંખીથી લહલહતો પહોર

છાતી ઉપર મંજરીઓની  ગંધ ટકોરા મારે
પૂછે કે તું આંબા પેઠે આમ પાકશે ક્યારે ?

હું આ મારા શ્વાસ ખોતરી ચપટીક વીરડો ગાળું
ત્યાં તો એને તળિયે હું તગતગતો આંબો ભાળું

મને ચાખતો ભૂખ્યોભૂખ્યો કાળ અને હું દંગ
મને ઘસાઈ જતા પવનને ચોંટે મારો રંગ !



### ▫ અબ્દુલ ગફાર કાઝી

અરીસાના ટાઈપરાઈટર પર,
એક ચકલી બેસીને
રોજ સવારે,
ટાઈપ કરે છે,
પોતાના પ્રતિબિમ્બને...



## 'ખડકી, ફળિયું, ઓરડાઓ તો આંખને ખૂણે ભીનાં...' ❑ ગ્રંથિન

માનવહૃદયનાં દેખાતાં, ન દેખાતાં, ઊંડેઊંડે રહેલાં દુઃખ અને કવિતાનો અકળ સંબંધ રહ્યો છે. કવિઓ હૃદયનાં આંસુને કવિતામાં ઉઘાડ આપતા જ આવ્યા છે, તો કવિતામાં પ્રગટતા કરુણરસ અને કાવ્યાનંદનોય એવો જ અકળ સંબંધ રહ્યો છે અને સહૃદય ભાવકો કરુણનો આસ્વાદ માણતાં રહ્યાં છે.

'રેતીતણા આ રણસમી આખીય મારી જિંદગી !'

જીવનના અઢીથીય ઓછા દાયકા જોયા ન જોયા ને ૧૯૩૨ની સાલમાં જન્મેલા કવિનું સન ૧૯૫૬માં રચાયેલું આ પહેલું કાવ્ય એમની કલમની દિશાનો સંકેત આપે છે અને પછી ઉદાસી, એકલતા, થાક, નિષ્ફળ પ્રેમની વ્યથા, મૃત્યુ આદિનું આલેખન કરતોકરતો આ કવિજીવ બીજા બે દાયકામાં તો (સન ૧૯૭૮માં) ભરી મહેફિલમાંથી ઊઠી જાય છે. સન ૧૯૭૪માં બે જ દિવસના આંતરે લખાયેલી કૃતિઓની આ પંક્તિઓ :

❑

અણગમતું આયખું લઈ લ્યોને, નાથ !<br>
મને મનગમતી સાંજ એક આપો...

❑

ધારો કે એક સાંજ આપણે મળ્યાં અને આપણે હળ્યાં<br>
પણ આખા આ આયખાનું શું ?

❑

આ કાવ્યમાં કવિ અંતે પ્રશ્ન મૂકે છે 'પણ આ મંડેલી વારતાનું શું ?' આ છે વ્યક્તિની વ્યથાકથા. વ્યક્તિની વેદનાનાં ઘણાં કાવ્યો અહીં છે જ, તો કવિ સમષ્ટિની વાત પણ ઘણી કૃતિઓમાં માંડે છે. ઉક્ત કાવ્યની છેલ્લી પંક્તિને જ એક નવા કાવ્યનું શીર્ષક બનાવે છે અને સમષ્ટિની કથા સાથે પરમાત્માનેય યાદ કરી લે છે :

❑

ગાલિબ.../ ખરેખર તો એ હતો<br>
પૂરી આમદાન સાથેનો ખાનદાન ઈન્સાન :<br>
પ્રેમની બાંગ પુકારીને છેક અલ્લા સુધી દોરી જનાર ઈન્સાન.

❑

ગમે તેટલી વ્યથાવેદનાની વચ્ચેય હળવી ક્ષણો આવે છે, કવિજીવ વિસ્મયથી જગતને જુએ., સૌંદર્યને માણે છે :

❑
આ તો બીજમાંથી ફૂટી છે ડાળ
કે એક એક પાંદડીમાં પ્રગટ્યું પાતાળ !

❑
નાનકડી શેરીને છેલકડી પહેરાવો એવી આ ડેલી એક લાગશે

❑
અમને પાગલને પાગલ કહી વારો નહીં,
આમ બીડેલા હોઠને પુકારો નહીં

❑
આ કવિએ ઝાઝાં ગીત ને અછાંદસ રચ્યાં, છંદ રચ્યા, થોડીક ગઝલો રચી, થોડાંક સૉનેટ રચ્યાં, ગદ્યસૉનેટ પણ રચ્યું, મુક્તક રચ્યાં અને દીર્ઘકાવ્ય પણ રચ્યાં, સાહિત્યિક પરંપરામાંય રહ્યા ને નવા પ્રયોગો પણ કર્યા, ચિત્રકળાની મોન્ટા -કૉલાજ- શૈલી પણ શબ્દરચનામાં અજમાવી. તળપદી બાની પ્રયોજી ને બોલચાલની છટાઓ પણ દર્શાવી, કૃતિઓમાં સંવાદનું તત્ત્વ પણ આવતું રહ્યું, તાજગીભર્યાં કલ્પનપ્રતીકો પણ પ્રયોજ્યાં, મુખ્યત્વે સ્વાનુભવલક્ષી અને સાથે જ પરલક્ષી રચનાઓ પણ કરી,- આવું બધું નામ પાડીને કહેવા માત્રથી કવિચેતનાની ગતિવિધિનો નિર્દેશ થઈ શકે નહીં. કવિની તીવ્ર સંવેદના અને એની અભિવ્યક્તિની કલાત્મકતા માણવા માટે તો સંચયનાં કાવ્યો તરફ જ ગતિ કરવી રહી.

[જગદીશ જોષી, ધારો કે એક સાંજ આપણે મળ્યાં (સમગ્ર કવિતા), પ્ર.આ. ૧૯૯૮, ઇમેજ પબ્લિકેશન્સ પ્રા. લિ. (૧૯૯, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૪૦૦ ૦૦૨) ડેમી કદ, પૃ. ૪૦૦, મૂલ્ય રૂા. ૨૨૫.]

❑

# જ્ઞાનપીઠ પુરસ્કાર વિજેતા પ્રગતિવાદી શાયર અલી સરદાર જાફરી

❑ રમેશ પુરોહિત

ઉર્દૂ જબાનના પ્રગતિવાદી શાયર અને સર્જક અલી સરદાર જાફરીને ૧૯૯૭ના વર્ષનો જ્ઞાનપીઠ એવૉર્ડ એનાયત થયો છે પોતાના અર્થપૂર્ણ આયુષ્યના ચોર્યાસી વર્ષ વટાવીને એક્વીસમી સદીને આવકારવાનો ઉત્સાહ આજે પણ એમની નજરમા દેખાય છે એમને સાડાઆઠ દાયકાએ ઘણીઘણી થપાટો મારી છે પણ સાચો ફિલસૂફી મિજાજ ધરાવતા આ સર્જકે પોતાના સર્જન પર કે પોતાના શરીર પર કે પોતાના મન પર કૃપાય ઊઝરડા પડવા નથી દીધા ૮૪ મે વર્ષે ૨૪ વર્ષના યુવાન જેવી સ્ફૂર્તિ અને શ્વેત શ્યામ ઝુલ્ફોવાળા એકવડાબાંધાના અને દરેક રીતે ઊંચાઈ ધરાવતા આદમી રસ્તામા મળી જાય તો એ નક્કી સરદાર જાફરી હશે એમા શક નથી

પોતે લખેલા સાહિત્યની વિપુલતામા રાચ્યા વગર આજે પણ એમની જ્ઞાનસાધનાની ધૂણી ધખી રહી છે એમનો પ્રથમ કાવ્યસંગ્રહ હતો 'પરવાઝ' અને પછી આવે છે 'નઈ દુનિયા કો સલામ', 'ખૂન કી લકીર', 'અમન કા સિતારા' તથા 'એશિયા જાગ ઊઠા' પછી એ પાછા વળે છે એમના ચિંતનમા અને આપે છે 'પથ્થર કી દીવાર ' આ કાવ્ય-સંગ્રહોના નામ પરથી એમની વિચારસરણી અને નીજી માન્યતાઓની ઝાંખી મળે છે પણ એમની શાયરીનો અભ્યાસ કરતા લાગે છે કે સામ્યવાદી - સમાજવાદી વિચારસરણીની અતર્ગત કલાત્મક ઊંચાઈની સમૃદ્ધિ વધારે છે એમના સમસ્ત વિચારોનુ કેન્દ્ર ફક્ત મનુષ્ય છે, અને માનવતાના ભવ્ય ભવિષ્ય પર એમને પૂરો ભરોસો છે

સરદાર જાફરી તત્વજ્ઞાનના અને ઇતિહાસના વિદ્વાન છે ઉર્દૂ, ફારસી, હિન્દીનો એમનો અભ્યાસ ઊંડો છે એ તો સર્વવિદિત વાત છે પણ તેઓ સસ્કૃત સાહિત્યના પ્રખર જાણકાર હોવાની જાણ ફક્ત અગત મિત્રોને જ છે મુબઇમા નવાસવા આવેલા સરદાર જાફરી સ્થિર થવાના પ્રયત્નોમા હતા તે વખતે ૧૯૪૫મા તબિયત નાદુરસ્ત થઇ ગઇ પૈસા વગર ટકી શકાય નહીં એક દિવસ વાતચીતમા તે વખતના ઑલ ઇન્ડિયા રેડીયોના ડાયરેક્ટર બુખારીસાહેબને ખબર પડી કે જાફરીસાહેબનો ભારતીય તત્વજ્ઞાન અને સાહિત્યનો અભ્યાસ ઊંડો છે એટલે એમણે એમના પ્રવચનોની શ્રેણી શરૂ કરી બાર રેડિયો વાર્તાલાપમા છ વાર્તાલાપ સસ્કૃતના મહાકવિ કાલિદાસ ઉપર હતા

સરદારને આપણે આધુનિક ઉર્દૂ શાયરીના સાહસિક શાયર કહી શકીએ એમણે વિદ્યાર્થીકાળથી જ પરતંત્રતા, સામ્રાજ્યવાદ અને મૂડીવાદ સામે લડવાનુ શરૂ કર્યું

કવિતા

હતું. આઝાદી પહેલાં અને પછી અનેકવાર જેલયાત્રા કરી પણ પોતાનો હોંસલો હંમેશા બુલંદ રાખ્યો. એ ક્યારેય રાજકીય કાવાદાવામાં પડયા નહીં કે મુંબઇમાં રહ્યા છતાં ફિલ્મી દુનિયાની ગ્લેમરથી આકર્ષાયા નહીં. સાહિત્યની સેવા અને પ્રસારનું કામ કરતા રહ્યા.

ઉત્તર પ્રદેશમાં ગોંડા જિલ્લામાં આવેલા બલરામપુર ગામમાં ૨૬ નવેમ્બર, ૧૯૧૩ના રોજ મધ્ય વર્ગના મુસ્લિમ પરિવારમાં જન્મ થયો. ઘરનું વાતાવરણ ધાર્મિક હતું. ઉત્તર પ્રદેશમાં તે જમાનામાં 'અનીસ'ના મરસિયાનો પાઠ થતો. આમ સરદાર પર ઘરના મજહબી અને સાહિત્યિક વાતાવરણનો પ્રભાવ પડયો. એમણે પણ નાની વયમાં મરસિયા કહેવાનું શરૂ કર્યું. ૧૯૩૩ સુધી આવાં શોક કાવ્યો લખતા રહ્યા. એ દિવસોમાં એમણે લખેલો એક શેર આ પ્રમાણે છે :

અર્શ તક ઓસ કે કતરોં કી ચમક જાને લગી
ચલી ઠંડી જો હવા તારોં કો નીંદ આને લગી.

બલરામપુરમાં હાઇસ્કૂલની પરીક્ષા પાસ કરી મેટ્રિક થઇને મુસ્લિમ યુનિવર્સિટી અલીગઢ ગયા. એ વખતે ઇતિહાસના અને ફિલસૂફીના મહાન પ્રોફેસર હતા કે. એ. અશરફ, મહમ્મદ હબીબ અને સાથીઓમાં હતા પ્રખ્યાત ઉર્દૂ લેખકો સજ્જાદ ઝહીર, કે. એ. અબ્બાસ, ઇસ્મત ચુગતાઇ, મજાજ, જાં નિસાર અખ્તર, જજબી વગેરે. વાયસરોયની કારોબારીના વિરોધમાં હડતાળ પડાવી અને યુનિવર્સિટીએ એમને ખારીજ કર્યા. એ ક્ષણેથી ઉપર દર્શાવેલ શેરો લખનાર શાયર રાજનૈતિક નઝમો લખવા માંડયા. દિલ્હીમાં બી.એ. કર્યું અને લખનઊ વિશ્વવિદ્યાલયમાં એમ.એ. કરીને મુંબઇ આવ્યા. સામ્યવાદી વિચારસરણીનો એ જમાનો હતો ત્યારે ઉર્દૂના મોટા ભાગના શાયરોએ ડાબેરી વિચારધારાને અપનાવીને કાવ્યો લખતા હતા. જાં નિસાર અખ્તર, મજાજ, કૈફી આઝમી વગેરે મોખરાના કવિઓમાં વધારે પ્રગતિશીલ જનાબ સરદાર જાફરી હતા. 'પ્રગતિશીલ લેખક - સંઘ' ખૂબ જ સક્રિય હતો. રૂઢિચુસ્ત અને મઝહબી સમાજના માહોલમાં પ્રગતિવાદી વિચારોને માટે આગળ આવનારા આ લેખકો અને કવિઓ અસાધારણ મનોબળ ધરાવતા હતા. બેકારી - બેરોજગારીના અને ફાંકામસ્તીના વાતાવરણમાં સામ્યવાદી જીવન - વ્યવસ્થા પ્રત્યેનું તેઓનું આકર્ષણ સ્વાભાવિક હતું.

પોતાના ઇતિહાસના જ્ઞાન અને જિંદગીના અનુભવોથી સરદાર જાફરીને એક વાતની જાણ છે કે આ સંસારમાં કોઇ ચોક્કસ વિચારધારાની, ચોક્કસ જાતિ કે વર્ગોની અથવા સમૂહની હાર થઇ શકે છે પરંતુ મનુષ્ય અજેય છે. આથી એમની શાયરીમાં કોઇ પણ પ્રકારની નિરાશા, હતાશા, કલ્પાંત કરુણતા કે અવિશ્વાસનો ઓછાયો દેખાતો નથી. એમને ખબર છે કે દુઃખ, ગરીબી, મુશ્કેલીઓ તો છે પણ સાથેસાથે બાળકનું સ્મિત, કળીનું ખીલવું, સૂર્યકિરણનું ફૂટવું, ઝરણાઓનું નાચવું પણ

છે એમની રચનાઓ મનમા નવા નવા ઉમગો જગાવે છે અને એમનો આશાવાદ આપણને સ્પર્શે છે જેમ કે

ગો મેરે સિર પે સિયહ રાત કી પરછાઈ હૈ
મેરે હાથો મેં હૈ સૂરજ કા છલકતા જામ
મેરે અફકાર મેં હે તલ્ખી-એ ઇમરોઝ મગર
મેરે અશઆર મેં હૈ ઈશરતે - ફર્દા કા પયામ.

મારા માથા પર કાળી ડિબાગ રાતની પછેડી ભલે રહી પરતુ એની સાથેસાથે આવતી કાલે સવારે ઊગનારા સૂર્યના કિરણોનો છલકતો જામ પણ હોવાનો મારા ચિતનમા, મારા વિચારોમા અત્યારે અનુભવાતી કડવાશ ભલે ભળી ગઇ હોય પરતુ મારી શાયરીમા ભવિષ્યમા પ્રાપ્ત થનારા સુખનો પયગામ પણ છે

અલી સરદાર જાફરી એક સશોધક છે એમણે ગાલિબ અને મીર જેવા ઉર્દૂના સમર્થ કવિઓના સશોધિત દીવાન પ્રકટ કર્યા છે નવા અર્થઘટનો આપ્યા છે એમણે ઉર્દૂ કવિતાની ડિક્શનરીના છ વૉલ્યૂમ તૈયાર કર્યાં છે આમાથી બે ગ્રથો પ્રકટ થઈ ચૂક્યા છે એમને જ્ઞાનપીઠ એવૉર્ડ એનાયત થશે તે વખતે કબીરબાની અને દીવાન - એ ગાલિબ પણ પ્રકટ થશે એમની શાયરીનુ અગ્રેજીમા ભાષાતર થયુ છે જેનુ પ્રકાશન કૅનેડામા થયુ છે અને મુલકરાજ આનદે પ્રસ્તાવના લખી છે

મહારાષ્ટ્ર ઉર્દૂ અકાદમીએ એમને જ્ઞાનેશ્વર એવૉર્ડ આપ્યો હતો અને ત્યાર પછી સર્વોચ્ચ જ્ઞાનપીઠ પારિતોષક પ્રાપ્ત થાય છે ત્યારે એમની શાયરી વિશે એમણે કહેલા શેરથી સમાપન કરીએ

મેરે નગ્મે કૈદે - માહો - સાલ સે આઝાદ હૈ,
મેરે હાથો મેં હૈ લાફાની તમન્ના કા સિતાર

મારી શાયરી, મારા ગીતો મહિનાઓ અને વર્ષોની કેદથી આઝાદ છે મારા હાથમા અમર આશાની સિતાર ગૂજી રહી છે





૧૯૯૭ના જ્ઞાનપીઠ એવૉર્ડ વિજેતા

**અલી સરદાર જાફરી**

**ટાંકી ◻ ઉદયન ઠક્કર**

(૧)

બાય ખેંચી ખમીસને સૂલટાવીએ તેમ આ ટાંકીને
સવળી કરો.
કરી ? હવે સાભળો-
એને આયળેથી મીઠડા પડછાયા ઘાવતા કબૂતરોનું ગુટર્ગું,
છાને ખૂણે લીલને ફૂટતા દાત
સપાટીએ તરતા કોશેટામાથી તડાક જન્મતું મરણ...

આ ટાકી સહેજ મોટી હોતે
તો મગરમચ્છો સેલારા લેતા હોતે એમા
સહેજ નાની હોતે
તો મોઢે માડત.

ભર્યા ચોમાસે
પાણી અને પાણી વચ્ચે
પાતળુક પડ ઉગામીને ઊભા રહેવુ
કેમ ગમતુ હશે આ ટાકીને ?

(૨)

કેવી બિન્ધાસ્ત છે પેલી
અગાસી પર આડે પડખે થઈને
ભીનાં અગોને ખુલ્લંખુલ્લા સૂકવે છે
ચામડી ચળક ચળક.
મને થાય, લાવને ભરી દઉં
બાથ, ખોલી નાખુ
ઢાકણુ અને અદર લળક ઢળક મારૂ
પ્રતિબિમ્બ જોઉ

નપાણિયા મકાનોની સપનસુંદરી !
સવાર સવારમા
લગાર ગરમ થઈ બચુડાને નવશેકું નવરાવતી હોય
ઝીણુ ઝીણુ ઝૂલે પછી વૉટરબોટલમા
તુલસીના ક્યારે સીંચે શ્લોક

બપોરે તો ચોળીએથી ટપક ટપક
સંધ્યાટાણે અંજલિમાં જળ લઈને વિચારે :
હું વાદળી હોત,
તો નળની નહિ, મોરની ચાંપે
વરસતી હોત.

ઘરમાં તો રાચરચીલાની રેલમછેલ :
ગલીચા ફરતે ગરબો લેતી ખુરશીઓ,
બગડાનો આંક ગોખતો અરીસો,
ઊથલપાથલિયો કબાટ, કુથલીખોર બારી,
વરસોથી ન ચીતરાયેલી દીવાલ,
સપને-સપને ચીતરાતી સેજ,
ફૂલના ચરણસ્પર્શથી અહલ્યા જેવું મલકી ઊઠતી ફૂલદાની...
આ બધી વસ્તુ વચ્ચે
વસ્તુ જેવી
ટાંકી પણ.
પંપના આવેગે સરે
ને નળના હુકમે ઊઠ-બેસ કરે
બાકી કોણ પૂછે એનો પાણીનોય ભાવ ?
પડી રહે છાનીમાની મેડીએ, કદીક અગાસીએ.
સાચું કહું ? ટાંકીને તો ઘરમાં
રાખેલ
હા, રાખેલ
જેથી રોજ રાતે ધક્કે ધક્કે પાણી ચડાવાય
અને આખો દા'ડો વાપરી શકાય.



## દશ્યાવલિ કાવ્યગુચ્છ ▫ નલિન રાવળ

### ▫ શાંત રાત્રિ

પૂર્ણચન્દ્રનુ કિરણ નાનકુ
શાત રાત્રિમા ફૂલ ઉપર જયમ લળે,
વસતલ ઝાકળનુ ટીપુ
શાત રાત્રિમા ઘાસ ઉપર જયમ ઢળે,
ત્યમ
શાત રાત્રિનુ શમણુ
પવન ઉપર સરકીને હળવે
આખ મહીં જઈ રમે

### ▫ વૃક્ષ

શિશિરના સૂસવતા સમીરે
થીજી ગયેલા નભચન્દ્ર નીચે
મધરાતમા એકલ વૃક્ષ ઊભુ
રહીરહીને મનમા વિમાસે
જાણુ નહીં
જાણુ નહીં
પખી અનેક કેવા ! કૂજી-ઝૂલી
ડાળડાળે ઊડીને
સદાય માટે કહીં સૌ ઊડી ગયા ?

### ▫ ચન્દ્ર

શીત સમીરે
નીરવ રાત્રિએ
સરવર તીરે
ધીરેધીરે
ઊતરી આવી ચન્દ્ર સરકતો જળમા
ઊડે

### ▫ આકાશમાં

અધાર ઘેરી રાત્રિના આકાશમા
એક પખી
ક્યારનુ ઊડી રહ્યુ છે
શોધી રહ્યુ છે
એક ટહુકો કઠથી એના સર્યો
તેને
આખા આભમા શોધી રહ્યુ છે

▫

## દૃશ્યાવલિ કાવ્યગુચ્છ ▫ નલિન રાવળ

### ▫ શાંત રાત્રિ

પૂર્ણચન્દ્રનુ કિરણ નાનકુ
શાત રાત્રિમા ફૂલ ઉપર જ્યમ લળે,
વસતલ ઝાકળનુ ટીપુ
શાત રાત્રિમા ઘાસ ઉપર જ્યમ ઢળે,
ત્યમ
શાત રાત્રિનુ શમણુ
પવન ઉપર સરકીને હળવે
        આખ મહીં જઇ રમે

### ▫ વૃક્ષ

શિશિરના સૂસવતા સમીરે
થીજી ગયેલા નભચન્દ્ર નીચે
મધરાતમા એકલ વૃક્ષ ઊભુ
રહીરહીને મનમા વિમાસે
જાણુ નહીં
જાણુ નહીં
પખી અનેક કેવા ! કૂજી-ઝૂલી
        ડાળડાળે ઊડીને
સદાય માટે કહીં સૌ ઊડી ગયા ?

### ▫ ચન્દ્ર

શીત સમીરે
નીરવ રાત્રિએ
સરવર તીરે
ધીરેધીરે
ઊતરી આવી ચન્દ્ર સરકતો જળમા
        ઊંડે

### ▫ આકાશમાં

અધાર ઘેરી રાત્રિના આકાશમા
એક પખી
ક્યારનુ ઊડી રહ્યુ છે
શોધી રહ્યુ છે
એક ટહુકો કઠથી એના સર્યો
તેને
આખા આભમા શોધી રહ્યુ છે



આંખ જો દદડી પડે તો શું કરો
શ્વાસ જો ભપડી પડે તો શું કરો
કેટલું ચાહ્યો તમે તો મૌન રહેવા
હોઠ જો ફફડી પડે તો શું કરો
હોય ચાહત ઘરમહીં એકાંતની
દ્વાર જો ખખડી પડે તો શું કરો
કેટલી જહેમત પછી પહોંચ્યો ઉપર
ટોચ જો ગબડી પડે તો શું કરો

- ક્રિષ્ના પંડ્યા

# પ્રસ્તાવનાને બદલે.....

## ધર્મવીર ભારતી ▢ અનુ. મુકેશ જોશી

પશ્ચિમ જર્મનીના બાબેરિયન આલ્પ્સ જયાં એ પરદેશી ગામડાનું નામ કદાચ ગારમિશ હતું. ડિસેમ્બર આગળ વધી રહ્યો હતો. સેંકડો માઇલો સુધી બરફથી ઢંકાયેલી સડકો પરથી જ્યાં પહોંચ્યા ત્યાં પણ ચારે બાજુ ફક્ત બરફ જ બરફ. પહાડોના શિખરથી તળેટી સુધી ન ઘાસ, ન પાન, ન પંખી, ન માણસ, ન માણસજાત. તડકામાં ચળકતો સફેદ બરફ અને દઝાડી નાખે એવો શીત સન્નાટો. હીટર લગાવેલી કારમાંથી ઊતરીને એક સૂમસામ પહાડી રેસ્તોરાંમાં જાઉં છું. અંદર ગૅસથી હૂંફાળું બનાવાયેલું વાતાવરણ. થોડાક પર્યટકોના હસવાના - બોલવાના અવાજો. જમીન પર પાથરેલ મોટા ગાલીચા ઉપર મોટામોટા ઊન ગૂંથેલા રંગબેરંગી ફૂલો. દીવાલો ઉપર પણ એવો જ લટકાવેલ ગાલીચો, જેની ઉપર ક્યાંક લટકી રહેલ દ્રાક્ષના ઝૂમખા, ભરતકામ કરેલી વેલ. ક્યાંક પીળા ફૂલોની વેલ રેશમની દોરીથી ગૂંથેલી. ટેબલ પરના ફ્લાવરવૉઝમાં અસલીને ભુલાવી દે એવા નકલી રંગબેરંગી ફૂલો -સૂરજમુખીના, ડાહલિયા ને ક્રાઇસેન્થમના અને હાન્ની હાક્સના.

આ રેસ્તોરાંની વિશેષતા એ છે કે અહીં પીવા માટે તાજું 'મિનરલ વૉટર' મળે છે. એ જ પાણીમાં શાકભાજી બાફવામાં આવે છે. ઉપર પહાડોના ઢોળાવ પર બારેમાસ વહેનારા ઝરા. જેનાથી તાજું પાણી મળે છે. આ એવું પાણી જેમાં અનેક ખનિજો અને એનક જડી-બુટ્ટીઓ પણ ઓગળેલી હોય. કેટલાક માણસો તો સેંકડો માઇલનું અંતર કાપી માત્ર આ પાણી પીવા અને બોટલોમાં ભરીને લઇ જવા માટે જ આવતા હોય છે.

પ્રવાસીના 'મૂડ'નું ઠેકાણું થોડું જ હોય છે? ગરમગરમ કૉફીનો એક કપ પીને બહાર નીકળી પડયો છું, બધાની સલાહને અવગણીને. માત્ર બરફમાં જ ફરવા. કાન, ગળું, ઊનની ટોપી અને મફલરથી ઢાંકી તથા હાથમોજાં પહેરીને. ઇચ્છા છે કે કોઇ પર્વતીય ઝરણું નજરે જોઉં, પણ બરફની આ સેંકડો માઇલ ફેલાયેલી સફેદ ચાદરમાં શું એ જોવા મળશે?

આંગળીઓ થીજી રહી છે, પગ ધીમા પડી રહ્યા છે. માત્ર પોતાના શ્વાસોચ્છ્વાસ સિવાય કોઇ અવાજ નથી. 'પણ જેણે શોધ્યું તેને મળ્યું જ છે.' ત્યાં થોડેક દૂર બરફની રૂપેરી કોરને વીંધીને સ્વચ્છ પાણીની સાવ પાતળી ધાર વહી રહી છે અને લ્યો જોતજોતામાં તો થોડેક દૂર જઇને એય ઠરીને બરફ થઇ ગઇ. હજુ આગળ ચાલુ છું. ત્યાં જુઓ, પાણીની પાતળી ધારાએ બરફને છેદયો છે અને નીચે રહેલા પથ્થરો પણ ચમકી રહ્યા છે. ત્યાં, એક મોટો ઝરો છે. ચારેબાજુથી બરફ છેદાઇ ગયો છે અને ગ્રેનાઇટ પથ્થરના જેવી જ શિલા દેખાઇ રહી છે. પણ એ શિલા નીચે શું છે? કોઇ

રૂપાળી સ્ત્રીનુ કર્ણફૂલ પડ્યુ છે કે શું ? શ્વાસ ચઢી ગયો છે છતા હાફતો હાફતો ચઢુ છુ જરાક નમીને જોઉં છુ અને ચમત્કાર ! બે પથ્થરોની વચ્ચે એક મોટુ પાદડુ ટટ્ટાર ઊભુ છે અને પાનના મૂળમા હસી રહ્યુ છે એક આસમાની ફૂલ હુ સ્તબ્ધ છુ સેંકડો માઈલ સુધી ફેલાયેલા આ સેકડો ટન બરફના પથરીલા (બરફીલા) સામ્રાજ્યને પડકાર આપતુ એક નીલ-રગી ફૂલ

અદર, મને કશુક થવા લાગે છે નહીં, કંઈક તો એવુ છે કે જે હારતુ નથી, મરતુ નથી પણ પૃથ્વીના પેટાળમા બીજ બનીને સતાઈ રહે છે શીત-સામ્રાજ્યને ચીરીને જાગી ઊઠે છે, ખીલી ઊઠે છે બર્ફીલા સન્નાટાને તોડીને ગુજે છે એક નાનુ, અજાણ્યુ અને નામ વગરનુ ફૂલ

તમે જાણો છો કે કવિતાની વાત કરવાને બદલે હુ તમને ગારમિશના પ્રદેશની સફરે કેમ લઈ ગયો ? એટલા જ માટે કે સૂર્યભાનુની કવિતાઓ વાચતા વાચતા મને ઘણી વખત પેલા બરફની એકલતામા ઊગેલા આસમાની ફૂલનો અનુભવ થાય છે આમ અચાનક મળેલુ સુખ, જીવનમા અજબગજબની શ્રદ્ધા, એની રસાળતા-એ બધુ જ કવિતામા

હુ વિવેચક નથી આચાર્ય પણ નથી માત્ર એક રસિક વાચક છુ છેલ્લા વીસ વર્ષમા કવિતા અને ખાસ કરીને હિંદી કવિતાના જે હાલ થયા છે તે શુ શીતયુગમા લઈ જાય એવા નથી ? અને કેવી કેવી ભયાનક હિમશીલાઓ છે ! ૬૦ની કવિતા, ૬૦ પછીની કવિતા, ૭૦ પછીની કવિતા, અકવિતા, વિચાર - કવિતા, લોકભોગ્ય કવિતા, સસદ-છાપ કવિતા, સડક-છાપ કવિતા, જાણીતી કવિતા, અજાણી કવિતા, રઘુવીર સહાય કવિતા, અસહાય કવિતા, અફસરવાદી કવિતા, તકવાદી કવિતા આવી ભૂલભુલામણીનો કોઈ અર્થ છે ?

પરતુ આ જાદુઈ ચક્રવ્યૂહમા તમે કવિતા શોધો એવી કવિતા જે માત્ર કવિતા હોય, સીધી-સાદી હોય, લેબલ વિનાની, બગલઘોડીને બદલે પોતાની અદરની શક્તિથી ચાલતી હોય, જેનામા પોતાની માટીની સુગધ હોય અને સ્વાભાવિક હોય તો તમે મુશ્કેલીમા પડી જશો એવી કવિતાઓ આજે મળે છે જ ક્યા ?

પરતુ સૂર્યભાનુની સારી કવિતાઓની એ વિશેષતા છે કે તે કોઈ વિશેષણના થપ્પા લગાવીને શો રૂમમા નથી બેસતી ન આ વાદ ન પેલો વાદ, ન પેલા ગુરૂ, ન પેલા આચાર્ય, ન સિત્તેરની, ન એસીની કવિતા ! માત્ર કવિતા જેવી એ સીધીસાદી હોવી જોઈએ પોતાના મિજાજથી વાત કરી અને વાચકની ભીતર ઊતરી જનાર ક્યારેક કથનના વૈભવથી ઝળહળી ઊઠનાર, ક્યારેક ગલીપચી કરાવનાર, ક્યારેક અજાણ્યા નામોને યાદ કરાવી ઉદાસી ભરી જનાર તો ક્યારેક પહેલા વરસાદથી માટીની મીઠી ગધ જેવો સુખદ અનુભવ આપી જનાર

છતા બહુ સરસ ત્રિપદીઓ કે દુહાઓ કે ગઝલોમા ક્યારેક ક્યારેક એવી નબળી પક્તિઓ કે શેરો આવી જાય છે જે ક્યારેક રસવિક્ષેપ કરી નાખે છે થોડોક કટાણો

પણ છોડતા જાય છે. આવું તો એમની કવિતામાં ઘણું ઓછું થાય છે પણ થાય છે ખરું ! શા માટે ?

મને એક કારણ મળ્યું છે. ઉપરથી બહુ સરળ દેખાતી આ કવિતા લેખનમાં સૂર્યભાનુ કોઈ કઠણ જમીન ઉપરથી પસાર થતા હશે, વાત તો તેમણે નવી જ અનુભૂતિની કરવી જ છે. એના માટે તેમણે જે કાવ્ય સ્વરૂપો અપનાવ્યાં છે તે છે છંદ અને લયબદ્ધ દુહાઓ, ત્રિપદીઓ, ચતુષ્પદીઓ, (મુક્તકો), ગીતો તથા ગઝલો અને કાવ્ય સ્વરૂપોમાં એમના પ્રતીકો પણ ઘણા પરિચિત છે. સ્પષ્ટ કથન, ઉપમાઓ અને નાટ્યાત્મકતા ! બિહારના દુહાઓથી લઈ ઉર્દૂની ગઝલોના વિશાળ પટ પર આ પ્રતીકો,આટલાં જૂનાં પ્રતીકો લઈ, આટલી નવી વાતો કરી વાચકોને મુગ્ધ કરી દેવા, એ ઘણી મોટી ઉપલબ્ધિ છે, છતાં ક્યારેક લપસણો માર્ગ પણ આવે છે. જ્યારે કવિ એનાં રૂપકોની ઝાંકઝમાળથી સ્વયં અંજાઈ જાય. ઉંમરના પહેલાં ચરણમાં આ પ્રકારનાં આત્મસંમોહન ક્ષમ્ય ગણાય પણ ધીમેધીમે એ સાથે સર્જનની ભૂમિ પર ઊંડી આંતરિક શિસ્ત પણ વિકસાવી પડશે જે એમની કવિતામાંથી આવા કમજોર ધાગાઓ સ્વયં બહાર ફગાવી દે અને ગૂંથણીમાં ક્યાંય કચાશ કે શિથિલતા ન આવવા દે.

એક બીજી વાત. ફાગણ, જેઠ, શ્રાવણ એટલે કે બદલાતી ઋતુઓના રંગ, ગામડાંઓનાં ઘર તથા ફૂલ-છોડ વૃક્ષનો નોસ્ટેલ્જિયા, રોમેન્ટિસીઝમ અને આધુનિક રાજકારણનાં મૂલ્યોના દ્વિમુખી વેશના સંકટ - આ બધામાં ક્યાંક વધારે ઊંડાણ ખેડવું પડશે, એની પાછળના ગહનતમ અર્થોને શોધવા. સાથે સાથે પોતાની અનુભૂતિઓ અને કાવ્ય પદાર્થને વધારે વિશાળ બનાવવાની. આ પ્રકારની બન્ને ક્ષમતાઓ એમનામાં છે જ જે મને એમની 'સૂર્યાસ્ત' કવિતામાં પ્રમાણરૂપે જોવા મળી, જે મને સૌથી વધારે ગમી અને બધી કવિતાઓમાં સશક્ત લાગી. એક મહાનગરની લોકલ ટ્રેન, સ્ટેશનોથી ફૂટતી પારાવાર ભીડ, ભીડમાં અનેક ચહેરા અને દરેક ચહેરા પાછળ એક આખી જિંદગીની પીડા-

ચેહરે ખત્મ હો ચૂકે મેલે
ચેહરે ફૂટે હુએ ગુબ્બારે
ચેહરે ઠંડે પડે કહકહે
ચેહરે બુઝે હુએ અંગારે

ચેહરે ખૂલી જેલ કે કૈદી
ચેહરે ચૂર-ચૂર આઈને
ચેહરે ચલતી-ફિરતી લાશેં
ચેહરે અસ્પતાલ કે જીને

પરંતુ અંધારાથી સભર ચહેરાઓથી કે સૂર્યાસ્ત ઉપર પૂરી નથી થતી.

સૂર્યભાનુના જ શબ્દોમા
જાલ શામ ને ફિર ફૈલાયા ઔર એક ચેહરા યાદ આયા
દુનિયા કા ચેહરા ધુંધલાયા ઔર એક ચેહરા યાદ આયા

અને આ ચહેરો પેલા નાનકડા આસમાની ફૂલનો, બરફના અધારાને પડકારતા પેલા નીલા ફૂલનો પ્રસન્નતા પણ અને નજાકત પણ, બહાદુર પણ અને શ્રદ્ધાવાન પણ કોઈ પણ કાળમા કોઈ પણ ભાષામા, સાચી, સારી કવિતાનો આ જ ચહેરો હોય છે

વાદ, વિવાદ અને વિસવાદની વચ્ચેથી પસાર થતા સૂર્યભાનુના મનમા કવિતાનો તરોતાજા ચહેરો બની રહે એવી શુભેચ્છા સાથે
('એક હાથ કી તાલી' કાવ્યસંગ્રહની પ્રસ્તાવનાનો અનુવાદ)



## મંજીરા ❑ કૃષ્ણ દવે

કોક સૂતા છે, કોક જાગે છે, વર્ષોથી જાણુ છુ, એક તાલ મંજીરા વાગે છે વાગે છે
અદરની વાત કાઈ ઝાઝુ કહેવાય નહીં, તમને જે લાગે તે અમને પણ લાગે છે
એક તાલ

સૂરજના ઈંડાને અધારુ સેવે ને ટહુકે જો નવલુ પરભાત
એમા તમને કા લાગે આઘાત ?

એવુ તો બધ્ધુયે આવે આ કવિતામા શબ્દો તો પંખીની જાત,
ઈ તો બેઠા કે ઊડવાની વાત
ગોતેગોતેને તોય કોઈને જડેય નહીં ગીતોની પાછળ સૌ ભાગે છે ભાગે છે
એક તાલ
પ્લાસ્ટિકના ફૂલોમા પરફ્યુમ છાટે ને પછી નોતરે પતગિયાની નાત
એમા તમને કા લાગે આઘાત ?
એવુ તો બધ્ધુયે હોય મારા ભાઈ ભલે છેતરતા પોતાની જાત
એવા એક નહીં આખ્ખી જમાત
ઠેરઠેર ફરતા આ પિત્તળના પડછાયા સોના સમાન ભાવ માગે છે માગે છે
એક તાલ
ફિજમા ફસાઈ ગયેલા ઝરણાના મોંમાથી ઓકાવે વહેવાની વાત
એમા તમને કા લાગે આઘાત ?
એવુ તો કેટલુય હાલે છે ભાઈ મારા ઈના ઈ દિવસ ને રાત
હવે મેલોને સઘળી પચાત
કોને પડી છે આ તો દરિયો કહેવાય એક પરપોટો આજ દેહ ત્યાગે છે ત્યાગે છે
એક તાલ



## ❑ કિશોર શાહ

દોહવાતી ગાયના
શેડકઢા દૂધની ધાર
ત્રાંબાના ઘડામાં અથડાતાં
જે ધ્વનિ જાગે છે
એને દૂર ઊભું વાછરડું
કાનથી પીતાં પીતાં
મારી સામે
એકીટશે જુએ છે.

❑

૨૫મી ડિસેમ્બરથી
૩૧મી ડિસેમ્બર સુધી
ઇસુનું જૂનું વર્ષ
પોતાનો ક્રોસ ખભે ઊંચકી
આગળ ધપે છે
૩૧મી ડિસેમ્બરે
બાર ખીલા ધરબાયાના
અવાજ પૂરા થતાં
બધું જ પૂરું.
મેં જોયું છે
કે
૧લી જાન્યુઆરીનો
ઊગતો સૂર્ય
હંમેશ
લાલચોળ હોય છે.

❑

લીમડાના વૃક્ષ પર
કપાયેલા પતંગની દોરીમાં
ભેરવાઇ મરેલી ખિસકોલીના
મૃત્યુને
મારે
હત્યા સમજવી
કે
આત્મહત્યા ?

❑

સૂર્યભાનુના જ શબ્દોમા
જાલ શામ ને ફિર ફૈલાયા ઔર એક ચેહરા યાદ આયા
દુનિયા કા ચેહરા ધુંધલાયા ઔર એક ચેહરા યાદ આયા

અને આ ચહેરો પેલા નાનકડા આસમાની ફૂલનો, બરફના અધારાને પડકારતા પેલા નીલા ફૂલનો પ્રસન્નતા પણ અને નજાકત પણ, બહાદુર પણ અને શ્રદ્ધાવાન પણ કોઇ પણ કાળમા કોઇ પણ ભાષામા, સાચી, સારી કવિતાનો આ જ ચહેરો હોય છે

વાદ, વિવાદ અને વિસવાદની વચ્ચેથી પસાર થતા સૂર્યભાનુના મનમાં કવિતાનો તરો-તાજા ચહેરો બની રહે એવી શુભેચ્છા સાથે
('એક હાથ કી તાલી' કાવ્યસંગ્રહની પ્રસ્તાવનાનો અનુવાદ)



## મંજીરા ◻ કૃષ્ણ દવે

કોક સૂતા છે, કોક જાગે છે, વર્ષોથી જાણુ છુ, એક તાલ મજિરા વાગે છે વાગે છે
અદરની વાત કાઇ ઝાઝુ કહેવાય નહીં, તમને જે લાગે તે અમને પણ લાગે છે
એક તાલ

સૂરજના ઇંડાને અધારુ સેવે ને ટહુકે જો નવલુ પરભાત
એમા તમને કા લાગે આઘાત ?

એવુ તો બધ્ધુયે આવે આ કવિતામા શબ્દો તો પખીની જાત,
ઇ તો બેઠા કે ઊડવાની વાત
ગોતેગોતેને તોય કોઇને જડેય નહીં ગીતોની પાછળ સૌ ભાગે છે ભાગે છે
એક તાલ.

પ્લાસ્ટિકના ફૂલોમા પરફ્યુમ છાટે ને પછી નોતરે પતગિયાની નાત
એમા તમને કા લાગે આઘાત ?
એવુ તો બધ્ધુયે હોય મારા ભાઇ ભલે છેતરતા પોતાની જાત
એવા એક નહીં આખ્ખી જમાત.
ઠેરઠેર ફરતા આ પિત્તળના પડછાયા સોના સમાન ભાવ માગે છે માગે છે
એક તાલ

ફ્રિજમા ફસાઇ ગયેલ ઝરણાંના મોમાથી ઓફ્રાવે વહેવાની વાત
એમા તમને કા લાગે આઘાત ?
એવુ તો કેટલુય હાલે છે ભાઇ મારા ઇના ઇ દિવસ ને રાત
હવે મેલોને સઘળી પચાત
કોને પડી છે આ તો દરિયો કહેવાય, એક પરપોટો આજ દેહ ત્યાગે છે ત્યાગે છે
એક તાલ



## ❑ કિશોર શાહ

દોહવાતી ગાયના
શેડકઢા દૂધની ધાર
ત્રાંબાના ઘડામાં અથડાતાં
જે ધ્વનિ જાગે છે
એને દૂર ઊભું વાછરડું
કાનથી પીતાં પીતાં
મારી સામે
એકીટશે જુએ છે.

❑

૨૫મી ડિસેમ્બરથી
૩૧મી ડિસેમ્બર સુધી
ઈસુનું જૂનું વર્ષ
પોતાનો ક્રોસ ખભે ઊંચકી
આગળ ધપે છે
૩૧મી ડિસેમ્બરે
બાર ખીલા ધરબાયાના
અવાજ પૂરા થતાં
બધું જ પૂરું.
મેં જોયું છે
કે
૧લી જાન્યુઆરીનો
ઊગતો સૂર્ય
હંમેશ
લાલચોળ હોય છે.

❑

લીમડાના વૃક્ષ પર
કપાયેલા પતંગની દોરીમાં
ભેરવાઈ મરેલી ખિસકોલીના
મૃત્યુને
મારે
હત્યા સમજવી
કે
આત્મહત્યા ?

❑

# ગોપીગીત : રસદર્શી પરિચય

▫ હરિવલ્લભ ભાયાણી

સસ્કૃત વગેરે ભારતીય ભાષાઓનુ સ્તોત્રસાહિત્ય અત્યત વિશાળ છે તેમા ભાગવતપુરાણના સ્તોત્રોનુ તેમના ભાવ, અલકાર, ભાષા વગેરેની રમણીયતાને લીધે આગવુ સ્થાન છે ભાગવતમા ૮૭ જેટલા સ્તોત્રો - સ્તુતિઓ છે એનુ સવિસ્તર નિરૂપણ 'ભાગવતપુરાણ એ ક્રિટિકલ સ્ટડી' (૧૯૯૦)ના સાતમા પ્રકરણમા સુશીલા દેસાઇએ કરેલુ છે તેમા ગજેન્દ્રમોક્ષસ્તુતિ, પ્રહ્‌લાદસ્તુતિ, બ્રહ્મસ્તુતિ, ભીષ્મસ્તવ, વેદસ્તુતિ વગેરે વધુ જાણીતી છે એ સહુમાં ગોપીગીત અને ભ્રમરગીત શિરમોર છે

ભાગવતના દશમસ્કધમા રાસક્રીડાના વર્ણનમા ૨૯મા અધ્યાયને અતે કહ્યુ છે કે ગોપીઓને કૃષ્ણ પાસેથી માનસન્માન મળતા તેમને સૌભાગ્યમદ થયો અને અભિમાન આવ્યુ અને જગતની બધી સ્ત્રીઓ કરતા તેઓ પોતાને ઉચ્ચ માનવા લાગી તેમનો મદ અને માન ઉતારવા અને ચિત્તના પ્રસાદ માટે કૃષ્ણ તેમની વચ્ચેથી અતરધાન થઇ ગયા ૩૦મા અધ્યાયમા કૃષ્ણનુ અન્વેષણ કરવા મથતી - તલસતી ગોપીઓનુ વર્ણન છે તે પછી ૩૧મા અધ્યાયમા ગોપીઓની ઉત્કટ વિરહવેદના અને અનન્ય ભક્તિભાવને પ્રગટાવતુ ગોપીગીત છે

ગોપીગીતના ૧૯ પદ્યોમા જે આસક્તિ, ભક્તિ અને વ્યથાની અભિવ્યક્તિ થઇ છે તે શૃગારપ્રધાન છે તેમા જેમ અન્યત્ર તેમ અહીં પણ કૃષ્ણ-ગોપીના સબધમા સાસારિક પ્રણયભાવ તીવ્રપણે પ્રગટ થયો છે

કૃષ્ણને ગોપીઓ પ્રિય, કાન્ત, રમણ, દયિત, સખા, સુરતનાથ એવા સબોધન કરે છે, તુ કપટી છે એવો પ્રેમભાવે ઉપાલભ આપે છે કૃષ્ણના કરકમળ કામદ છે એ પ્રેમપૂર્ણ દષ્ટિએ તેમને જુએ છે સુરતવર્ધન અધરામૃતનુ પાન કરવા દેવા, અધરસુરાના પાનથી ઘરવવા અને પોતાના કઠિન સ્તન પર કોમળ ચરણાબુજ સ્થાપવા વિનવે છે

કૃષ્ણના ચરણકમળ, કરકમળ, વદનકમળ, કમળલોચન, કુટિલ નીલ, કુતલ, મધુર ગિરા વગેરેનો વારવાર નિર્દેશ કરી તેની રૂપપ્રશસા કરે છે અને એણે પોતાના પરાક્રમથી વ્રજવાસીઓના અનેક સકટ હર્યાનુ કહે છે

બીજી તરફ ગોપીઓ કૃષ્ણને પ્રાણાધાર કહે છે, તેના દર્શન માટે તલસે છે, તેન ન જોતા એક ક્ષણ પણ યુગ જેટલી દીર્ઘ લાગે છે સસારીઓને માટે, ભક્તોને માટે કૃષ્ણના ચરણકમળ પાપનાશક અને વિશ્વમગળકારક હોઇને કવિઓ કૃષ્ણના

કથામૃતને વર્ણવતાં ન થાકતા હોવાનો નિર્દેશ કરે છે.

પરંતુ કૃષ્ણગોપીનો સંબંધ વર્ણવતાં ભાગવતકાર સમક્ષ દ્વિવિધ કક્ષા રહેલી છે. તેમાં બે સ્તરે સહવર્તી હોય છે તેનો સ્પષ્ટ પુરાવો ગોપીગીત પણ પૂરો પાડે છે. એ સંબંધનું નિરૂપણ ઘણુંખરું શૃંગારરસની ભાષામાં થયેલું છે પણ અહીં એક સ્થાને ગોપીઓ સ્પષ્ટ શબ્દોમાં કહે છે: 'ન ખલુ ગોપિકાનંદનો ભવાનખિલ દેહિનાં અંતરાત્મદૃક્ એટલે કે 'આપ ખરેખર તો યશોદાનંદન નહીં, ગોપાલબાલ નહીં પણ પ્રત્યેક શરીરધારીના અંતરાત્મા છે.' વળી કહે છે કે બ્રહ્માની પ્રાર્થનાથી આપે વિશ્વના રક્ષણ માટે (ભગવદ્‌ગીતાના શબ્દોમાં) ધર્મસંસ્થાપન માટે યદુકુળમાં જન્મ લીધો છે. આ પ્રમાણે કૃષ્ણ અને ગોપીઓનો સંબંધ એ ખરેખર તો પરમાત્મા અને જીવાત્માઓના સંબંધ હોવાની અને કૃષ્ણ જગન્નાથ, જગદ્‌ધારક હોવાની વાત કવિએ પ્રગટ કરી છે. કૃષ્ણગોપીસંબંધનું શૃંગારભાવે નિરૂપણ કર્યાનું પ્રયોજન એ છે કે વિરહાવસ્થામાં પ્રિયતમ માટેની ઉત્કંઠા, ઝંખના પરાકાષ્ઠાએ હોય છે અને તે અનુસાર જીવાત્માની પરમાત્મા માટેની ઝંખના તીવ્રતમ રીતે નિરૂપવાનો વિપ્રલંભશૃંગાર અવકાશ આપે છે. આ કારણે ભાગવતમાં નિરૂપિત વિરહભક્તિ ભક્તિના ઇતિહાસનું સર્વોચ્ચ શૃંગ ગણાય છે.

ગોપીગીતની બીજી પણ બે સ્વરૂપગત વિશિષ્ટતા છે. એક તો છે તેનું છંદોવિધાન.

**જયતિ તેઽધિકં જન્મના વ્રજ, શ્રયત ઇન્દિરા શશ્વદત્ર હિ ।**
**દયિત દશ્યતાં દિક્ષુ તાવકાસ્, ત્વયિ ધૃતાસવાસ્ ત્વાં વિચિન્વતે ॥**

અહીં પ્રત્યેક ચરણના બીજા વર્ણનો પ્રાસ મળે છે. સર્વત્ર યકાર. તે જ પ્રમાણે ૧૮ પદ્યો સુધી બીજા વર્ણનો પ્રાસ યોજાયો છે. આ છંદલક્ષણ દક્ષિણની દ્રાવિડી ભાષાઓ માટે લાક્ષણિક છે અને તે નિશ્ચિતપણે ભાવગતકાર દાક્ષિણાત્ય હોવાનું બતાવે છે. આ ઉપરાંત સર્વત્ર ચરણવાર અનુપ્રાસ પણ યોજાયો છે, જેથી આ ગીતની ગેયતા સમૃદ્ધ બની છે.

ત્રીજી વિશિષ્ટતા છે તે ગોપીગીતના છંદને લગતી છે. આ છંદ ભાગ્યે જ અન્યત્ર યોજાયો છે. માત્ર ભરતનાટ્યશાસ્ત્રના છંદ વિભાગમાં તેનું 'ગિરા' છંદને નામે નિરૂપણ છે. (૩૨,૮૬). ભાગવતકારની છંદવિષયક નિપુણતા અને તેમના વિનિયોગ પાછળ રહેલી કવિદૃષ્ટિ પ્રશંસનીય છે અને વધુ તો ભાવવાહી, મધુર કંઠે થતા ગોપીગીતના ગાન દ્વારા જે ભાવાનુભૂતિ નિષ્પન્ન થતી હોય છે તે તો અનન્ય હોય છે.



## ચસનાલા ❑ સુનીલ ગંગોપાધ્યાય ❑ સુશી દલાલ

(બંગાળી)

આવ્યા હતા હજારો લોક, આવ્યા હતા, જોયા હતા
        હજારો લોક આવ્યા હતા, જોયા હતા
આવી હતી પોલીસ, જીપ, વાન, ટ્રક, આવ્યા હતા અગણિત
                કૅમેરા ઝુલાવતા
આવ્યા હતા દેશી અને વિદેશી
        આવ્યા હતા શ્રમિક, આવ્યા હતા માલિક
આવ્યા હતા પખાલી, આવ્યા હતા બદામ , ચણા અને કોકાકોલા
        હલવા, બરફી, ગુલાબ રેવડી
આવ્યા હતા હજારો લોક, આવ્યા હતા, જોયા હતા
        હજારો લોક આવ્યા હતા, જોયા હતા
આવ્યા હતા વ્યાકુળ, આવ્યા હતા નિર્દય, આવ્યા હતા મલિન
આવ્યા હતા બાળકો, આવી હતી છોકરીઓ, આવી હતી ગંધ
અને આવ્યા હતા અને આવ્યા હતા ગાડીઓના શબ્દ અને પગના શબ્દ

અને આવ્યા હતા, અને, અને, અને
આવ્યા હતા હજારો લોક, આવ્યા હતા, જોયા હતા
        હજારો લોકો આવ્યા હતા, જોયા હતા
જોયું'તું ? જોયું'તું ? શું સાચેસાચ કંઇ જોયું હતું ?
જોયું નહીં કંઇ, જોયું નહીં કંઇ, જોયું નહીં કંઇ
એણે એનું મો, એણે એનું મો
કોણ કોનું મો જોતો રહ્યો, જોયું નહીં, જોયું નહીં
        કંઇ પણ જોયું નહીં



## ગીત ❑ રજની મહેતા

તારા વિના પળપળની આ કચ્ચર કચ્ચર કાપી
ઝીણ ઝીણી ચબરખી ઉપર
નહીં લખેલી લાગણીઓને
કેવળ વિરહ કરીને છાપી

દિવસ આખો રણનો રસ્તો
ને રાત તો જાણે
વલવલતી ટળવળતી જોને વૈદર્ભીનું વન
રોમ રોમ રણઝણતી અને ઝણઝણતી કોઈ
નર્તકીનું જાણે શિલ્પ થઈને થીજી ગયું
તાકધીનાધીન તબલા ઉપર
સળવળતી આ હથેળીઓની સાવ અચાનક અટકી ગઈ છે થાપી

પવન ક્યારનો પડી ગયો
ને ઝાડ એકલું સુનમુન સુનમુન
સ્તબ્ધ થઈને ઊભું છે સૂમસામ
કાળા ભમ્મર દળ વાદળની પાછળપાછળ
સૂરજ છે કે નહીં એની ખબર પડે નહીં
ખબર એટલી કે આ મારી નજરમાં સળગે તારું નામ
તારા વિના આ આંખો અપરાધી થઈને ઝૂર્યા કરે છે
રે પુણ્ય ગયું પરવારી
ને એ જીવ્યા કરે થઈ પાપી

❑

❑ **વસંત છેડા**

ક્ષણની ભૂલ હતી
સદીઓએ સહન કર્યું
સદીઓ તો વીતી ગઈ
ક્ષણો નથી વીતતી.

❑

ને જ્યાં ન મારો ખપ, મને ત્યાં લૈ જતા ન કૃપા કરી,
નરજાતિ સંગે મૂકતાં, પગ મૂકજો નિત્યે ડરી;
કો મલ્લને એવું કહ્યું જો, 'ક્યાં ગયાં'તાં આપ જી ?'
જોજો મળે ના તરત, મુક્કાનો મહા સરપાવ જી...૭

તો મિત્ર, મારી નમ્ર અરજી, આટલી મનમાં ધરો,
લખતાં અને વદતાં મને ના, સ્વપ્નમાં યે વિસ્મરો;
હું રમ્ય ગુંજન ગુંજતું, નિત જ્ઞાનના પુષ્પે ઠરું,
અજ્ઞાનમાં પણ ડંખું -કિંતુ એ કથા નહિ હું કરું...૮

(દોહરા)

અનુસ્વારનું આ લખ્યું, સુંદર અષ્ટક આમ
પ્રેમ થકી પાકું ભણ્યો, પામો સિદ્ધિ તમામ...૯

છાપે છાપે છાપજો, પુસ્તક પુસ્તક માંહ્ય
કંઠ કંઠ કરજો, થશે શારદ માત સહાય...૧૦

પાક્કો આનો પાઠ જો, કરવાને મન થાય,
સૂચન એક સમર્યું તો, કમર કસી લો ભાઇ !...૧૧

નકલ કરો અષ્ટક તણી, એક ચિત્ત થઈ ખાસ,
અનુસ્વાર એંસી લખ્યાં પૂરાં, તો બસ પાસ...૧૨

(કડીવાર અનુસ્વારોની સંખ્યા ૮+૫+૧૩+૪+૧૪+૧૨+૯+૧૫=૮૦)



**□ મહેશ દવે**

આપણે આપણા મૌનથી પછી
કહીશું જૂની વાત
રાતરાણી મને રાત આપે
પારિજાત દિયે પરભાત
મોગરો મને વૈશાખ આપે
ને મોર આપે છે શ્રાવણ
ઝરમર ઝરમર નીકળી પડે
રાત તણી મણિયારણ
ચાંદની મને આપતી રહે
રાત આખી રળિયાત
તાપણું મને આપે શિયાળો
વ્હાલભરી સોગાદ
ધાબળા તળે આપણી જોને
ચુપચુપ કેવી હૂંફ
રાતની શીતળ શીતળ હવા
આલિંગીને ચૂપ

□

**હાડેવીજે □ અનુ. સુ.દ.**
(તિરમી સદીની કવયિત્રી)
પ્રેમનું પાગલપન એ નસીબની વાત છે
આટલું સમજાય પછી : બધું આફાત છે

છિન્નવિછિન્નને એ કરે છે એક
કડવાશ તો થાય દ્રાક્ષ જેવી મીઠી :
આ છે સત્યમય લેખ

પારકાને એ તો કરે પોતીકાં
અધમને એ તો ઉન્નત કરે
પામરને એ તો પરમ કરે :
એવી એની લાખેણી લીલા

□

## મરીના સ્વેતાયાવા ▫ રજની મહેતા

(રશિયન)

કોઈક નાનકડા શહેરમાં
મને તારી સાથે રહેવું ગમે,
અનંત સંધ્યાકાળ
અને અનંત ઘંટનાદ.
શહેરની નાની અમથી હોટેલ-
કોઈ પ્રાચીન ઘડિયાળમાંથી આવતો ઝીણો ધ્વનિ,
જાણે કે કાળનાં ઝીણાંઝીણાં બુંદ.
અને ક્યારેક સાંજના કોઈક ભંડારિયા ખંડમાંથી
વાંસળી,
બારી પાસે ઊભેલો બાંસુરીને બજાવનાર
બારીમાંથી દેખાતાં આંખ ભરાઈ જાય એવડાં મોટાં ફૂલો
અને પછી
તું મને પ્રેમ નહીં કરે તોપણ હું ચલાવી લઈશ.



## મહાનતમ ▫ સૂર્યભાનુ ગુપ્ત ▫ સુશી દલાલ

(હિંદી)

કવિતા કરીને
કવિ,
વાર્તા લખીને
વાર્તાકાર
અને સમીક્ષા કરીને
સમીક્ષક
હસે છે,
પણ,
સૌથી મહાન છે
મારી ગલીનો રદ્દીવાળો
જે કંઈ પણ કર્યા વગર
સૌથી વધુ હસે છે



**મેકટીલ્ડ** ▢ **અનુ. સુ.દ.**
(તેરમી સદીની કવયિત્રી)

અને ઇશ્વરે આત્માને કહ્યું :
વિશ્વનો પ્રારંભ થયો એ પહેલાંથી
મેં તારી ઇચ્છા કરી હતી.
અત્યારે પણ તને ઇચ્છું છું
જેમ તું મને ઇચ્છે છે એમ
જ્યાં બે જણની ઝંખના એકાકાર થતી હોય
ત્યાં પ્રેમ પૂર્ણ થતો હોય છે.

▢

પ્રભુ ! તમે મારા પ્રિયતમ
મારી ઝૂરણા
મારું વહેતું ઝરણ
મારો સૂર્ય
અને હું તમારું પ્રતિબિંબ

▢

મારી પ્રકૃતિ છે
કે હું તને સતત ચાહું છું
કારણકે હું સ્વયં પ્રેમ છું
ઝૂરાપા અને મારી પ્રતીક્ષાને કારણે
હું તને ચાહું છું આટઆટલી તીવ્રતાથી
કારણકે તું એને હૃદયથી ચાહે
એવું ઝંખું છું, ઝૂરું છું
આ મારી શાશ્વતી તને
પ્રલંબકાળ માટે ચાહવા પ્રેરે છે
કારણકે તેનો અંત નથી

▢

ઇશ્વર કઇ રીતે આત્મા પર અવતરે છે-
હું મારા ભક્ત પર અવતરું છું :
ફૂલ પર ઝાકળની જેમ

▢

## બેટા, હું અહીં બેસી રહીશ

❑ નીતા રામૈયા

બેટા, હું અહીં બેસી રહીશ. આ ખૂણામાં.
વચ્ચે નહીં આવું.
તમતમારે ગાજો, નાચજો, સમજયો કાંઇ.
ગુડા ભાંગ્યા છે ને.
દુનિયા ને મારા વચ્ચે સાત ગાઉનું છેટું.
દુનિયા ને મારા વચ્ચે સાત ગાઉનું છેટું.
ઘરમાંય તે, ખાઇ ખોદી હોય તેવું.
ખબર છે, બધાંની વચ્ચે ખાઇ.
ખવડાવે, પીવડાવે, પહેરાવે, ઓઢાડે.
પૈસા ખરચે. દાકતર આંટો મારી જાય.
દવા - બવા ગરકાવે. ઠીક છે ભાઇ.
બેટા, હું અહીં બેસી રહીશ. આ ખૂણામાં.
વચ્ચે નહીં આવું.
તમે ગીત ગાવ ત્યારે હું ઝીણું અમથું
ગાઇ લઇશ. તમે નાચો ત્યારે હું
ઝીણું અમથું નાચી લઇશ. તમે હળો
મળો ત્યારે હું હળી લઇશ મળી લઇશ
ઝીણું અમથું. વચ્ચે નહીં આવું.
હાથમાં લાકડી પરખાવે. ટેકો આપે.
બધાં બધું બકે. કહી કહીને કરે.
કોઇ દિલ ન આપે.
ઘરડાંને કોઇના દિલનો ખપ નહીં શું.
એકલા પડ્યા રહેતાં શીખવાનું.
ભાવે ન ભાવે ગરચી લેવાનું.
પોતાના ઊંહકારા પોતે સાંભળવાના.
બેટા, હું બેસી રહીશ. આ ખૂણામાં.
વચ્ચે નહીં આવું.
તમતમારે એય્યને.
બધા જ પ્રશ્નોના જવાબ તૈયાર હોય છતાં
જવાબ નહીં આપવાનો.

## મેકટીલ્ડ ◻ અનુ. સુ.દ.

(તેરમી સદીની કવયિત્રી)

અને ઇશ્વરે આત્માને કહ્યુ
વિશ્વનો પ્રારંભ થયો એ પહેલાથી
મે તારી ઇચ્છા કરી હતી
અત્યારે પણ તને ઇચ્છુ છુ
જેમ તુ મને ઇચ્છે છે એમ
જ્યા બે જણની ઝંખના એકાકાર થતી હોય
ત્યા પ્રેમ પૂર્ણ થતો હોય છે

◻

પ્રભુ ! તમે મારા પ્રિયતમ
મારી ઝૂરણા
મારુ વહેતુ ઝરણ
મારો સૂર્ય
અને હુ તમારુ પ્રતિબિંબ

◻

મારી પ્રકૃતિ છે
કે હુ તને સતત ચાહુ છુ
કારણકે હુ સ્વય પ્રેમ છુ
ઝૂરાપા અને મારી પ્રતીક્ષાને કારણે
હુ તને ચાહુ છુ આટઆટલી તીવ્રતાથી
કારણકે તુ એને હ્રદયથી ચાહે
એવુ ઝંખુ છુ, ઝૂરુ છુ
આ મારી શાશ્વતી તને
પ્રલબકાળ માટે ચાહવા પ્રેરે છે
કારણકે તેનો અત નથી

◻

ઇશ્વર કઇ રીતે આત્મા પર અવતરે છે-
હુ મારા ભક્ત પર અવતરુ છુ
ફૂલ પર ઝાકળની જેમ

◻

# બેટા, હું અહીં બેસી રહીશ

❑ નીતા રામૈયા

બેટા, હું અહીં બેસી રહીશ. આ ખૂણામાં.
વચ્ચે નહીં આવું.
તમતમારે ગાજો, નાચજો, સમજ્યો કાંઇ.
ગુડા ભાંગ્યા છે ને.
દુનિયા ને મારા વચ્ચે સાત ગાઉનું છેટું.
દુનિયા ને મારા વચ્ચે સાત ગાઉનું છેટું.
ઘરમાંય તે, ખાઇ ખોદી હોય તેવું.
ખબર છે, બધાંની વચ્ચે ખાઇ.
ખવડાવે, પીવડાવે, પહેરાવે, ઓઢાડે.
પૈસા ખરચે. દાકતર આંટો મારી જાય.
દવા - બવા ગરકાવે. ઠીક છે ભાઇ.
બેટા, હું અહીં બેસી રહીશ. આ ખૂણામાં.
વચ્ચે નહીં આવું.
તમે ગીત ગાવ ત્યારે હું ઝીણું અમથું
ગાઇ લઇશ. તમે નાચો ત્યારે હું
ઝીણું અમથું નાચી લઇશ. તમે હળો
મળો ત્યારે હું હળી લઇશ મળી લઇશ
ઝીણું અમથું. વચ્ચે નહીં આવું.
હાથમાં લાકડી પરખાવે. ટેકો આપે.
બધાં બધું બકે. કહી કહીને કરે.
કોઇ દિલ ન આપે.
ઘરડાંને કોઇના દિલનો ખપ નહીં શું.
એકલા પડ્યા રહેતાં શીખવાનું.
ભાવે ન ભાવે ગરચી લેવાનું.
પોતાના ઊંહકારા પોતે સાંભળવાના.
બેટા, હું બેસી રહીશ. આ ખૂણામાં.
વચ્ચે નહીં આવું.
તમતમારે એય્યને.
બધા જ પ્રશ્નોના જવાબ તૈયાર હોય છતાં
જવાબ નહીં આપવાનો.

શાણપણ હોય છતા શાણપણ છતુ ન થાય
તેવી અગમચેતી વાપરવાની
અનુભવ જેવી વાતની વરાળ કરી નાખવાની
પડ્યા રહેવાનુ રોજ રોજ ક્યાય સુધી
હવામા તાકીને
ચકલીની ચીં ચીંમા ચિત્ત ચોટાડીને

સફેદ વાળ ખેરવ્યા કરવાના
ચકલીના માળા માટે
ધ્રાસ્કો રાખવાનો
માથામા ચકલી માળો બાધી કાઢશે એવી બીકે
સમજ્યો કાઈ
ગુડા ભાગ્યા છે ને
દુનિયા ને મારા વચ્ચે સાત ગાઉનુ છેટુ
ઘરમાય ખાઈ ખોદી હોય એવુ
ખબર છે, બધાની વચ્ચે ખાઈ
એકવાર, થાય છે, બધાને કહી દઉં
તમે ઘરડા થયા છો ઘરડાને દિલમાથી તજીને
જવા દો  શુ ફરક પડવાનો છે કોઈને
આ ખોખલાની માહ્ય ઝગતી દીવડી
બોલી પડે છે અવારનવાર
બેટા, હુ અહીં બેઠી રહીશ  આ ખૂણામા
વચ્ચે નહીં આવુ
તમતમારે ગાજો, નાચજો
તમે ગીત ગાવ ત્યારે હુ ઝીણુ અમથુ
ગાઈ લઈશ  તમે નાચો ત્યારે હુ
ઝીણુ અમથુ નાચી લઈશ  તમે હળો
મળો ત્યારે હુ હળી લઈશ મળી લઈશ
ઝીણુ અમથુ વચ્ચે નહીં આવુ
તમતમારે એય્યને



## પી લીધું હશે ❑ ભગવતીકુમાર શર્મા

એણે કશુંક તેજભર્યું પી લીધું હશે
અથવા ગુલાબી મુખડાને ચૂમી લીધું હશે.

તારા નગરમાં તારી ગલી ને ગલીમાં ઘર,
સરનામું તારું મહેકને પૂછી લીધું હશે.

નહિતર ન હોય આટલી આંખો ઉદાસ ઉદાસ,
આકાશે તારા શહેર પર વરસી લીધું હશે.

સહસા ગગનમાં મેઘધનુ આથમી ગયું;
દોરી ઉપરથી વસ્ત્ર તેં ખેંચી લીધું હશે!

હેલી પછી ઉઘાડ છવાયો છે તેજમય;
એણેય આંસુ આંખથી લૂછી લીધું હશે.

છાતીમાં ગોપવી લીધો કાગળ હર્યોભર્યો.
રોકીને શ્વાસ નામ તેં વાંચી લીધું હશે.

છે ભેદ આટલો જ નયનરમ્ય ભાતનો;
ચંદરવા જેમ આયખું સીવી લીધું હશે.



કવિતા : મૌનમ્ શરણમ્ ગચ્છામિ
તંત્રી : સુરેશ દલાલ
વર્ષ : ૩૧ અંક : ૩ ફેબ્રુઆરી,૧૯૯૮
સળંગ અંક : ૧૮૩
મુખપૃષ્ઠ સજાવટ : દિનેશ દલાલ





ખાસ સૂચના : કોઈ પણ કાવ્ય એક વખત બીજે ક્યાય છપાયેલુ હોય તે ફરીથી મોકલવુ નહી
અપ્રગટ કાવ્ય જ મોકલવુ પ્રસિદ્ધ થતા લેખોના અભિપ્રાયની જવાબદારી લેખકની છે
સૂચના : વરસમાં છ અંકો દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે
કૃતિ ગમે તેટલી નાની હોય તોપણ પોસ્ટકાર્ડ, ઈનલેન્ડ લેટર કે નાની ચબરખીઓ પર ન લખતા ફૂલ્સકેપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનતી છે કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલુ ને પૂરુ સરનામુ લખેલુ કવર બીડવુ જરૂરી છે નકલ ન મળ્યા અગેનો પત્રવ્યવહાર સર્ક્યુલેશન વિભાગ સાથે કરવો કવિપરિચયક મિત્રોને વિનતી કે પુરસ્કારમા વિલબ થવા અગેનો પત્રવ્યવહાર એકાઉન્ટ્સ વિભાગ સાથે કરવો
લવાજમ : દેશમા ૯૦/- રૂપિયા, પરદેશમા સીમેલ રૂ ૧૭૦/-, ઍરમેલ રૂ ૨૭૦/-, આ અંકના રૂપિયા ૧૫/-
બહારગામનુ લવાજમ 'SAURASHTPA TRUST'ના નામથી મનીઑર્ડર / ડ્રાફટ મોકલવા વિનતી
પત્રવ્યવહારનુ સરનામું : સર્ક્યુલેશન મૅનેજર, જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ, કોટ, પોસ્ટ બોક્સ ન ૬૨, મુબઈ ૧ T P 2870831, FAX NO 022 2874097
મુદ્રક અને પ્રકાશક : સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી ધીરુભાઈ દેસાઈ, જન્મભૂમિ કાર્યાલય, જન્મભૂમિ માર્ગ, કોટ, મુબઈ ૧
મુદ્રણ સ્થળ : મે પ્રીન્ટેજ પ્રા લિ સન મિલ કમ્પાઉન્ડ, સન મિલ રોડ, લોઅર પરેલ, મુબઈ ૪૦૦ ૦૧૩



શ્રીમતી કોકિલાબહેન અંબાણી, પૂજય મોરારીબાપુ, શ્રી સુરેશ દલાલ અને શ્રી અભિજિત્ત જગદીશ જોષી ('ધારો કે એક સાંજ આપણે મળ્યાં' કાવ્યસંગ્રહના વિમોચન પ્રસંગે)

**તરસ** (ગીત) □ શિવજી રૂખડા

ખોબાના નીર થયા ખાલી
સૈયર, હું તો પાણી ભરવાને પછી હાલી.

પાણીના સેરડે પાણી દેખાય નંઇ કાળજે તરસુંના કાપા,
પાણીના પગરવની પાછળ પાછળ છે તરસના સિન્દુરિયા થાપા,
કોરી ગાગર લઇ ઠાલી
સૈયર, હું તો પાણી ભરવાને પછી હાલી.

કાળઝાળ ગરમીના ઝાળઝાળ વાયરાઓ ચારે દિશાએથી વાય
ભીનાશે લીધો છે ભેજવટો ને ઓલ્યાં વીરડામાં રેતી છલકાય,
ઝાંઝવાની આંગળી મેં ઝાલી
સૈયર, હું તો પાણી ભરવાને પછી હાલી.

સવારે સૂરજની સાખે હું નીકળું આથમે છે આખોયે વાટમાં
આ તરસનું નામ કોણે પાડયું મારી બઇ ! પાછું લમણે લખ્યું છે લલાટમાં
નજરુંને ચડી ગઇ ખાલી
સૈયર, હું તો પાણી ભરવાને પછી હાલી.

**તરસ** (ગીત) ▫ શિવજી રૂખડા

ખોબાના નીર થયા ખાલી
સૈયર, હું તો પાણી ભરવાને પછી હાલી.

પાણીના સેરડે પાણી દેખાય નંઇ કાળજે તરસુંના કાપા,
પાણીના પગરવની પાછળ પાછળ છે તરસના સિન્દુરિયા થાપા,
કોરી ગાગર લઇ ઠાલી
સૈયર , હું તો પાણી ભરવાને પછી હાલી.

કાળઝાળ ગરમીના ઝાળઝાળ વાયરાઓ ચારે દિશાએથી વાય
ભીનાશે લીધો છે ભેજવટો ને ઓલ્યાં વીરડામાં રેતી છલકાય,
ઝાંઝવાની આંગળી મેં ઝાલી
સૈયર, હું તો પાણી ભરવાને પછી હાલી.

સવારે સૂરજની સાખે હું નીકળું આથમે છે આખોયે વાટમાં
આ તરસનું નામ કોણે પાડયું મારી બઇ ! પાછું લમણે લખ્યું છે લલાટમાં
નજરુંને ચડી ગઈ ખાલી
સૈયર, હું તો પાણી ભરવાને પછી હાલી.

## આમજ ને ? કૃષ્ણ દવે

બસ બધું આમજ ને !
શબ્દોના ખાલીખમ ખોખાના લેબલ પર છાપો છો કવિતાનું નામ જ ને ?
બસ બધુ આમજ ને ?

એક દિવસ સૂરજ તો પોતે જઇ પૂછે છે, સાચ્ચે આ સૂરજનું ગામ છે ?
જેને પણ પૂછયું એ બદ્ધાયે કહેતા હું પોતે છું બોલો શું કામ છે ?
સાચુકલા સૂરજને હસવું તો આવે ને, આખ્ખુંયે આગિયાનું ગામ જ ને ?
બસ બધું આમ જ ને ?

મીનરલ વૉટરની એક માછલીથી આજકાલ આખ્ખોયે દરિયો હેરાન છે.
પાણીને કેમ કરી ચોખ્ખું રખાય એનું દરિયાને સ્હેજે ક્યાં ભાન છે.
માછલીના મોઢેથી અંગારા ઓકાવી આપો છો દરિયાને ડામ જ ને ?
બસ બધું આમ જ ને ?

એવી તે કેવી આ વાગે વાંસળી, તે આખ્ખુંયે ગોકુળ છે ચુપ્પ.
કામકાજ છોડીને રાસમાં જ મશગૂલ છે રાતદિવસ ગોપીઓના ઝુપ
ખૂલીખૂલીને હોઠ રાધાના ખૂલે તો બીજું શું બોલશે ? શ્યામ જ ને ?
બસ બધું આમ જ ને !

### ▫ રાધાનાં આંસું ▫ અબ્દુલ ગફાર કાજી

ગોકુળની
હર ગલીમાં
મને દેખાય છે,
કૃષ્ણનું સ્મિત,
ને
રાધાનાં આંસું...

▫

## ▫ હિમાંશુ પ્રેમ

સફરમાં કોણ કોના પર મૂકે પ્રત્યય? સમય કહેશે
ને મળશે ક્યાં સુધી, ને કેટલા વ્યત્યય? સમય કહેશે

તમે મદમસ્ત થઈને હાંકતા રહેશો જીવન નૈયા
સમય વિણ કોઈ અહીંયાં છે નહીં અક્ષય, સમય કહેશે

વિચારોમાં ગરકવાનો કરે છે ડોળ અહીં લોકો
ખરેખર કોણ અહીંયાં કેટલું તન્મય, સમય કહેશે

સમસ્યાનું નિવારણ ભીતરેથી શક્ય છે મળવું
તમારી વર્તુળુંકનો ક્યાં તૂટે છે લય, સમય કહેશે

નજરના વ્યાપને ઘેરી વળ્યા છે કંઈક કૂંડાળા
પ્રલય થાશે કે મળશે આ ભવે સંજય, સમય કહેશે

હૃદય વિહ્વળ, સ્વજન વિહ્વળ, નગર વિહ્વળ, જગત વિહ્વળ
અકારણ ક્યાં સુધી તોળાઈ રહેશે ભય? સમય કહેશે



## ▫ પ્રીતમ લખલાણી

રખડું અંધારું
ક્યાંય અથડાય નહીં
એ બીકે
એક દીવો
રાત આખી
ડેલીએ બળતો રહ્યો.



□ **સુરેન ઠાકર 'મેહુલ'**

આ મનપાંચમની તિથિ સમું કંઈ આવ્યું છે
લો ધુમ્મસ ધુમ્મસ ચહુ દિશાએ છાયું છે.

આ કલરવ કલરવ જેવા કિસ્સા કોના છે?
આ કોણ અગોચર અણધાર્યું મનભાવ્યું છે?

શું સોળ વરસનાં સપનાં બેઠાં ખોળામાં!
આ મીઠી હલચલ કોણ અહીં લઈ આવ્યું છે.

તું દૂર દેશમાં તાણી દિગન્તો બેઠી હશે
અહીં મધરા મધરા થઈને વ્હાણું વાયું છે.

આ આજ પરાઈ પાંખો વસમી લાગે છે
મને ઉડવાના આનંદે મેણું માર્યું છે.

આ વાત વસૂકી જાય એ પહેલાં પૂછી લે
મેં મૌન કયા કારણસર મુખ પર ધાર્યું છે



□ **સુ.દ.**
મારા કાળા શરીર પર
અચાનક ફરફરવા લાગ્યો
ઘાસનો લીલોછમ રંગ
મને એક જ પ્રશ્ન થયા કરે છે
આટલી બધી લીલાશ
જીરવાશે ખરી?



## ▢ બનીને ▢ ભગવતીકુમાર શર્મા

જુદા થઈ ગયાં કેવાં સરહદ બનીને !
મળી જઈશું ક્યારેક સુદ-વદ બનીને.

નથી તાણ, ત્રાગું, તકાજો-કશુંયે,
નિવેદન કરું છું હું ગદ્‌ગદ્ બનીને.

કદી સંઘર્યો સાપ પણ ખપમાં આવે;
સ્વીકારું છું જે આવે આપદ્ બનીને.

પડી છે શિલા કંઈક ઝરણાની આડે,
નડ્યો છું મને હું જ હું પદ બનીને.

જીવન તો સદા તંગ હાલતમાં વીત્યું,
મરણ આવશે ક્યાંક ફુરસદ બનીને.

કદી એક બિંદુ ન વરસી શકાયું,
કદી ધસમસ્યો છું મહાનદ બનીને.

ન પીછું, ન ટહુકો, ન પાંખો, ન ફડફડ;
કબૂતર તે શું આવે કાસદ બનીને ?

ન કરશો કોઈ શોક હાવાં રસિકડા !
ફરીથી હું આવીશ નર્મદ બનીને !



## ▫ ગીત ▫ રજની મહેતા

દરિયામા મોજાઓ ભાગે ભલે
પણ દરિયો તો કુયાય કદી ભાગતો નથી
પરપોટો થઈને કદી દરિયો તો જીવે નહીં
દરિયો કાઠાને કુયાય સાધતો નથી

કાઠાને એમ છે અમે બાધ્યો છે દરિયાને
પણ દરિયો તો પોતામા ઊછળ્યા કરે
કાળમીંઢ ખડકો કે માછલી, મગર
કે હોડીના સઢ ભલે સૂસવ્યા કરે
દરિયાની લેણદેણ ઊચા તે આભ સાથે
વરસાદ ઊછીનો કદી માગતો નથી

રેતી કે મોતી કે ભરતી કે ઓટ હોય
એણે કોઈ દિ' તમા કોઈની રાખી નથી
ગમા કે અણગમા બધાથી ઊફરો થઈ
એણે જિંદગીને એઠી કરી ચાખી નથી
એ તો વહેતો રહે અને ઊછળતો રહે,
પોતે પોતાથી કદી ભાગ્યો નથી



## ▫ સુરેશ દલાલ

જળનો ઝીણો નાદ ઝરે છે
એક સરોવર સાદ કરે છે

કમળના વન ખીલ્યા અને ભમરાઓની હેલી
રસઘેલી આ રમણામા તો કામણગારી કેલી
ધરતી અને આભ તો જાણે મૂગેરો સવાદ કરે છે

ક્યાકથી જાણે પ્રગટી ઊઠયો પ્રથમ પ્રેમનો જાદુ
લોકલાજને છોડી, તોડી મનની આ મરજાદુ
આશ્લેષ અને આલિંગનો જનમોજનમ યાદ કરે છે



## ▢ ગઝલ ▢ રવીન્દ્ર પારેખ

કોઇ પણ રીતે ન એની ગડ મળે,
બીજમાંથી કઇ રીતે એક વડ મળે ?

બંધ ઘરમાં જેમ કોઇ તડ મળે,
એ રીતે મારા મને વાવડ મળે.

એટલે લઇને ફરું માથું બધે,
શક્ય છે કે ક્યાંકથીયે ધડ મળે.

કોઇ મરતાંને પડે સાંસાં સતત,
ને હવા ચોમેર આડેધડ મળે.

કોઇ કાળે ત્યાં નદી જેવું હશે,
એ વિના ના ભીતરે ભેખડ મળે.

કોઇ, કૂંપળને કહે છે પળ સતત,
રોજ એવો એક તો અણઘડ મળે.



## ▢ સુ.દ.

જિંદગી નહીં જોખીએ
મરણને નહીં પોખીએ
મૂળથી ઊખેડીને
કોઈનું પણ ઝાડ
આપણા આંગણામાં કદી નહીં રોપીએ



## ગીત ❑ ક્રિષ્ના પંડ્યા

એ સઈ, હું તો કોરીકટાક રહી ગઈ
રંગોની મહેફિલમાં પહોચું ન પહોચું
ત્યાં આખી મહેફિલ ઊઠી ગઈ
હું તો કોરીકટાક રહી ગઈ

મનમાં તો થાતું'તું ફાગણિયો આવશે ને
છંટાશે આયખાના આભમાં ગુલાલ
રૂંવેરૂંવામાં પછી કેસૂડો મ્હોરશે ને
સપનાને ફળશે કાંઈ પીળચટ્ટુ વ્હાલ
કોકે બતાવ્યું તો પૂજીને આવી હું
આખું પલાશવન જઈ
તોય કોરીકટાક રહી ગઈ.

શેરી ને ફળિયું ને ગામના સીમાડા એ રંગોમાં
કેવા થયા છે ચકચૂર
દોડીદોડીને હું તો રંગાવા જાઉં ત્યાં
રંગો પણ ભાગે છે મારાથી દૂર
ફાગણમાં જન્મી ને તોય મારી કુંડળી
રંગવિહોણી રહી ગઈ.
સાવ કોરીકટાક રહી ગઈ



❑ સુ. દ.
તારી આપેલી વાંસળી હોઠે અડાડી
પણ ફૂંક મારી વગાડવાનો
શ્વાસ પણ ક્યાં છે ?

## ગોપીગીત □ નર્મદ

લલિત

૧

શ્રીજિ જન્મથી શ્રી દશે અહીં, ચપળ તે છતે સ્થિર રે રહી;
વૃજ બધૂં બહૂ પામતૂં જય, નહિં જ કોઇને કોઇનૂં ભય.
ગમત આ વૃજે ભારિ દીસતી, તમવડે હમે સંધિ જીવતી;
તમવિષે ધર્યા પ્રાણ રે હમે, છળ કરી ગયા કેમ રે તમે?
દશ દિશા હમે ઢૂંઢિયે છિયે, ભુખ્હુ દાસિયો કેમ જીવિયે;
કરિ કૃપા ક્ષમા દેવ દીનના, દરશ દો તમે લાલ નંદના.

૨

શરદ સ્વચ્છ એવાં સરોવરે, કમળ ગર્ભશ્રી નેન જે હરે;
વધ થઇ ચુકો તેથિ છે ખરે, વધ વિયોગ તે શો હવે કરે?
સુવર આપવે છોજિ લાયક, સુરતનાથ છો મુક્તિદાયક;
વગર મૂલની દાસિયો હમે, દરશ જાચિયે દો હરી તમે.

૩

સરપરૂપ તે જોઇ રાક્ષસ, બળદરૂપ તે જોઇ રાક્ષસ;
મયતનૂજ તે જોઇ રાક્ષસ, મસળિ મેળવ્યા છે જસો મ્હસ.
અસુરદુષ્ટથી ઝેરિ નીરથી, પવન વીજ ને વૃષ્ટિકોપથી;
હમતણાં ઘણાં રક્ષણો કર્યા, સહુ અસહ્ય જે કષ્ટ તે હર્યા.
રતિપતી પ્રભૂ પ્રાણવલ્લભ, દરશ આ સમે કેમ દુર્લભ;
ત્રફડિયે છિયે વ્રેહતાપથી, ટટળિયે જઇ છેક આપથી.

૪

સુત છતે નથી ગોપિના તમે, કર્યું છ નક્કી એ ક્યારનૂં હમે;
જગતજીવના સાક્ષિભૂત રે, જગતજીવના જીવ દો હરે.
અવનિ ભાર ઊતારવા બહૂ, ભગત જંનને તારવા સહૂ;
વિનતિ સાંભળી બ્રહ્મદેવની, યદકુળે લીધો જન્મ ઓ ધણી.

૫

ભવભયેથિ જે શર્ણ આવતો. અભય તેહને શ્રેષ્ઠ આપતો;
પુરિ જ પાડતો મંનકામના, વરદ હસ્ત જે કાંત ગોપિના.
ગ્રહણ લક્ષ્મીનૂં પ્રેમથી ભર્યૂં, કમળ દિવ્ય જે હસ્તથી કર્યૂં;
અભય હસ્ત તે મસ્તકે કુંળો, મુકિ સમાવિ દો લાગતો પુળો.

૬

સ્વજન ગર્વનો નાશ તો કરે, હસવું એહવૂં છે સખે ખરે;
વૃજજનોતણી પીડને હરો, મુખ ન ફિકરી સામું કાં કરો?
કૃયમ નથી તમે પ્રેમ આણતા, અબળ નારિનાં દુઃખ જાણતા?
કમળમૂખડૂં વીર દાખવો, સુરત સુર્તબીજ માત્ર ચાખવો.

૭

નમન ભાવથી પ્રાણી જે કરે, સકળ તેમનાં પાપ જે હરે;
વળિ સુશોભિતૂં ધેનુની પુઠે, ચરણ ચાલતૂં સર્વને ત્રુઠે.
સરપ ફેણ ઊપેર જે રમ્યૂં, ચરણ ચારુ તે તો બહૂ ગમ્યૂં;
સ્તનવિશે પ્રભૂ તે તમે ધરો, દુખદ કામને શાંત તે કરો.

૮

સમજુનેં ઘણાં છે મનોહર, મધુર વાણિયે વાક્ય સુંદર;
કમળનેત્ર હે તે ગિરાથકી, અતિસ મોહમાં તો પડી નકી.
તરસિ એવિ જે દાસિયો હમે, તૃપત તેહને રે કરો તમે;
અધર પાનથી જે વળી હરે, અમૃતગૂણને સ્હેજમાં ખરે.

૯

સ્તુતિ કરી સહૂ, જ્ઞાનિયે ઘણી, સરસ સર્વમાં શ્રેષ્ઠ તે ભણી;
શુભ કથાસુધા આપની હરી, મૃતસજીવની તે ખરેખરી.
ભવતણે હુને તાપથી તપે, તરત તે સમો થાય આપવે;
સુખદ શોભતી પાપને હરે, જિવનમુક્ત તે તો ખરે કરે.
શ્રવણ ઘૂંટડે શેરડો પડે, ફરિથિ જીવ ના ભૂમિયે પડે;
ભય નહીં કદી કોથિ કો નડે, યશ ધનુષ્ય તે રોજ રે ચડે.
વિગતવાર જે તે સુધાતણાં, જગતમાં કરે વર્ણવો ઘણાં;
સુજન તે સુદાતાર જાણવા, દરશ દો પ્રભૂ તાપ હાણવા.

૧૦

હસવું જોવું તે પ્રેમ પૂર્વક, વળિ વિલાસ તે યુક્તિપૂર્વક;
સુખદ થાય ધ્યાને કરી બહૂ, ભુલિ ગયા તમે દાસિને સહૂ.
હૃદયમાં કરે સ્પર્શ ને રમે, હસતિ વાત સંકેતની ગમે;
સઘળિ તે હવે ભારિ રે દમે, કપટિ કાંત હે નક્કી છો તમે.

૧૧

વૃજથિ જે સમે ગાયઢોરને, વળિ ચરાવતા ચાલતા તમે;
કમળપાદ તે ક્લેશ પામતા, ત્રણ ખલાં બહૂ ખૂબ ખૂંચતા.
જિવ નથી કંઇ સ્થિર બેસતો, સલુણા સામળા સ્વામિ આજ તો;
વ્રત લિધેલ રે દાસિયો છિયે, મુખડૂં જોઇને રોજ ખાઇયે.

કવિતા

१२

દિન સમાપ્તિયે ચિત્રવેશ છે, ફરફરે મુખે શ્યામ કેશ તે;
કમળ દીપતૂં વીટળાયલૂં, લલિત કૂંમળા તંતુથી ભલૂં.
ગિરદધૂળ જે ધેનુથી ઉડી, દિપિ રહી મુખે જે ઘણી રુડી'
મુખડું વીર તે નિત્ય દાખવો, મનવિષે તમે કામ જાગવો.

१३

ચરણ સેવતો બ્રહ્મદેવ જે, ભુષણ પૃથ્વીનૂં સૂખકાર જે;
નમનકારની કામના ભરે, વિપતકાળમાં સાહ્ય જે કરે.
ચરણ પદ્મ તે છાતિયે ધરો, મનડું શાંત તે સ્વામિજી કરો;
મનનિ વેદના ટાળનાર છો, રમણ તો તમે કામબીજ છો.

१४

સુરતરંગને વૃદ્ધિ આપતું, ચુંબન વાંસળી લેતિ સૂરનું;
અવર સૂખ જે વીસરાવતૂં, અધરપાન તે વીરછે મિઠૂં.

१५

દિન પડે જવૂં થાય છે વને, ટુચકી યૂગવત્ જાય હંમને;
મુખડું દેખતાં ના ધરાઇયે, તરસ ભૂખને સહેજ વ્હાઇયે.
કુટિલ કેશથી વીટળાયલૂં, મુખડું શોભિતૂં શ્રીજિનૂં ભલૂં;
નિરખનારને પાંપણો કરી, વિધિ ઘણો જ છે મૂર્ખ ઓ હરી.

१६

પતિ સુતો અને ભાઇ બાંધવ, સહુ સગાં કુટુંબી તજી ભવ;
કરિ ઉલંઘનો હર્ષનો રવ, સઘળિ આવિયો પાસ માધવ.
ગતિ તમારિ તો સર્વ જણાતી, મધુર ગીતથી મોહ પામતી;
અબળ નારિયો એવિનો ખરે, કપટિ ત્યાગ કો રાત્રિયે કરે!

१७

ઉદય કામનો તો કરે મને, હસિત મૂખડું જે બહૂ અને;
હસવું ગુપ્ત સંકેતનું રુડું, સરસ જોવું તે કારમૂં કુડૂં.
હૃદય પદ્મ યહાં લક્ષ્મિ રેહ છે, નિરખવાનિ ઇચ્છા જ થાય છે;
મનડું મોહ પામેછ રે બહૂ, અધિરતાથકી જોઇયે સહૂ.

१८

વૃજવનોતણાં રેહનારનાં, દુઃખ મટાડવા સામટાં ઘણાં;
દરશ આપનૂં પૂરતું જ છે, જગતને બહૂ લાભકાર છે.
તમવિષે અધીરાં અમે છિયે, હૃદય રોગથી કેમ જીવિયે;
દરદ કહાડતૂં દો જિ ઓસડ, તમવિના ન કહો કહાડશે જડ.

૧૯

(વસંતતિલકા)

લેતા ધિરે રહિ જ કર્કશ છાતિયે જો,
પાદારવિંદ મૃદુ લાગતિ બ્હીક છે તો,
પીડે ન શૂ ચરણને વન કાકરી રે ?
આયુષ્ય છો, હમતણી ભમતી મતી રે

૨૦

(અનુષ્ટુપ)

એ પ્રકારે પ્રલાપે ને, ગીતે ઊંચે સ્વરે રુએ,
કૃષ્ણ અર્થે ગોપિયો તે, બ્હાવરી પડિને જુએ



## ❑ મહેશ દવે

લાલ નળિયાના ઘરના માથે ઊગ્યો સૂરજ લાલ
ભીના ઘાસના ફળિયે કિરણો કરતા લીલુ વહાલ

મધુમાલતીની કૂણી નજર તો ગઈ અચાનક ચમકી
પખીઓના સ્વરની વીણા રણઝણ રણઝણ રણકી
મદ સમીરણ હળવા હાથે આપે છે લયતાલ
લાલ નળિયાના ઘરના માથે ઊગ્યો સૂરજ લાલ

છતની ઉપર બે પારેવા કરતા ઝીણી વાત
રાત અને પરભાત ઊગ્યુ એ કોની છે સોગાદ
ચાદ પરોવી ચાચોમા ને કિરણોની વરમાળ
લાલ નળિયાના ઘરને માથે ઊગ્યો સૂરજ લાલ



## □ બે વસંત કાવ્યો □□ જયન્ત પાઠક

**હવા ફરે શી-**

હવા ફરે શી પાગલ, પાગલ
આસપાસ પાછળ ને આગળ !

કોણ જુએ કોને આ રતમાં-
સૌ સૌના અરીસાની આગળ !

કોયલની શું વાત કરો છો ?
ટહુકી ઊઠે કાગ પલેપલ !

ભ્રમર-કળીનું સમજ્યા, આ તો
હું જ મને ચૂમવાને ચંચલ !

ટેબલ પર આ આવી પડયો તે
તડકો ? કે પછી તારો કાગળ ?!

**એક તારો સ્પર્શ-**

એક તારો સ્પર્શ, ને બીજી હવા :
વાહવા ભૈ, વાહવા ભૈ, વાહવા !

છોડવા ટાણે જ કાં બાંધી રહ્યાં ?
ઝુલ્ફને ગરદન ઉપર દો ઝૂલવા.

આ લવારા, આ ઈશારા, કંપ આ
કેમ ડહાપણને તરાજુ તોલવા ?!

હોઠ ઉપર હોઠ છે ને એમને
કહેવાય કે કંઈ આપણાંથી બોલવા ?

પ્રાર્થનામાં હું હજી સ્થિર થાઉં ત્યાં
ખુદ ઈશ્વરજી જ મંડ્યા ડોલવા !



**▫ બે કાવ્યો ▫  મુકેશ જોશી**

**દાર્જિલિંગ જતાં પહેલાં**

બર્ફીલા પહાડોની ગોદમાં લપાશું
તો ઇશ્વરને લાગશે નવાઇ
ને, પૂછશે : આ બાજુ ક્યાંથી, તું ભાઇ !

ધુમ્મસના બારણાં અઢેલીને ઝરણાંઓ કરતાં હશે જો તોફાન
ઇશ્વરજી કહેશે કે બારણાં ઉઘાડો : કવિઓ થયા છે મહેમાન
ઝરણાંઓ માટે લઇ જાશું બિસ્કિટ અને ચોકલેટ - દૂધની - મલાઇ
તો પહાડોને લાગશે નવાઇ.

સૂરજનાં કિરણો તો ધબ્બાઓ મારીને કહેશે કે સ્વેટર તો કાઢ
આપણે ય કહી દેશું ટાઢ બહુ વાય છે, પહેલાં તું તડકો ઓઢાડ
ઇશ્વરજી કહેશે કે તડકો શું ઓઢે છે, ઓઢ મારા નામની રજાઇ
તો સૂરજને લાગશે નવાઇ

રાતની ગોદમાં માથુ મૂકીને દૂર સૂતો હશે ત્યાં સન્નાટો
પાછલાં જનમનાં ડૂસકાંઓ સાથેની કહી દેશું ઇશ્વરને વાતો
પાછા ફરશું તો, આપણા જેટલી જ ઇશ્વરને કઠશે જુદાઇ
તો લાગશે કોને નવાઇ !

**દાર્જિલિંગ જોયા પછી**

સ્હેજે હજુ કાગળ પર ખંખેરું આંખ અને ઢોળાતા લીલાછમ પ્હાડ
પ્હાડમાંથી ખળખળતું ઝરણું આ નીકળ્યું ને જોવા ઊભું એક ઝાડ

ઝાડના એક ખભે બેઠેલું ધુમ્મસ ને બીજા પર બેઠેલો તડકો
તડકો પીવાયો ના પાંદડાંથી એટલે પંખીએ પાઇ દીધો ટહુકો

ટહુકાના દડદડતા રેલાને ઝાલવા ખોબો ધરીને ઊભાં વાદળ
વાદળના ખોબામાં જળનું વરદાન દઇ ભાગી ગયું કોઇ આગળ

આગળ તો વરરાજા જેવો જ ઊભો'તો ઝાપટું પ્હેરી વરસાદ
વરસાદે કોણ કોણ કેવું ભીંજાયા પણ આંખો ભીંજાયાનું યાદ

યાદની કેડી પર ઊભેલા બાગના ચહેરા પર ફૂલોનું તેજ
તે જ વાત મેં પછી ઇશ્વરને પૂછી : તું મારામાં ખૂબ કે સ્હેજ?



□ **મહેશ દવે**

હું મારા શૈશવની શેરીએ આવ્યો
કે જીવ મારો કેમે કરી રહ્યો નહીં ઝાલ્યો.
-હું મારા શૈશવની શેરીએ...

મુઠ્ઠીમાં માય એવું નાનકડું ગામ
એનું કોઈ નહીં ઠામ કે ઠેકાણું
સાઠને વટાવી આજ જોયું જરી :
મારી આંખો અંજળનું તરભાણું
શું લઈને આવ્યો'તો ને શું લઈને ચાલ્યો
-હું મારા શૈશવની શેરીએ...

ક્યાં ગઈ ખંચાળી ને ક્યાં છે એ ખડકી
અહીં ઓસરીમાં ઝૂલતી'તી ખાટ
ભાંભરતી રાતડીનો ખીલો છે એકલો
ને ક્યાં છે રૂવાંટીનો ગમતો થરકાટ ?
માખો ઉડાડતી રાતડીનાં પૂંછડાનો
જોરૂકો ઝાટકો ન ભાળ્યો
-હું મારા શૈશવની શેરીએ.

કાલાના ઠાલિયાનો અહીં હતો ટેકરો
ન્યાં ડેલીમાં બામણિયો વાસ
બેમાંથી એકેય જડતા નથી :
હવે ધૂળ પરે ડામરિયો પાસ
કુંડિયું હતી ન્યાં પાણીની નેકો
હું તો અણગમતા શ્વાસમાં ઘેરાયો
-હું મારા શૈશવની શેરી.

વળીઓ કડડભૂસ  મોભ તૂટયા મેડીના
સ્મરણોની ડેરીના ખડર થયા
કોઠી, ડામચિયો, ઢોલિયા પટારા ને
ગોખલાના દેવલા બજર થયા
જતા મારા જીવતરને ભીતરથી એવો તો
સણસણતો સણસણતો સણકો સાલ્યો
હુ મારા શૈશવની શેરીએ

ગામના તળાવમા પાણી નથી
ને કૂવામા રેટ હવે ફરતા નથી
ઓરડો ઓઢીને બધી નહાતી વહુઆરુના
એધાણ મને તો ક્યાય મળતા નથી
એક પછી એક બધુ ભૂસાતુ ચાલ્યુ
અરે, પાણીનો વોકળો ભૂસાયો
—હુ મારા શૈશવની શેરીએ

□

❑ **મહેશ દવે**

તને તો જ્યા ને ત્યા પળપળ પ્રિયે હુ સ્મરી રહ્યો
કદી આખોથી આ જળ શીતળને હુ ઝરી રહ્યો
પુરાણા જન્મોની તસવીર લઈને ફરી રહ્યો
વિલાયા રગોને મનહૃદયમા હુ ભરી રહ્યો

□

## 'થઈ શકે તો આ ભૂરા આકાશ નીચેના બધા હાલાતની તું વાત કર' ❑ જયા મહેતા

માત્ર મળવાનો છે હેતુ એટલે,
દ્વારકામાં અથવા કાબામાં મળું.

❑

તમે કોણ છો ને હું પણ કોણ છું-ની,
અણીદાર શંકાની વચ્ચે ઊભો છું.

❑

તોય બાંધું છું બંધ બુદ્ધિનો,
ગામ ઊર્મિનું, ડૂબમાં આવે !

❑

બગીચા વિશે હું લખું શી રીતે,
ઊગ્યું'તું અમસ્તું તે ખડ ક્યાં ગયું ?

કવિ એસ. એસ. રાહીની કલમનો પરિચય આપવા 'હજુ અજવાસ કાળો છે' સંગ્રહના આટલા શેર પૂરતા છે. નવીન-મૌલિક ભાવકલ્પનો, તેમાં પ્રકૃતિ તત્ત્વોનું બાહુલ્ય, ચાક્ષુસ શબ્દ-ચિત્રો, કયારેક પૌરાણિક પાત્રોના સંદર્ભો ઈત્યાદિ દ્વારા સામાજિક જાગરૂકતા અને વ્યથા, આપણે કંઈક કશુંક ગુમાવી બેઠા છીએ એની વેદના, છતાં કાંઈ તાર સ્વરે નહીં, આછે લસરકે વ્યક્ત થાય છે. કુદરતની અચરજભરી લીલા તેમ જ મુગ્ધ હૃદયના ઊમળકા પણ ક્યારેક અભિવ્યક્તિ પામે છે : કરી'તી નગરમાં મેં તડકાની ફેરી, બરફની એક કણીથી ચીરું કઠણ તડકો, એમ સારું નથી જળને છંછેડવું, તમે સગડી ઉપર જૂની યાદ તાપો, સભ્યતાનાં સૂકાં વૃક્ષો ઊંટ પર બેસી આવતું રણ, શબ્દની તાણી છે રાવટી, વૃદ્ધને જોઈ આયનો ભૂતકાળમાં ડૂબી જાય, આરસીનું તરડાવું, ઝાંઝવાનું ધણ, કોઈને આંગળીની ચિંતા ને કોઈ રડે વીંટીના નંગ વિશે, નવા ઘરમાં અરીસો જડતી દુલ્હન,- કવિની સંવેદનશીલતા અને અભિવ્યક્તિ- કૌશલ્યનાં આવાં અનેક ઉદાહરણો અહીં છે.

બીજો સંગ્રહ' 'લેન્ડસ્કેપ' રાહીનાં મોનો- ઈમેજ- કાવ્યગુચ્છોનો છે. ઈમેજ એક. તેને કેન્દ્રમાં રાખીને વિવિધ ભાવનાં લઘુ કાવ્યોનો ગુચ્છ. દરેક ગુચ્છમાં એકથી વધુ કાવ્યો હોય, તેની સંખ્યા નિશ્ચિત નહીં. આ પ્રકારની કાવ્યરચનાઓમાં પણ રાહીએ નોંધપાત્ર ફાળો આપ્યો છે. 'ઝરુખો' કાવ્યગુચ્છ સાત કાવ્યો છે. તેમાંથી ફક્ત ચાર અહીં મૂકું છું :

૧.
સૂરજ ઊંઘે છે
પછી
ઝરુખો જાગે છે.

૨
જુઓ
ઝરુખામા
વસત બેઠી
૩
આ ઝરુખો છે કે
રાજાની રૂપરૂપના અબાર સમી
એકની એક કુવરીનુ
જેલખાનુ ?
૪
કમાનમાથી તીર
ભૂલભૂલમા જ છૂટી ગયુ
ને જઈ પડ્યુ
સામેના ઝરુખામા
{એસ એસ રાહી, (૧) હજુ અજવાસ છે કાળો, પ્ર.આ ૧૯૯૬, રન્નાદે પ્રકાશન, ૫૮/૨ બીજે માળ, ગાધી રોડ, અમદાવાદ-૩૮૦૦૦૧, ડેમી, પૃ ૮૮, મૂલ્ય રૂા ૫૦ (૨) લૅન્ડસ્કેપ પ્ર આ ૧૯૯૭, પૂર્વી પુસ્તક ભડાર, ૩૦, અપર, સમુદ્ર, ઍલિસ બ્રિજ, અમદાવાદ-૬, ડેમી પૃ ૪૦, મૂલ્ય રૂા ૨૦]



## 'કરે વિવરા અણદીઠ દૂરથી' ▫ જયા મહેતા

'ફૂટપાથ અને શેઢો' રઘુવીરનો જુદો તરી આવતો કાવ્યસગ્રહ છે. રઘુવીર ગામ છોડીને નગરમા વસ્યા, પણ સદ્ભાગ્યે ગામ 'છૂટ્યુ' નથી ગ્રામજીવનની અનુભૂતિઓ અકબધ જળવાઈ હોય એવા આ સગ્રહના કાવ્યો છે

નવલકથા- વાર્તા- નાટક- રેખાચિત્ર- પ્રવાસ- ધર્મચિતન- અનુવાદ- સપાદન બહુમુખી પ્રતિભાવત રઘુવીરે ગુજરાત સાહિત્ય પરિષદનેય જીવત કરી છે

અગત સવેદના વૈશ્વિક માનવીય સવેદના સુધી વિસ્તરતી અનુભવાય છે અને ભાષાકર્મના કોઈ અભિનિવેશ વગર ભાષાના સુદર વિનિયોગની પ્રતીતિ પણ થાય છે. આ સગ્રહના કાવ્યોમા ને તેમા શિશુઓ, માતા, વાસ્તવજગતના તેમ જ કલ્પનાજગતના અને પુરાકથાના પાત્રોની સાથે જ, સગ્રહના કુલ ૫૩ કાવ્યોમાં 'બાવનબારો' પણ ક્યાક ચુપકીથી ડોકાઈ જાય છે ને મળે છે 'કરે વિવરા' ઈત્યાદિ જેવા કેટલાક કાવ્યો

જળની વિવિધ અનુભૂતિઓનું સબળ આલેખન (અતિવૃષ્ટિના અને અન્ય કેટલાક કાવ્યો), ઊડી માનવીય સવેદનાની પ્રતીતિ આપતા કાવ્યો ('ત્રીજુ

લખનઊ', પાછા મળે એ મર્યાદાની સ્મૃતિ' વગેરે), એકત્વની વિશિષ્ટ અનુભૂતિ (હું કે તું), પાત્રલક્ષી કૃતિઓ, ભાષા સુચારુ તથા સરળ, અનિષ્ટો પ્રત્યે પણ આક્રોશ નહીં, વ્યથા ને કરુણા, આ સંગ્રહનાં કાવ્યોનાં સ્પર્શી જાય તેવાં લક્ષણો છે.

'અહીં વર્તમાન કરતાં ભૂતકાળ મોટો કેમ? (પૃ. ૫૨), 'કુરુક્ષેત્ર વિનાની એક ગીતા' (પૃ. ૧૧), 'માને તો માયા એ જ મોક્ષ' વગરે ઘણી પંક્તિઓ કહ્યા વગર ઘણુંઘણું કહી જાય છે.

સહજ જો મળાયું (પૃ.૫૮)ની અતિ સુંદર ભાવાલેખનની સહજતા સ્પર્શી જાય છે. 'વાંદરા', ગામમાં ઉતરાણ', 'શબવાહિની', 'આષાઢ સુદી બારશે', 'કેરલ અવિરત શાંત'... ઘણી કૃતિઓ નિજી અનોખાપણું દાખવે છે.

કવિમાં જ્યારે વાર્તાકાર ભળે છે ત્યારે (આમ તો ઘણાં કાવ્યોમાં ઓછેવત્તે અંશે વાર્તાકાર ભળતો જ રહે છે), અત્યંત હૃદયસ્પર્શી કથાપ્રધાન કાવ્ય કહો કે પાત્રપ્રધાન કાવ્ય કહો, મળે છે : 'જીવલેણ જળનાં સંભારણાં.' તળપદું ગ્રામજીવન અહીં જીવંત થાય છે, તીવ્ર સંવેદના પરાકાષ્ઠાએ પ્રગટે છે, કરુણ અને કરુણા જાણે એકમેકના પર્યાય બની જાય એટલી બધી સબળ અભિવ્યક્તિ સિદ્ધ થાય છે. અન્ય કાવ્યોની પંક્તિઓ પણ જોઈએ :

❑

તમારી અવેજી તમે છો, પ્રભુનાં ભલે રૂપ લાખો. (પૃ. ૫૮).

❑

જળ જીવંત કે કળા મગરની?<br>
પાની ગ્રહે યુવા શંકરની.

❑

એ અકસ્માતમાં કોણ હતું?<br>
હું કે તું?

❑

મશાલ લઈને નીકળ્યો માણસ<br>
પથ્થર લઈને આવ્યો.

❑

આ કવિ કાવ્યોમાં પથ્થર નહીં, મશાલ લઈને જ આવ્યા છે, એની પ્રતીતિ કાવ્યો જ આપે છે.

[ચૌધરી રઘુવીર, ફૂટપાથ અને શેઢો, પ્ર.આ. ૧૯૯૭, રંગદ્વાર પ્રકાશન, આઈ,-૫૧૧, જી.આઈ.ડી.સી. એસ્ટેટ, માણસા-૩૮૨૮૪૫, ડેમી ૬૬, પૃ. ૯૪, મૂલ્ય રૂા. ૬૦-૦૦.]

❑

□ લઘુકાવ્યો □ રમેશ પારેખ

□ **વસંત**
વસંત એટલે
ઇશ્વરના ગુના
માફ કરી દેવાની ઋતુ !

□ **વ્યાખ્યા**
શૂન્યને ફણગાવીએ તો ૐ !

□ **માતાનું દૂધ**
માતાના દૂધ પર
'ISI' નો માર્કો હોતો નથી !

□ **જરૂરત**
મારી ઉદાસી જોશો
તો સમજાશે
કે મારે
કેવડા મોટા આનંદની જરૂર છે...

□

□ **સુ.દ.**
સૃષ્ટિને નજર ન લાગે એટલા માટે
કાગડો : મેશનું ટપકું

□

## ▫ અમિતાભ મડિયાના ચિત્રોને જોઇને ▫ સુ.દ.

બિલીપત્રના વનમાં
પલાંઠી વાળીને બેઠેલા
શંકરને જોયા કરું છું

મનોમન મુદ્રામાં જોયું મેં
લાસ્યનું લાવણ્ય

આ કાયા
અંતે તો રાખ છે
એવું સૂચવતો રાખોડી-રંગી દેહ
દેહ છતાં વિદેહ એવા મહાદેવ

ચટાપટાળા વ્યાઘ્રચર્મથી
ઢંકાયેલો કમરની નીચેનો ભાગ

રક્તરંગી વાઘ પર
આસન જમાવીને બેઠેલા નીલકંઠ
ગળામાં સૂસવતા કાળા સર્પની
લાલમલાલ જાસૂદ જેવી ફેણ

જાણે કે સાપના બચ્ચાના શિંગડાં ઊગ્યા હોય
એવા આછા આછા  હળદિયા બળદને
અઢેલીને બેઠા છે ભોળાનાથ
અગનજ્વાળા જેવા છુટ્ટા ફરકતા વાળ-
ગ્રીષ્મની લૂ જેવા
એ જ્વાળાની આંચ પામીને ખીલતો
બીજનો પીળચટ્ટો ચંદ્ર

લીલુંછમ બિલીપત્રનું વન
રાખોડી દેહ

રક્તરંગી વાઘ
સૂસવતો કાળો સાપ
જાસૂદી કેશ
  હળદિયો બળદ
ઊડતી અગનજ્વાળા
પીળચટ્ટો ચંદ્ર

મને ખબર નથી પડતી
કે હું મારી આંખમાં
સિતારાની જેમ રણઝણતા
રંગ ભરીને બેઠો છું
કે આકારોને ઊંચકીને ચાલું છું ?!

❑

❑ **મીનાક્ષી પંડિત**

દીવાનખાનાના ખૂણે સજાવેલા ફૂલ પર
જો પતંગિયાં ઊડી શકે તો માનજો કે
આપણે ફોન પર સાચું બોલીએ છીએ !

ટ્રાફિકમાં અટવાઈ ગયેલા લંગડાતા કૂતરાને
હવાલદાર હાંકતો હોય ત્યારે જો કોઈ
ઊંચકી લે તો એને દંતકથા ગણજો !

લાગણીના નામે મહેફિલો માણતાં
આપણે, આપણા વંશજોને

પુસ્તકોને બદલે પાંઉભાજી આપતાં જશું
વીડિયો જોતાં જોતાં કદાચ એમને
ભૂખ લાગશે તો ?!!

❑

વ્યગ્ર તરવૈયો વમળ ઝાઝા મળ્યા
ખિન્ન દૃષ્ટિ ને પડળ ઝાઝા મળ્યા

આંધી જેવું એક હોયે, તો વળી પહોંચીય વળીએ,
મોતનો પડકાર થાયે, તો કદિ સામા ય મળીએ ;

એક લડવૈયો ને દળ ઝાઝા મળ્યા
વ્યગ્ર તરવૈયો વમળ ઝાઝા મળ્યા

પામવા એક આશરો મેં આભમાં વ્યાપી લીધું,
જળાશયની લીલ હેઠળ જળ બધુ માપી લીધું;

ત્યાં કપાયેલા કમળ ઝાઝા મળ્યા
ખિન્ન દૃષ્ટિ ને પડળ ઝાઝા મળ્યા

કોડિયાનું તેલ પણ ક્યારે ખૂટે કોને ખબર ?
જિંદગીની દોર આ ક્યારે તૂટે કોને ખબર ?

દોર ટૂંકી તોય વળ ઝાઝા મળ્યા
વ્યગ્ર તરવૈયો વમળ ઝાઝા મળ્યા

– હિમાંશુ પ્રેમ

## मोड़ पर ❑ अटल विहारी वाजपेयी

मुझे दूर का दिखाई देता है,
मैं दीवार पर लिखा पढ़ सकता हूँ,
मगर हाथ की रेखाएँ नहीं पढ़ पाता।

सीमा के पार भड़कते शोले
मुझे दिखाई देते हैं।

पर पाँवों के इर्द-गिर्द फैली गर्म राख
नज़र नहीं आती।
क्या मैं बूढ़ा हो चला हूँ?

हर पचीस दिसम्बर को
ज़ीने की एक नई सीढ़ी चढ़ता हूँ,
नए मोड़ पर
औरों से कम, स्वयं से ज़्यादा लड़ता हूँ।

मैं भीड़ को चुप करा देता हूँ,
मगर अपने को जवाब नहीं दे पाता,
मरा मन मुझे अपनी ही अदालत में खड़ा कर,
जब ज़िरह करता है,
मेरा हलफ़नामा मेरे ही खिलाफ़ पेश करता है,
तो मैं मुक़दमा हार जाता हूँ,
अपनी ही नज़र में गुनहगार बन जाता हूँ।

तब मुझे कुछ दिखाई नहीं देता,
न दूर का, न पास का,
मेरी उम्र अचानक दस साल बढ़ जाती है,
मैं सचमुच बूढ़ा हो जाता हूँ।



□ **કેતન મહેતા**

એક પછી એક દિવસ ઊગે ને આથમે
ને એમ કહી વહી જાયે કાળ.
કોણ જાણે કેમ મને લાગ્યા કરે છે :
આ જિંદગી તો ધૂળિયા નિશાળ.

વિસામો લેવાને ક્યાંક એક ઝાડ મળ્યું
બેસવાને મળી એક ડાળ.
ત્યાં તો કોઈ આવીને વ્હેરી ગયું છાંયો
ને ડાળ કાપીને કરી ગયું કંગાળ.
શૂન્યના સૂના સૂના સરવાળા થાય
ને બાદબાકી બિછાવે જાળ.

પૂરવ ને પશ્ચિમ ને ઉત્તર ને દક્ષિણ :
દિશાઓ થઈ ગઈ દીવાલ.
દરવાજો ક્યાંય નથી : ક્યાંય નથી બારી પણ :
અંધ પક્ષીની પાંખમાં સવાલ.
ઉત્તર વિના આમ આથડવું ક્યાં લગી ?
કોઈ કહેતું નથી કે હવે ચાલ.



**▢ ગઝલ ▢ અશરફ ડબાવાલા**

મંદિરમાં તારે તો છે ઝાલર ભયોભયો.
માણસ છું, મારે થોડો આદર ભયોભયો.

જે તારી પાસે છે તે દરિયાને શું કરું?
ઘર આંગણે જો હો તો ગાગર ભયોભયો.

જણ જીવતાને ઓછાં પડતાં હતાં મલક;
ને પાળિયાને માટે પાદર ભયોભયો

જે પર થયા છે પળથી એ આભને અડે;
પળમાં રહ્યા છે તેને ટાવર ભયોભયો.

હું વસ્ત્રપરિધાન આ હવાથી શું કરું?
મારે તો શ્વાસની છે ચાદર ભયોભયો.

ગ્રંથો ને પોથીઓમાં ભલે સાક્ષરો રહે;
અક્ષર છું, મને કાનો કે માતર ભયોભયો.

અનહદનો નાદ અમને મળે તો ભલે મળે;
છે ત્યાં સુધી તો અમને ઝાંઝર ભયોભયો.



**શું બદલાઈ ગયું છે ? ▢ જયા મહેતા**

ચહેરો તો એ જ છે
બચપણના ફોટામાં તરત ઓળખી કઢાય એવો
ત્યારે જરા કુમળો હતો
ને ખીલ્યો'તો ક્યારેક
આજે અરીસામાં દેખાય છે
જરા ઝાંખો પડી ગયેલો
પણ ચહેરો તો એ જ છે,
તો શું બદલાઈ ગયું છે ?



□ ગમાણ□ દયા પવાર□ જયા મહેતા

(મરાઠી)

આજે વિષાદ થાય છે, કેમ નભાવી મણમણની બેડીઓ
કાદવમાં હાથીનું ઝુંડ ડૂબે, એમ ધ્યેય-આકાંક્ષા ડૂબેલા

પાષાણ નીચે હાથ હતો તોય પાડી નહીં છાતીફાટ ચીસ
કેટલા જન્મોની કેદ, કોણે નિર્માણ કરી આ ગમાણ

કેદીની જેમ થાળીવાટકી આપણે જ આપણા ચકચકિત કરવાના
હમેશનો આપણો પરિત્યક્ત ખૂણો, ઉપર તલવાર ટાંગેલી

આગળ સરકીએ તો એકદમ ગાળાગાળી, આણે અભડાવ્યું રસોડું
અંદર ને અંદર ગૂંગળાવાનું - આપણે કોણ? શો આપણો ગુનો?

આવ્યા ક્યાંથી? પાષાણયુગના ઘોર અંધકારમાં જીવું ફરીફરીને
ખરે જ, શા માટે થઈ પુસ્તકોની ઓળખાણ? વહેળાનો પથરો સારો

ગામની ગાયો હરીફરી હોત, વીંછી ડસ્યા ન હોત

□

આદરણીય સુરેશભાઈ,

કવિતા ફેબ્રુ '૯૮ના અંકમાંના કાવ્યો વાંચ્યા, કેટલાંક કાવ્યો ખરેખર મનને પ્રસન્ન કરી ગયા

આ સર્વ કાવ્યોમાં સૌથી વધુ પ્રસન્નકર અનુભવ નલિન રાવળના 'દશ્યાવલિ કાવ્યગુચ્છ'નો થયો 'દશ્યાવલિ કાવ્યગુચ્છ'ના 'વૃક્ષ' કાવ્યમાં મધ્યરાત્રિએ વૃક્ષની પંખીના ટહુકાની ઝંખના ખૂબ સુંદર રીતે અભિવ્યક્ત પામી છે વળી કાવ્યના કલ્પનોની સં દશ્યતા આંખોની આગળ દશ્યનો ઉઘાડ કરી આપી ભાવકચિત્તમાં નવા પરિમાણ પ્રગટાવે છે

એક સશક્ત-સુંદર આંખ કાનને ઉત્સવ કરાવનારી કવિતા વાંચ્યાનો ખૂબ આનંદ થયો

-અભય દોશી

**□ જૂઠીબાઇનું ગીત □ નયન હ. દેસાઇ**

આંખો ઉપર કરી નેજવું અંધારા ને ચાળવા બેઠાં,
સાંજ પડીને જૂઠીબાઇ તો પડછાયાઓ વાળવા બેઠાં

સૂરજ બારીમાં ઊગે ને તડકે તડકે ઘરમાં આવે
જાણે વીત્યા અવસર દિલના થડકે થડકે ઘરમાં આવે
પાણી સમજી સાવ ધ્રૂજતા હાથ અશ્રુને ખાળવા બેઠાં
સાંજ પડીને જૂઠીબાઇ તો પડછાયાઓ વાળવા બેઠાં

રોજ દિવસનું ઢળવું એનો અરથ જૂઠીબાઇ ચપટીક જાણે
એકલવાયા ઘરમાં ક્યાંથી જીવવું હોંકારા પરમાણે
કોઇ ન આવ્યું તોય અમસ્તા ભણકારા પંપાળવા બેઠાં
સાંજ પડીને જૂઠીબાઇ તો પડછાયાઓ વાળવા બેઠાં



**કનડ્યા કરે છે મને □ જયા મહેતા**

હવા ભલે સ્થિર હોય
અવાવરુ મંદિરના ગર્ભગૃહમાં;
રંગો તો બદલાતા જ રહે છે :
ધોળાંધોળાં ઘેટાં ચરે છે
લીલુંલીલું ઘાસ
છંટાય છે કયાંક
લોહી રાતુંચોળ.
ગર્ભગૃહની કાળીડિબાંગ શાંતિ
શબ્દહીન, કનડ્યા કરે છે મને
ગંગામાં તરતી મુકાય છે એક પેટી
ખળખળ વહેતા શીતળ જળમાં
ભળી જાય છે એક ઉષ્ણ ચીસ
ને કનડ્યા કરે છે મને
કાળીડિબાંગ શાંતિ, રાજમહેલની-



## ભાષાંતર □ પ્રણવેન્દુ દાસગુપ્તા □ સુ. દ.

(બંગાળી)

શરૂઆત તો કરીએ છીએ આ બંગાળી ભાષાથી
પણ પછી બધું ભુલાતું જાય છે

જ્યારે પવન ફૂંકાય છે, ત્યારે આખું આકાશ
જંગલ પિયાનોની જેમ વાગે છે
તરત જ ફુવારો અને ખડક

એક બાજુ નર્યો વિસ્તાર
સંસ્કૃતપ્રચુર શબ્દોનો,
પ્રાકૃત અને પરદેશી શબ્દો,
કેટલાક શબ્દો ચળકાટથી વીંટાયેલા,
કેટલાક વધુ પડતા વપરાયેલા, ગદાગોબરા -
પછી જ્યાં જુઓ ત્યાં
ખાસ્સો પહોળો પથરાયેલો
સળગતો ખાલીપો -
કેવળ હોઠની હલનચલન
કંઈ ભાષા એવું કશુંય યાદ નથી રહેતું



## અસુર-દાનવ □ સુબોધ સરકાર □ કિશોર શાહ

માછીમાર કવિતા નથી વાંચતો
મધ વેચનાર પણ કવિતા નથી વાંચતો

મરણોન્મુખ કિશોર, ભાઈ તું પણ નથી વાંચતો !
જ્યોતિબાબુ કવિતા નથી વાંચતા

કવિતાના પ્રકાશક કવિતા નથી વાંચતા
કૉલેજમાં ભણાવે છે, તેઓ પણ કવિતા નથી વાંચતા

તો શું અસુરો વાંચે છે બધી કવિતાઓ ?
તો શું દાનવો ખરીદે છે કાવ્યસંગ્રહો ?



# રુદ્ર અને રતિ વચ્ચે કવિ ! ☐ રાધેશ્યામ શર્મા

## કોને કહું ? ☐ નિરંજન ભગત

કોને કહું ? છું એકલો !
રૂપની રંગત બધી જોઈ રહું છું, એકલો !
લાલી ઉષાના ઉરથી
ઊઘડે અને લાજી રહું,
સંધ્યા તણા સિંદૂરથી
હું આંખડી આંજી રહું;
સ્નેહની આ સ્વપ્નલીલા હું લહું છું એકલો !
રુદ્રનું લોચન દહે
ક્યારેક તો મધ્યાહ્નમાં,
મુગ્ધ મારું મન રહે
ત્યારે રતિના ગાનમાં;
આભ જેવા આભનો રે ભાર વહું છું, એકલો !
કોને કહું છું એકલો ?
૧૯૫૦ ('છંદોલય', ૧૯૯૭, પૃ. ૮૪)

મહાભારતકાર સાથે જેમનો અધ્યાસ સંકળાયો છે એમનું નામ, એક પરિચય કૃષ્ણ દ્વૈપાયન વેદ-વ્યાસ પણ છે. દરિયા વચ્ચે દ્વીપ હોય છે એકલો અટૂલો. એમાં જેની ઉત્પત્તિ, સ્થિતિ તેમ જ ગતિ છે એને સુખેથી દ્વૈપાયન કહી શકાય.

ભીડની ભડકથી ભાગેલો મનુષ્ય પોતાનો અલગ દ્વીપ સર્જી 'દ્વૈપાયન દશામાં રહેવા ચાહે છે. એ એનું નિરુપાય પલાયન છે, 'ઈર્રેઝિસ્ટિબલ ઍસ્કેપ' છે.

પણ એકલવાયાપણું (લોન્લીનેસ) અને સ્વૈચ્છિક વરણીથી સભાન એકલતા (અલોનનેસ) વચ્ચે જમીન-આસમાનનું અંતર છે.

બૉદલેર પોતાની એકલતા સાચવવા તાકે કે કાલિદાસ પોતાના, નિજી એકાંતનું રક્ષણ વાંછે એ જગતથી કંટાળેલા પલાયનપ્રેમીઓથી જુદી જ ચીજ બની રહે.

'કોને કહું?' ગીતનો એકલો નાયક કવિ નિરંજનનો પ્રોટેગૉનિસ્ટ છે જેનું કુલગોત્ર કાલિદાસ બૉદલેર સાથે સંકલિત છે.

પ્રસ્તુત ગીતની વિશેષતા એની પ્રારંભિક પંક્તિ અને અંતિમ પંક્તિની સંરચનામાં સંનિહિત છે. શરૂઆત છે આવી : કોને કહું ? છું એકલો ! કોઈ સંવાદ કરવા સામે નથી એટલે કોને કહું જેવી સ્વગત એકોક્તિ પછી પ્રશ્નાર્થ ચિહ્ન છે, પણ પછી તો જાત સાથે વાત જામે છે, આત્મસંવાદ સ્થપાય છે અને ગીત પૂરું થતાં પૂર્વ પંક્તિમાં આવતું પ્રશ્નાર્થચિહ્ન ખસીને આમ જતું રહે છે : કોને કહું છું એકલો ! અહીં જાણે એકલો છતાં એકલો નથી કેમ કે, 'આભ જેવા આભનો

## ભાષાંતર □ પ્રણવેન્દુ દાસગુપ્તા □ સુ.દ.

(બગાળી)

શરૂઆત તો કરીએ છીએ આ બગાળી ભાષાથી
પણ પછી બધુ ભુલાતુ જાય છે

જ્યારે પવન ફૂકાય છે, ત્યારે આખુ આકાશ
જગલ પિપાનોની જેમ વાગે છે
તરત જ ફુવારો અને ખડક

એક બાજુ નર્યો વિસ્તાર
સસ્કૃતપ્રચુર શબ્દોનો,
પ્રાકૃત અને પરદેશી શબ્દો,
કેટલાક શબ્દો ચળકાટથી વીંટાયેલા,
કેટલાક વધુ પડતા વપરાયેલા, ગદ્દાગોબરા -
પછી જ્યા જુઓ ત્યા
ખાસ્સો પહોળો પથરાયેલો
સળગતો ખાલીપો -
કેવળ હોઠની હલનચલન
કઈ ભાષા એવુ કશુય યાદ નથી રહેતુ



## અસુર-દાનવ □ સુબોધ સરકાર □ કિશોર શાહ

માછીમાર કવિતા નથી વાચતો
મધ વેચનાર પણ કવિતા નથી વાચતો

મરણોન્મુખ કિશોર, ભાઈ તુ પણ નથી વાચતો !
જ્યોતિબાબુ કવિતા નથી વાચતા

કવિતાના પ્રકાશક કવિતા નથી વાંચતા
કૉલેજમા ભણાવે છે, તેઓ પણ કવિતા નથી વાચતા

તો શુ અસુરો વાચે છે બધી કવિતાઓ ?
તો શુ દાનવો ખરીદે છે કાવ્યસગ્રહો ?



ગોવર્ધનધારકની જેમ વહેનારો એકલો જ છે તે પૂરતો સમર્થ છે !

'રૂપની રંગત બધી જોઈ રહુ છુ, કથનાર એકલો છે તે પ્રકૃતિ-જગતના કેવા કેવા આવિષ્કારોને પોતાની જ છટાથી ઝીલે છે એનુ ઉષા-સધ્યા (સવાર-સાજ)ના કાવ્યમય વર્ણનથી અને છેવટે રાત્રે 'સ્નેહની સ્વપ્નલીલા'ના ઉલ્લેખથી નિજી સામ્રાજ્યનો વિસ્તાર સૂચવે છે 'લાજી'-'આજી' જેવા પ્રાસ નિરજન માટે સહજ લીલા જેવા મનાય, પણ 'હુ લહુ છુ એકલો'મા આવર્તન પામેલા 'હું'નો કસબ ધ્યાનાર્હ છે

બીજો અતરો મનની મુગ્ધ જ નહિ પણ બેકાબૂ પવન જેવી મુક્ત દશાનુ પણ સૂચન આપે છે અહીં 'રુદ્ર' અને 'રતિ'ના વિરોધી ધ્રુવ વચ્ચે રમતા મનની ક્રીડા અને પીડા આભલા જેટલા આભભારના ઇંગિતથી પ્રસ્તુત થઈ છે એકલા જ આભલાના ભારને વહેવાની તત્પરતા નાયકનુ અસ્તિત્વાદી ઉત્તરદાયિત્વ દર્શાવે છે

આના સદર્ભે કવિની બીજી એક કૃતિ 'એકલો' (પૃ ૪૩) જોવાની જિજ્ઞાસુઓને વિનંતિ ત્યા મનુષ્ય, વ્યક્તિરૂપે 'એકલો' કૃપા છે તે પ્રથમ તેમ જ અતિમ પક્તિમા આમ અવતર્યુ છે 'હુ એકલો છુ મુજ ગેહમાહી' 'હુ એકલો છુ મુજ દેહમાહી '

'ગેહ દેહ' અહીં પ્રાસ-ખાતર-પ્રાસની રીતે નથી, પણ દેહમા ગેહ અને ગેહમાં દેહ પ્રદર્શિત કરી 'સ્નેહસધિ' રચવા તાકતી એકલાની અગત અભિવ્યક્તિ છે....

અમેરિકન નાટ્યકાર ઍડવર્ડ એલ્બી વિશુદ્ધ એકલતાનો મહિમા કરતા લખે છે

Aloneness is inevitable in being human People cannot accept this They should be aware of it and use it
It heightens your perceptions

નિરજને તેમ જ તેમના ગીતનાયકે આ લઘુ ગીતાકૃતિ વડે ભાવકની કળાજ્ઞાન-અનુભૂતિની ઉન્નતિમા યોગદાન આપ્યુ ગણાય



□ **સુ.દ.**
રાતને સમયે હુ
ચદ્રનો સાફો પહેરીને વાસળી વગાડુ છુ ત્યારે
મારી આખ સામે રચાય છે તડકાનુ રૂપેરી તળાવ



## બે કાવ્યો □ કિશોર શાહ

વૃક્ષને કૂંપળ ફૂટે
એને સુખ કહેવાય ?

વૃક્ષમા પાનખર ઝરે
એને દુ ખ કહેવાય ?

મે વૃક્ષને
એના સુખ-દુ ખની
પરિભાષા પૂછી

એ ઋષિની જેમ
અકળ મૌન ધરી ઊભુ રહ્યુ
અને
એનો છાયડો
મારા પર છવાતો રહ્યો

□

ચિતાને દાહ આપ્યા પછી
કોઈની પણ નજર
પોતાના જમણા પગના અગૂઠા તરફ
જાય છે ખરી ?

□

## રુદન ▢ પંકજ ચતુર્વેદી ▢ કિશોર શાહ

હુ તમને
મારી કવિતા સભળાવવા
નથી માગતો

હુ તમારી સાથે
રડવા માગુ છુ

જો કે
રડવુ
કોઈ પણ સમસ્યાનુ
સમાધાન નથી
છતા પણ
મને લાગે છે કે
આ એક પ્રમાણિક પ્રયત્ન છે

રાતના આવા સન્નાટામાં
બીજુ
કરી પણ શુ શકાય ?

▢

▢ **સુરેશ દલાલ**

શ્યામની વાંસળી ને રાધાના પાયલ
ઘાયલ થઈ જોયા કરે : એકમેકના ઘાયલ

શ્યામનુ મોરપિચ્છ ને રાધાનું ફૂલ
બન્ને જણા પ્રેમને કરતા કબૂલ
બન્નેની આંખમાં ઊમટ્યા વાદળ
વાદળને જોઈને મોરલો પાગલ

શ્યામના નખમા રાધાના કંકણ
ચુપચુપ વાતોની વહેતી રણઝણ
બન્ને જણ એકમેકની આગળ પાછળ
શ્યામની આંખમાં રાધાનું કાજળ

▢

એટલે જ કટાળાથી કટાળીને
તેઓ પોતાના જ માનસમા
રાક્ષસોને જન્મ આપે છે

કે કઇ કરી શકે
ક્ષીર સાગરથી ભાગી
અવતાર લઇ શકે

**ભગવાન**

ભગવાન સર્વત્ર છે
એટલે જ
જયારે મન થાય છે
એને મુઠ્ઠીમા લઇ જાઉ છુ.

તમે પણ આ કરી શકો

પણ
અમારા તમારા ભગવાનોમા
કોણ મહાન છે ?
'કોણ' નિર્ભર કરે છે
કોની મુઠ્ઠી બળવાન છે

**પડછાયા**

આ અધારામાં
આપણા બેના પડછાયા
હળી-મળી ગયા છે

બત્તી નહીં કરતા
અલગ થઈ જશે

**મળ્યો** ❒ ગઝલ ❒ ભગવતીકુમાર શર્મા

તને યાદ કરવાનો મોકો મળ્યો;
મને બંદીઘરમાંથી રસ્તો મળ્યો;

હરખ-શોક બંનેને અવકાશ દે,
તૂટી ભીંત કિન્તુ અરીસો મળ્યો !

નિશાની વગર ઓળખી લેજે તું,
વસૂકેલી ઇચ્છાનો પત્તો મળ્યો.

જરા આંખ તારીય ભીની થઇ,
જરા મારા રણનેય મોભો મળ્યો !

સુગંધોની શી ખેવના હું કરું ?
મને શ્વાસ પણ સાવ ઉછીનો મળ્યો.

સ્વીકારું છું હું ઋણ અજવાસનું
મને મારો પડછાયો પાછો મળ્યો

રજેરજ સુકાઇ ગઇ છે નદી;
ગનીમત છે · એકાદ કાંઠો મળ્યો !

**કસ્તૂરી** ❒ ગઝલ ❒ ભગવતીકુમાર શર્મા

શું કહું કઇ રીતે આ ગઝલ મને સ્ફૂરી ?
એક મૃગનું છે જીવન નાભિમાંની કસ્તૂરી.

સ્વપ્નમાં તમે આવો, કે બધું સમયસર છે;
મોત પાસે લઇ લીધી જીવવાની મંજૂરી !

રાતને કહી દો કે વાર ના કરે ઝાઝી;
આંખમાંય ઝાંખપ છે ને ક્ષિતિજ પણ ભૂરી.

સાત જન્મની ઇચ્છા વિણ વિકલ્પ ક્યાં બીજો ?
કેટલી રહી ગઇ છે મારી ઇચ્છા વણપૂરી !

મૃત્યુની વ્યથાનો તો સૌને ખ્યાલ છે કિંતુ
છે વધારે પીડામય જીવવાની મજબૂરી.

**□ ભીષ્મ આદિત્ય**

રાત મને ઝીણો ઝીણો વીંઝણો ઢોળે
ને જીવને ઝબોળે
હું પોઢું તારે ખોળે
તારે ખોળે મારા વાલમા.

હું તો આછું સૂતી તે પાછું જાગતી રે.
તારા નામની વીણા તે વ્હાલા વાગતી રે.
રાત મને ઝીણો ઝીણો વીંઝણો ઢોળે.
ને સપનાં ઢંઢોળે
હું પોઢું તારે ખોળે
તારે ખોળે મારા વાલમા.

હું તો થોડી મૂંગી ને ઝાઝું બોલતી રે.
હું તો વાણીમાં તને રહું વગોવતી રે.
રાત મને ઝીણો ઝીણો વીંઝણો ઢોળે.
ને ક્યાંક કોયલ બોલે
હું પોઢું તારે ખોળે
તારે ખોળે મારા વાલમા.



## □ લઘુકાવ્યો □ રમેશ પારેખ

### □ ઢેઢ

મેલુ સાફ કરનારને
ઢેઢ કહો છો ?
તો
તમારી માતા વરિષ્ઠ ઢેઢ છે
જેણે તમારા બાળોતિયા સાફ કર્યાં

### □ સર્જક

શબ સરખા શબ્દને
જીવતો કરી
સર્વકાલીનતા બક્ષે
તે સર્જક

### □ કથા/વ્યથા

મોરારીદાસ હરિયાણી જેવા કથાકારો
રામની કથા/વ્યથા
લોકોને સુણાવે છે,
કવિઓ
લોકોની કથા/વ્યથા રામને !

### □ કબર

હે ખાદીધારી
તું
મહાત્મા ગાંધીની
હરતીફરતી કબર છે !

### □ ચિત્તોડ

હે વૃદ્ધો !
વસંત જેવા કપરા કાળમાં
યુવાનો
પ્રેમના ભામાશા છે

### □ કોનો વાંક ?

બગીચામાં પ્રવેશ્યા પછી
બધા ફૂલો સમેટાઈને
આપણી કાયા બની ગયા હોય
એટલી હળવાશ અનુભવી ન શકાય
તો તેમાં દોષ કોનો ?
ફૂલોનો કે આપણો ?

□

# TO A COMMON PROSTITUTE

❑ Walt Whitman

Be composed - be at ease with me - I am Walt Whitman,
liberal and lusty as Nature;
Not till the sun excludes you, do I exclude you;
Not till the waters refuse to glisten for you, and the
leaves to rustle for you, do my words refuse to
glisten and rustle for you.
My girl, I appoint with you an appointment - and
I charge you that you make preparation to be
worthy to meet me,
And I charge you that you be patient and perfect
till I come.
Till then. I salute you with a significant look, that
you do not forget me.

❑

## **The Key of Water** ❑ Octavio Paz
(Spanish)

After Rishikesh
the Ganges is still green.
The glass horizon
breaks among the peaks.
We walk upon crystals
Above and below
great gulfs of calm
In the blue spaces
white rocks, black clouds

You said,
Le pays est plein de sources
That night I dipped my hands in your breasts.



## *Mrs. O'Neill* ❑ Richard Hill

Every evening
Before she went to bed
Mrs O'Neill said
Goodnight
To the nice announcer
On her small TV
Because she was eighty
And very much alone

And when she died
He never even went
To her funeral.


# કવિતા

ધી રજિસ્ટ્રેશન ઑફ ન્યૂઝ પેપર્સ (સેન્ટ્રલ) રૂલ
૧૯૫૬ અન્વયે ''કવિતા'' પત્ર અંગેની માહિતી
ફોર્મ નં. ૪ (જુઓ રૂલ નં. ૮.)

| | | | |
|---|---|---|---|
| ૧. | પ્રકાશનનું સ્થળ | : | જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ, મુંબઈ - ૪૦૦ ૦૦૧. |
| ૨. | પ્રકાશનની સામયિકતા | : | દ્વૈમાસિક |
| ૩. | મુદ્રકનું નામ | : | ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ |
| | રાષ્ટ્રીયતા | : | ભારતીય |
| | સરનામું | : | ડી-૨૦૬, વીણાનગર, એસ. વી. રોડ, મલાડ (પશ્ચિમ), મુંબઈ - ૪૦૦ ૦૬૪. |
| ૪. | પ્રકાશકનું નામ | : | ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ |
| | રાષ્ટ્રીયતા | : | ભારતીય |
| | સરનામું | : | ડી-૨૦૬, વીણાનગર, એસ. વી. રોડ, મલાડ (પશ્ચિમ), મુંબઈ - ૪૦૦ ૦૬૪. |
| ૫. | તંત્રીનું નામ | : | ડૉ. સુરેશ દલાલ |
| | રાષ્ટ્રીયતા | : | ભારતીય |
| | સરનામું | : | ૧૩૩, હસા મહાલ, દલામલ પાર્ક, કફ પરેડ, મુંબઈ - ૪૦૦ ૦૦૫. |
| ૬. | જે વ્યક્તિઓ આ અખબારના માલિક હોય અને કુલ થાપણના એક ટકાથી વધારે થાપણ રોકનાર ભાગીદારો અથવા શેરહોલ્ડર હોય તેમનાં નામ તથા સરનામાં | : | સૌરાષ્ટ્ર ટ્રસ્ટ (બૉમ્બે પબ્લિક ટ્રસ્ટ ઍક્ટ, ૧૯૫૦ અન્વયે રજિસ્ટર્ડ) જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ, મુંબઈ - ૪૦૦ ૦૦૧. |

હું ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ આથી જાહેર કરું છું કે ઉપર આપેલી વિગતો મારી વધુમાં વધુ જાણ અને માન્યતા મુજબ સાચી છે.

તા. ૨૦-૪-'૯૮

ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ
પ્રકાશકની સહી

કવિતા : શબ્દની સાધના
તંત્રી : સુરેશ દલાલ
વર્ષ : ૩૧ અંક : ૪ એપ્રિલ, ૧૯૯૮
સળંગ અંક : ૧૮૪
મુખપૃષ્ઠ સજાવટ : દિનેશ દલાલ






**ખાસ સૂચના :** કોઈપણ કાવ્ય એક વખત બીજે ક્યાંય છપાયેલું હોય તો ફરીથી મોકલવું નહીં.
**અપ્રગટ કાવ્ય જ મોકલવું. પ્રગટ થતા લેખોના અભિપ્રાયની જવાબદારી લેખકની છે.**

**સૂચના :** વરસમાં છ અંકો દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ ગમે તેટલી નાની હોય તોપણ પોસ્ટકાર્ડ, ઈનલૅન્ડ લેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં ફુલસ્કેપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે. નકલ ન મળ્યા અંગેનો પત્રવ્યવહાર સર્ક્યુલેશન વિભાગ સાથે કરવો. કવિ-વિવેચક મિત્રોને વિનંતી કે પુરસ્કારમાં વિલંબ થવા અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટ્સ વિભાગ સાથે કરવો.

**લવાજમ : દેશમાં ૮૦/- રૂપિયા, પરદેશમાં સીમેલ રૂ. ૧૭૦/-, ઍરમેલ રૂ. ૨૭૦/-. આ અંકના રૂપિયા ૧૫/-.**

બહારગામનું લવાજમ 'SAURASHTRA TRUST'ના નામથી મનીઑર્ડર / ડ્રાફ્ટ મોકલવા વિનંતી.
પત્રવ્યવહારનું સરનામું : સર્ક્યુલેશન મૅનેજર, જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ, કોટ, પોસ્ટ બૉક્સ નં. ૬૨, મુંબઈ-૧ T P 2870831, FAX NO 022 2874097
મુદ્રક અને પ્રકાશક : સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી ધીરુભાઈ દેસાઈ, જન્મભૂમિ કાર્યાલય, જન્મભૂમિ માર્ગ, કોટ, મુંબઈ ૧
મુદ્રણ સ્થળ : મે. પ્રીન્ટેજ પ્રા. લિ. સન મિલ કમ્પાઉન્ડ, સન મિલ રોડ, લોઅર પરેલ, મુંબઈ ૪૦૦ ૦૧૩

## દુહા ▫ સંજય પંડ્યા

હેતકસૂંબો આંખમાં પાંપણ પર છે પ્રીત
ઝળઝળિયાં સંગ નીસરે આખે આખાં ગીત



ઈશ્વર સાથે ગોઠડી માંડી બેઠા આજ
શ્વાસ સૂરોની વાંસળી પાંસળીઓ પખવાજ



પાંપણ ડેલી ખોલજો ઠેલો હૃદય કમાડ
શણગારેલી સાંપડે આંખોની પરસાળ



ધૂમ્રવલયથી દાઝશે આંગળીઓની ધાર
છાતીના ઊંડાણમાં કેફીલો તહેવાર



જળના કટકા હાથથી વીખરાયા ચોમેર
એક સજાવ્યો આંખમાં બાકી લઈ ગ્યા ઘેર



## ગીત □ મુકેશ જોશી

તડકાની ભાષા મે શીખી
આખી બારાખડી મરચામા બોળીને કાઢી હો એટલી તીખી

જળનુ તો કામ નહીં તડકાને વાચવાનુ
એક એક અક્ષરમા ઝાળ
દરિયો જો તડકાનુ છાપુ ઉથલાવે તો
થઈ જાતો પોતે વરાળ
ઝાકળની વાચવામા રોજ ભૂલ થાય
ને રોજ પછી તડકો દે પીંખી    તડકાની

તડકાનુ વ્યાકરણ શૈશવથી શીખેલા
છોડવા, ઝાડવા ને વેલ
તડકો જો આવડે તો છાયડામા
ભાષાતર કરવાનુ કેટલુ સ્હેલ
તડકાની ઝળહળતી આભા ને
છાયડાની વાતો વચાય સાવ ફિક્કી    તડકાની

ભાષામા સોનેરી રગનો દમામ
તમે વાચો તો આજી દે આખો
સાયકલે શીખવાની ઇચ્છા જો હોય
તો સૂરજને ટ્યૂશન પર રાખો
વાચતા, બોલતા, લખતા યે આવડશે
આખી ઉનાળાની લિપિ    તડકાની



## બેઉ તરફ ❑ ભરત ભટ્ટ

જળની વચ્ચે છું હું એની જાણ છે બેઉ તરફ
ક્યાં જવું નક્કી નથી ખેંચાણ છે બેઉ તરફ

ખીણ છે બેઉ તરફ ને ખાણ છે બેઉ તરફ
આ તરફથી તે તરફ ખોદાણ છે બેઉ તરફ

ઝરણું પોતે ક્યાં જશે, અણજાણ છે બેઉ તરફ
ઝરણું પોતે મધ્ય છે પાષાણ છે બેઉ તરફ

બેઉ છે સંભાવના તરવા અને ડૂબવા વિશે
હાથ છે સાબૂત, તૂટેલા વ્હાણ છે બેઉ તરફ

યુદ્ધ માટે શાંતિ છે ને શાંતિ માટે યુદ્ધ છે
ઢાલ છે બેઉ તરફ કિરપાણ છે બેઉ તરફ.



## પ્રાર્થના : હાહાકાર ❑ વિપિન પરીખ

આ તો મને જોઇએ જ એ હઠ
આ મારી પાસે નથી અથવા પૂરતું નથી એ અભાવ
અને
આ જે મારું હતું તે ચાલી ગયું એ અફસોસ
આ ત્રિવિધ હાહાકારથી મારા મનને મુક્ત કરી
મા, તમારા ચરણોમાં શાતા આપશો !



## ગીત ▫ ગૌરાંગ દિવેટીયા

આયનાની ભીતરમા ફૂટેલા માણસને
　　પૂછી શકો તો જરી પૂછો

કોરાકટ કાચમાથી ઝરતુ આ લોહી
　　લૂછી શકો તો જરી લૂછો

લીલાછમ વાસમાથી ફૂટતા અકુર
　　કેમ કરી જીરવ્યા જીરવાય નહીં
એકાકી વાસળીની વેદનાના પડછાયા
　　કેમ કરી ઝાલ્યા ઝલાય નહીં

સૂરજ વિનાનુ પેલુ તડકાનુ ફૂલ
　　સૂઘી શકો તો જરી સૂઘો

ભમ્મારિયા કૂવામા ઘુમરાયા કરતી
　　એ પથ્થરિયા શમણાની વારતા
ફૂલો વિનાના આ બાવળિયા ગામમા,
　　અત્તરિયા કોઇ નથી આવતા

દૃષ્ટિ વિનાની કોઇ ખાલીખમ આખોમા,
　　ફરકી શકો તો જરી ફરકો



ગુજરાત સરકાર દ્વારા ગુજરાતી અખબારો અને સામયિકોને શ્રેષ્ઠ આલેખન માટે પુરસ્કાર આપવાની યોજના અતર્ગત ૧૯૯૬ અને ૧૯૯૭ના વર્ષના વિવિધ એવૉર્ડ જાહેર કરવામા આવ્યા હતા જેમા શ્રેષ્ઠ માસિક/ દ્વિમાસિક/ ત્રિમાસિકની શ્રેણીમા 'કવિતા' મૅગેઝિનને શ્રેષ્ઠ દ્વિમાસિક મૅગેઝિનનો એવૉર્ડ જાહેર કરવામા આવ્યો છે રાજ્ય સરકાર તરફથી ૨૫ હજાર રૂપિયા રોકડ પુરસ્કાર અને સ્મૃતિચિહ્ન અર્પણ કરવામા આવશે

## પરપોટા ▫ કૃષ્ણ દવે

મહાકાળના આ પ્રવાહમાં શું નાના ? શું મોટા ?
અહીં ફૂટે કે ફૂટે દૂર જઈ છેવટ તો પરપોટા.
શું નાના ? શું મોટા ?

રાય જેટલી જાત હોય ને રોફ હિમાલય જેવો
ખાલી ફોફાં દીધે રાખ્યા દેખાડીને મેવો
સ્હેજ કાંકરીચાળો થાશે, લટકી જાશે ફોટા.
શું નાના ? શું મોટા ?

'વીઆઈપી' કે 'વીવીઆઈપી' અહીં કંઈ જ ના ચાલે.
જેની ચિઠ્ઠી ફાટે એને ભરી સભામાં ઝાલે.
એની પાસે બધાય સરખા, ગુલાબ ને ગલગોટા
શું નાના ? શું મોટા ?

મન ફાવે તે અમર કથાના કિલ્લા બાંધી નાખે.
કુદરતને તો થયું રોજનું, કેટકેટલું રાખે ?
ડાબે હાથ મૂકી દે પળમાં, ક્યાંય ન મળે લિસોટા,
શું નાના ? શું મોટા ?



▫ **પન્ના નાયક**

સરે છે રાત
કે સરી જાય છે તું
બાહુપાશથી ?



ન શોધો મને
કવિતામાં, પ્રતીતિ
મારી આંખમાં



## મુંબઇ ❑ કૃષ્ણ દવે

સૂટ બૂટમાથી છટકી ક્યા જાશો જેન્ટલમેન?
છપ્પન છપ્પન વરસ ખાઇ ગઇ છ છપ્પનની ટ્રેન

ફાઇવસ્ટાર વૃક્ષોની સામે પખી કરે દલીલ
એક જ પળ ડાળે બેઠા તે આવુ મોટુ બીલ?

આ તો યુનિયન છે મારા ભૈ, કશુ જ ના કહેવાય
ભર ચોમાસે વાદળીઓની સ્ટ્રાઇક પણ થઇ જાય

બહુ જ સિફતથી પખીના ખાતામા પાડી ધાડ
એક પીંજરુ જમા કર્યું ને નભનો કર્યો ઉપાડ

ગીત નહીં હમણા સભળાશે કોપલની ચિચિયારી
એક કાગડો ફરી રહ્યો છે મોમા લઇ સોપારી



## ❑ ધીરુ મોદી

ઊટ આગરે
ડોકે ઝૂલતી કોડીમાથી
દરિયો
લાચારીથી
મૃગજળ જોયા કરે



## પ્રા. વંચના ▢ પ્રાણજીવન મહેતા

અખા, હવે તું ઉઘાડ આંખો
પેખ, પંગુને ફૂટી પાંખો

પલાખા ગોખ, તું પંડિત થા
ખડિયો ખાંડી વા ખંડિત થા

પોક મૂકતાં પંડ વળગશે
વણ કાંડીએ પિંડ સળગશે

ઘા પર ચોપડ મીઠું મરચું
પાંખા પોતને બધુંય સરખું

સંઘ આપણો તુંડ મિજાજી
ગાઇ અભંગ, થાવું રાજી

બોલ્યું ચાલ્યું ફોક, ફોતરી
ગૂંગા વદતા વાક્ચાતુરી

ઊંટા પીઠે બાંધ બાચકા
લે પોથી, ને વાંચ વાચકા

અવઢવ ઢગલે અમથાં બેઠાં
મનખા, હવે શું ભણવા ઊઠાં.



## ફૂલો ▫ ભગવતીકુમાર શર્મા

હજીય મહેકે છે વીતેલી રાતના ફૂલો,
વધારે રંગસભર છે પ્રભાતના ફૂલો

એ શબ્દ - સુરભિની ક્યાં ખોજ પણ હવે કરવી ?
હવાએ ચોરી લીધાં તારી વાતના ફૂલો

આ લાગણીની કોઈ કુંડળી ક્યાં માંડી છે ?
ખીલે છે ક્યારેક, કદીક કોઈ જાતના ફૂલો

જરાક થોભીએ આ વૃક્ષહેઠ ચોમાસે,
પલાળી દેશે પછી પારિજાતના ફૂલો

હું રણનિવાસી તે ઉપવન તો ક્યાંથી લાવું હું ?
અને ગમે છે તને ભાતભાતના ફૂલો !

સજાવી શકશે સવારે તું તેને માળામાં,
જો કેવા ચમકે છે આ અશ્રુપાતના ફૂલો !

ચઢાવી ફૂલ કરો છો ફૂલોનો સરવાળો,
કબરમાં પોઢી ગયાં છે હયાતના ફૂલો



## વસંતમાં ▫ ભગવતીકુમાર શર્મા

શું સુદ વસંતમાં અને શું વદ વસંતમાં ?
સ્થળ-કાળની ન કોઇ રહે હદ વસંતમાં.

હરફર હવામાં સારી છે ખુશ્બૂની ખાતરી,
ઉપવનનું ઊતરી ગયું હું-પદ વસંતમાં.

ઝરણાનું બીજું નામ છે પથ્થરનાં આંસુઓ,
પીગળીને પર્વતો બને ગદ્‌ગદ્ વસંતમાં.

ફાટી પડ્યાં છે ફળિયાં સુગંધોના ભારથી,
ઉંબર, ઝરૂખો, મેડી છે લદબદ વસંતમાં,

અસ્તિત્વ સહુનું તસતસે ઇચ્છાના ગર્ભથી,
શ્વાસોને મહેકના થયા દોહદ વસંતમાં !

થોડી પળો તો ફેંકી દો આ ઠાવકાપણું,
દલપત બની જ જાય છે નર્મદ વસંતમાં !



### ▫ પ્રીતમ લખલાણી

દિવસભર
શહેરમાં
ગેરકાયદેસરનું બાંધકામ તોડતો
વિશ્વનાથ
સાંજે
ફૂટપાથ પર
છાપરું શોધે !



## અંધારું ઓળઘોળ □ નીતા રામૈયા

અધારુ ઓળઘોળ છે અધારુ ઓળઘોળ

ઓઘરાળા છયાછોકરા લઈને બેઠુ છે આ
ફૂટલા હાડલે ચડતી ખીચડી લઈને બેઠુ છે આ
ખોખલે મોઢે ખાસી જેવુ અધારુ ઓળઘોળ

કૂણા કાળજાડે લપાઈને બેઠું છે આ
ધ્રુજતા હાથે સૂકા રોટલાની કોર છે આ
વીલે મોઢે રડમસ થાતુ અધારું ઓળઘોળ

એઠુ જૂઠું ભેગુ કરતુ બેઠું છે આ
ધૂળ-ચાટના કરમ લઈને બેઠુ છે આ
ડુક્કરની પગતમા ભળતુ અધારુ ઓળઘોળ



## ચશ્માં □ મદનકુમાર અંજારિયા "ખ્વાબ"

પારદર્શક બન્યો
તો કાચને
દષ્ટિ અને દશ્ય વચ્ચેના
મધ્યસ્થીનો
દરજ્જો મળ્યો



## 'મીણના માર્ગ પર' ▫ ગ્રંથિન્

તમારી આ તરફ ડૂમો અને પેલી તરફ ઉત્સવ,
અને એ બેઉની વચ્ચે તમે તમને વલૂરો છો.

▫

અમે નહીં, અમારી ઝંખના પહાડ થાય છે.

▫

એક તણખો છું સૂર્યની સામે
એક ધૂણી ધખાવી બેઠો છું.

કવિતાનો માર્ગ મીણનો હોય છે, સંવેદનાનો હોય છે. આ સંવેદના જ કવિને વિચાર-ચિંતનને માર્ગે દોરી જાય છે.

ગુજરાતી ગઝલે આજ સુધીમાં ઘણાં ઊંચાં શિખરો સર કર્યાં છે. રદીફ-કાફિયાની આંગળી પકડીને ગઝલો લખી નાખી શકાય એવા ખ્યાલમાં કોઈ સાચો ગઝલકાર રાચતો નથી. ભરત ભટ્ટ પણ રદીફ-કાફિયાને આધારે રમત-કરામત કરનારા ગઝલકારોમાંના એક નથી. ભાવસંવેદનો, વિચાર-ચિંતન, ભાષાકર્મ, છંદ, રદીફ-કાફિયા ઇત્યાદિ દ્વારા ગઝલનો એક વિશિષ્ટ માહોલ બંધાતો હોય છે. ભરત ભટ્ટની ગઝલોનો માહોલ એકંદરે વિચાર-ચિંતનલક્ષી છે. નાળ કાપવી, નનામી બાંધવી, ધૂણી ધખાવવી, દૂધપીતી થવી, સોંસરવું જતું તીર, મત્સ્ય વીંધાવું, ક્રોસ ખોડીને ઊભાં રહેવું, પુત્રીનો પગ ભારે હોવો, આંખમાં ધૂળ નાખવી, ગળણે ગાળવું, કીડિયારું ઊભરાવું, રાઈનો પર્વત ચડવો વગેરે જેવા વિશિષ્ટ શબ્દપ્રયોગો, પુરાકથાપ્રેરિત કલ્પનો, રૂઢપ્રયોગનોય સાર્થક વિનિયોગ આ રચનાઓમાં થયો છે. ગીતનો આભાસ કરાવતી 'ચપટીક અજવાળું' અને આંતરપ્રાસને આધારે ચાલતી દીર્ઘ લયની 'ચોમાસાનું ટાણું' અને 'ટેપ ભજન લલકારે છે' જેવી ગઝલો પણ આ કવિએ રચી છે.

આ કવિની વિશિષ્ટ અભિવ્યક્તિની શૈલી આવા પ્રયોગોમાં પણ અનુભવાય છે : ઝળઝળિયે લખવું, પળની પાંખો પર પવન કંડારવો, ફીણ માફક વહેંચાવું, વેકરો ખંખેરવો, પંખીના ટહુકા ચીતરવા...

ભગવતીકુમાર શર્મા અને માય ડિયર જયુના આસ્વાદલક્ષી અવલોકનો સાથે પ્રસ્તુત સંગ્રહમાં એંસી ગઝલો છે; તે ભરત ભટ્ટના ગઝલ-કર્મની પ્રતીતિ કરાવે છે.

(ભટ્ટ ભરત 'તરલ', મીણના માર્ગ પર, પ્ર. આ. ૧૯૯૭, પ્રકાશક ભરત ભટ્ટ, જૈન ઉપાશ્રય પાસે, મુકામ પોસ્ટ ટાણા, ૩૬૪૨૬૦, તા. સિહોર, જિ. ભાવનગર, ડેમી કદ પૃ. ૯૬, મૂલ્ય રૂા. ૪૮.)

▫

# થોડાંક વિરહ-મુક્તકો ▫ જયન્ત પાઠક

(૧) એક ને એક એટલે બે-તે ગણિતમા
અહીં તો
એક હુ
ને એક તુ એટલે   એકલા, એકલા !

❑

(૨) રાહત થોડો સમય માગે છે
પખીના ઊડી ગયા પછી
કપતી ડાળને જપતા વાર લાગે છે

❑

(૩) એકવાર સાથે ચાલતા હતા
સહિયારા તડકામા,
હવે ઊભા છીએ
પોતપોતાના છાયડામા

❑

(૪) તમે કહ્યુ   'આવજો'
મે કહ્યુ   'આવજો'
બે 'આવજો'નુ સામસામુ મળવુ
એટલે આપણુ છૂટા પડવુ

❑

(૫) એક  જ તીરથી ઘવાયેલા
આપણે બે
તરફડીએ એકલા એકલા
આ વિરહ-શ્લોકમા
કોણ ગાય આપણા શોકને શ્લોકમા !

❑

## આ બધા વિશે કહેવું શું ? ▫ એલિઝાબેથ જેનિંગ્સ ▫ મહેશ દવે

## (બ્રિટિશ)

શું કહીએ આ બધી બાબતો વિશે ?
તે વિશે હું તો હંમેશ મૂંગી રહીશ.
ઉપરછલ્લાં વસ્ત્રો કરતાં જરા વિશેષ ભાવથી
કેટલાક લોકો મૌન ધારણ કરે છે.
મારું જરાક જુદું છે.
શરમના માર્યા ડાઘ છુપાવીએ
તેમ ઢાંકી દઉં હું મારા મૌનને.
સમજાય નહીં તેવા ઊંડાણમાંથી
પ્રગટે મારા શબ્દ.
અને છતાંય વેદના વ્યક્ત કરી શકે તેવા શબ્દ ક્યાં મળે છે ?
શબ્દો સહેલાઈથી જડી જાય
ત્યારે કેટલું સામર્થ્ય આવી પડે મારા હાથમાં !
હું જોઈ શકું :
મંત્રમુગ્ધ લોકો, શાતા પામતા દાઝેલા હૈયા
અને રૂઝાયેલા હૃદય ટકી રહેતા જણાય.
છતાં મારા શબ્દસામર્થ્યમાં લપકે અશબ્દ ભય.
વાતચીત ગૂંચવતી ભયાનકતા કદાચ હું મારા
સરળ લયમાં વહેતી કરું.
હું ચૂપ છું, એનું કારણ છે :
હું ભયને વાચા આપું
તો શબ્દ જ્યાંથી પ્રગટ્યા છે
તે અંધકારને બદલે
જે સુંદર વાણી અણકથી રહી છે
તે ગુમાવી બેસવાનો મને ભય છે.

❑

**અતિક્રમવુ □ શિશિર રામાવત**

ના, જરૂરી નથી મારા દરેક વિચારનુ વર્જિન હોવુ
વિચારોની વર્જિનીટી ક્યા હોય છે આપણા હાથમા ?
મારે તો અનુભવોના વિશ્વને અતિક્રમવુ છે
અનુભવ   જડ, મૂર્ત, સ્થિર, ઘન
મારે તો અનુભવોના ઝીણા ઝીણા ટુકડાઓ કરવા છે
એમાથી રેષાઓ ખેચવા છે
એના રગોનુ વિઘટન કરવુ છે
તેનુ પ્રવાહીકરણ કરી તેને બાષ્પ થતા નિહાળવા છે
વિચાર, તુ આવ
શૂન્યોની શૃખલાની આગળ અડીખમ ઊભેલા એકડાને
ઊંચકીને ફેકી દે શૂન્યોની પાછળ
બનાવી દે ઘટનાઓને બહુપરિમાણી અને પારદર્શક
તોડી નાખ એના આકારોને
શોષી લે તેના વજનને
ના, મને તારા ઇતિહાસમા રસ નથી
છેદીને, ભેદીને, તોડીને, વલોવીને-
મારે તો બસ, ઘટનાઓની આરપાર થવુ છે



**પ્રેમનો શિયાળો □ ચાંગ વુ-ચિએન □ અભિજિત કશ્યપ**
(ચીની)
મે તને આપેલુ લાલ ફૂલ
તે ધૂળમા પડી જવા દીધુ,
મે તે લઈ લીધુ

એ આખેઆખુ સફેદ હતુ

એ નાનકડી ક્ષણમા
બરફ પડ્યો આપણા પ્રેમ પર



□ **જયા મહેતા**

પાંદડાં બધાં જ
ખ
.
.
.
રી
ગયાં હોય
અને
પંખીઓ પણ
ચૂપ
થઈ ગયાં હોય
અને રસ્તો ક્યાંયે
લઈ જતો ન હોય
ત્યારે
સાંજ
પ
ડી
ગઈ હોય છે
કોઈ પણ
સંબંધની

□

**અકસ્માત** □ **મદનકુમાર અંજારિયા "ખ્વાબ"**

રેલવેનો કામદાર
પ્લૅટફૉર્મ નજીક
પાટાની આસપાસ
ઊગી નીકળેલી
લીલોતરીને વાઢતો હતો
ત્યારે-
પ્લૅટફૉર્મ છોડી રહેલી ટ્રેનને
ગાર્ડ લીલીઝંડી
બતાવી રહ્યો હતો !

□

## BONUS YEARS ☐ વિપિન પરીખ

"તને કેટલા થયા ?"
મે કહ્યુ આ ૬૭મુ ચાલે છે,"
"મને ૭૦ પૂરા થયા "
હજી ગયા વરસે જ 'બાય-પાસ' કરાવ્યુ
આપણા
Bonus years કહી
તે થાકેલુ હસ્યો
Bonus years?
બોનસના આ વરસો હવે આરામખુરશીમા નિરાતે બેસી
ફરીફરી 'ઉલ્કા' અને 'સુલભા' વાચી સ્વપ્નોમા સરી પડે છે.
પૌત્રીને સિન્ડ્રેલાની પરીકથા કહી પોતે જ
ખોવાયેલી મોજડી શોધવા દૂરદૂર નીકળી પડે છે
સાજે નરીમાન પોઇન્ટના બાકડે બેસી
દરિયાના ઘૂઘવાટ અને પછડાટ સાભળી મનોમન બબડે છે,
"આખરે આટલા ઘૂઘવાટ અને પછડાટ પછી
હાથમા શુ આવ્યુ ?"
ક્યારેક આ કે તે સતના પ્રવચનમા
પલાઠી વાળી શાત થવાનો પ્રયત્ન કરે છે ને
ઘરે પાછા ફરતા મદિરમા પ્રસાદ ધરી
થોડોક આધાર ખરીદી લાવે છે
મધ્યરાત્રિએ ક્યારેક પરસેવાથી રેબઝેબ જાગી ઊઠે છે
પાણી પીએ છે
કળ વળતા કોઇના પગલા સભળાતા હોય એમ કહે છે
"આવ, હવે ખૂબ થાક લાગે છે.
તારી જ વાટ જોઈએ છે
ચાલો, તૈયાર છીએ "



## નિર્ઝર તટે ▢ ઑક્તાવિયો પાઝ અનુ. ▢ રાધેશ્યામ શર્મા

કેટલું વિરલ, કેટલું સુંદર !
કોઈકની પત્ની
કૃષ્ણવર્ણા પાણીમાં પોતાના
ગોરા પગ ધુવે છે.

ચન્દ્ર વાદળો વચ્ચે
ચમકી રહ્યો છે
એટલો દૂર, એટલો દૂર
જેને કોઈ પહોંચી ના શકે.

કેટલું સુંદર, કેટલું વિરલ !
કોઈકનો પતિ
કાળા ઝરા પર
શ્વેત નૌકામાં જઈ રહ્યો છે.
તેને હું પૂછવા જતો હતો
કે તેણે કયો પ્રસ્તાવ મૂકેલો
પણ ત્યાં તો ચન્દ્ર
વાદળ પાછળ સંતાઈ ગયો.



## કાવ્યદર્શન :

### પાઝની પ્રતિભા પીંછીના લસરકા ▢ રાધેશ્યામ શર્મા

પરિચિત દૃશ્યને, રોજિંદા પ્રસંગને અપરિચિતનો સર્જનાત્મક ઢોળ ચઢાવવાનું કોઈ કવિ પાસેથી જ શીખી શકાય.

સાવ સામાન્ય વિષયને અસામાન્ય સરચનથી તદ્દન સાદગીપૂર્વક મૂકવાની કળાનો 'નિર્ઝરતટે'મા રસ-પ્રદ અનુભવ કડારાયો છે

પાઝે અહીં પેન કરતા પીંછીના લસરકા - બ્રશસ્ટ્રોકનો વિનિયોગ કર્યો લાગશે ઘટના ઝરાકાઠે બની છે હવે પ્રથમ શ્લોકની પહેલી પક્તિ ('કેટલુ વિરલ, કેટલુ સુદર') અને ત્રીજા શ્લોકની પહેલી પક્તિ ('કેટલુ સુદર, કેટલુ વિરલ') અનુવર્તી શ્લોકસદર્ભે વાચશો ત્યારે વિરલ-સુદર, સુદર-વિરલનો પીંછી પ્રયોગ પમાશે વિરલ અને સુદર એ બે શબ્દને બદલ્યા સિવાય માત્ર અદલા-બદલી, આગળ-પાછળ મૂકવાથી જે પ્રભાવ ઉત્પન્ન થાય એનો આકૃતિલાભ અહીં લીધો છે

પ્રથમ અતરા શ્લોકમા કાળાભમ્મર ઝરાના જળમા કો'કની ગૌરવર્ણી પત્ની પગ ધુવે છે

કદ્

બીજા અતરામા વાદળો વચ્ચેના ચન્દ્રની સુદૂરતા ('અનરિચેબલ'?)ના પહોચાય એવી છે

રસાત્મક કાવ્યની લક્ષણા શુ સકેતે છે?

ચન્દ્ર પોતે જાણે કે અન્યની ભાર્યા નાયિકા છે એ એટલી બધી દૂર છે કે નાયકનો હાથ કે કોઈનો હાથ પહોચી ના શકે છતા નાયકની કદરદાની આરભથી જ ઉદ્ગારબદ્ધ થઈ છે કેટલુ વિરલ, કેટલુ સુદર!

હવે 'કેટલુ સુદર, કેટલુ વિરલ' વાળી વાત ઉપર કૃષ્ણવર્ણા પાણીમા નાયિકાના ગૌર ચરણ હતા, તો અહીંયે કાળા ઝરામા શ્વેત નૌકા છે નાયક છે શ્વેત નૌકારૂઢ કો'કનો સ્વામી!

અહીં પૂછવાનુ મન થાય તોયે રસાનુભવાર્થે બહુ જરૂરી નથી કે પ્રથમ શ્લોકની નાયિકાનો જ પતિ ત્રીજા શ્લોકમા ચમકાવ્યો છે? 'કોઈકનો પતિ' ઉપરથી ઉપર્યુક્ત નાયિકાનો નાથ નહીં હોય એમ માની શકીએ તો અહીં સુદર તેમ જ વિરલ શુ છે? નાયકને સ-રસ પૂછવાનો મહિમા છે કે પેલા પતિએ કયો પ્રસ્તાવ મૂક્યો હતો? પૂછુ-ના પૂછુની અવઢવમા એક નિસર્ગ-સરચિત ઘટના ગગનમા ઘટે છે ને કાવ્ય પૂર્ણ થાય છે 'પણ ત્યા તો ચન્દ્ર/વાદળ પાછળ સતાઈ ગયો'

-જગતખ્યાત પાઝ પણ દેહે કરી મૃત્યુના વાદળ પાછળ સતાઈ ગયા એમની આવી રસાવહ રસિક કાવ્યકૃતિઓ 'સનસ્ટોન' જેમ સદાકાળ ઝળકતી રહેશે



### ▫ મહેશ દવે

નાની અમથી વાતમાં
વાંકું પડતા
તારા મરડાતા હોઠ, ચઢેલું મોં,
સહેજ લાલ થતી આંખ,
એમાં ભળી જતાં આંસુ,
આ બધું હું જોયા કરું છું.

મને સરિયામ રસ્તા જેવા સંબંધો ગમતા નથી
થોડું વાંકું પડે
થોડી ચડભડ થાય
વાણી અને મૌનની કુંજગલીમાં
બળકણા જીવ અટવાય
થોડાક અબોલા પછીનો બોલકો સ્પર્શ
કોઇ જુદા જ લયમાં ગીત ગાય
એને બંધ આંખે સાંભળવાની મજા કંઇ જુદી છે.

સૂર્ય અને ચંદ્ર એક આકાશમાં ઊગે
એવી આપણી કેટલીક રાત હોય છે.



### ▫ કિશોર શાહ

સાંજે
રેબઝેબ થયેલા સૂરજને
વાદળ પોતાના
રેશમી રૂમાલથી
લૂછે છે.



## ધામ ❑ ડબ્લ્યુ એસ. મેરવિન ❑ મહેશ દવે

(અમેરિકન)

પ્રલયના અંતિમ દિવસે
મને એક છોડ રોપવાનુ ગમશે

શા માટે ?
તેના ફળ માટે નહીં જ.

ફળ આપે તેવુ વૃક્ષ
મે વાવ્યુ જ નથી

મારે તો જોઇએ એક એવુ વૃક્ષ
ધરતી પર જે પહેલી જ વાર ઊભુ થતું હોય

તેના પર સૂરજનુ તેજ
રેલાઇ ચૂક્યુ હોય
ને તેના મૂળિયા પીતા હોય જળ
ધરતીમાથી
જ્યાં ખડકાયા હોય શબ
અને પસાર થતા હોય વાદળ, એક પછી એક
એના પાંદડા પરથી



## કરુણતા □ યેહુદા અમીચાઇ □ મહેશ દવે

(હિબ્રૂ)
તેઓએ વાઢકાપ કરી.
તારા સાથળો મારા નિતંબોથી
ઉખાડી છૂટા પાડયા.
હું તો માનું છું,
તે બધાંય, તેઓમાંનો એકેએક
વાઢકાપિયો તબીબ છે.

સ્ક્રૂ, નટ, બૉલ્ટ નોખા પાડે
તેમ તેઓએ આપણને
એકમેકથી અલગ કર્યા.
હું તો માનું છું,
તે બધાય, તેઓમાંનો એકેએક
ભાંગફોડિયો ઇજનેર છે

કરુણતા તો જુઓ !
કેવું રૂપાળું, પ્રેમભર્યું હતું આપણું સર્જન.
પુરુષ અને પત્નીમાંથી બનાવ્યા આપણને વિમાન,
પાંખોય હતી અને બીજું બધુંય,
જમીન ઉપર આપણે સહેજ ચક્કર પણ માર્યું

થોડુંક ઉડ્યા પણ ખરા, આપણે.



## ❑ કેતન મહેતા

મરણ સદાયે
ભિક્ષાપાત્ર લઈને ભટક્યા કરે છે
ક્યારેક એ ઊભુ હોય છે
હૉસ્પિટલને દરવાજે
તો ક્યારેક
જઈ પહોચે છે
રસ્તા પર અકસ્માતની રાહ જોતુ
ક્યારેક
નદીના ઘાટ પર
પૂરની અપેક્ષાએ -
તો ક્યારેક
ઝૂરતુ હોય છે ધરતીકપ માટે
આમ ને આમ
મરણ જ્યા ને ત્યા
સદાયે ભિક્ષાપાત્ર લઈને ભટકયા કરે છે
અને એને
જીવનથી ઓછુ કશુય ખપતુ નથી



## ❑ હીરુ મોદી

મધપૂડામા
મધ વિમાસે ફૂલ
મારા ક્યા હશે !





પ્રેમાનંદ

તને સાંભરે રે... મને કેમ વીસરે રે...

## આ ક્ષણે ! ▫ આનંદ મુનિચંદ્રજી

છટકીને તીર જેમ તુ પકડી લે આ ક્ષણે !
તક તરફડે છે, બાથમા જકડી લે આ ક્ષણે

અધારના એક વનમા તુ ભૂલો પડેલ છે,
બતલાવે વીજ રાહ તો પકડી લે આ ક્ષણે

ધુમ્મસ ઉદાસીઓનુ વિખેરાય, જાય પણ,
ખુશીઓની ખુલ્લી ધૂપમા રખડી લે આ ક્ષણે

એની છે ભૂલ કૈંક તો તારીય કૈંક છે,
'આનદ' તારી સાથ તુ ઝઘડી લે આ ક્ષણે

( કેમ રહેવાય કહો છાના કાવ્યસગ્રહમાથી)



## "સુખ" ▫ નીતિન વિ. મહેતા

તમને આવતા સુખના અનેક સપનામાથી
એકાદ મને
ઉછીનુ આપશો ?
હુ, ક્ષણિક રમી લઈશ
ને પછી ઋણ સાથે પાછુ આપી દઈશ
કારણ કે,
મને હવે
સુખના સપનાય નથી આવતા



## ગ્રામઝુરાપાનાં અને અન્ય કાવ્યો □ ગ્રંથિન્

'હાથ કશુંક ખંખેરવાની મુદ્રામાં
પ્રવૃત્ત થવા જાય છે ત્યારે
એકાએક સમજાય છે...
પેલી ધૂળ પણ રહી નથી ક્યાંય !'

ગામ છોડયાની વ્યથા માર્મિકતાથી વ્યક્ત કરતા આ કવિની કલમે ગામ ક્યાં છોડ્યું જ છે ? એટલે તો આવી ગ્રામદર્શન કરાવતી સંવેદનસભર પંક્તિઓ મળે છે :

'ગામ દીવાની જેમ મનમાં પ્રગટે, પાણી પર અજવાળું તરતું રહે, આરતીની ઝાલર સાંભળતાં ગામ યાદ આવી જાય, તળાવમાંથી કે મારામાંથી ઝાલરનો મંદમંદ રણકાર સંભળાય..'તળાવ અહીં સમગ્ર ગ્રામ પરિવેશનું પ્રતીક છે. કવિને તો ગામમાંથી તળાવ પણ શહેરમાં લાવવું છે, પણ પછી તરત પ્રશ્ન ઊઠે છે -

'પછી એ તળાવ રહેશે ?'

જીવનની કરુણતા આ કવિનો જાણે સ્થાયી ભાવ છે :

'ડાધુએ રામનામ લીધું
ને બારણાંની સાંકળમાં
ચીસ ભળી ગઇ !...'

સહૃદય ભાવકોને માધવનું આ ગીત યાદ હશે :

'હળવે તે હાથે ઉપાડજો રે અમે કોમળ કોમળ'

કવિ આવી ચિત્રાત્મક સરસ પંક્તિઓ આપે છે :

'નદી હોઉં તો વહું નિરાંતે
વાવ બની ક્યાં વહેવું ?
ઝાકળ થઇને પાંખડીઓ પર
કહો ક્યાં લગ રહેવું !'

તો આવી અમૂર્તનું આલેખન કરતી પંક્તિઓ પણ રચે છે :

'આ પવનમાં જેમ ગતિ ઓતપ્રોત છે,
એમ, આપણાંય જુદાં નામ એટલું જ !'

પ્રસ્તુત સંગ્રહનાં 'મા', 'ત્યારે', 'હોંકારાનું ગીત' વગેરે ઘણાં કાવ્યો માણવાં જેવાં છે. આ કવિની કલમને વૈપુલ્ય આકર્ષતું નથી. સૌ કવિતાપ્રિય જનો સમજે છે કે વૈપુલ્ય કવિતાનો માનદંડ નથી. 'અક્ષરનું એકાંત'માં પંચાવન કાવ્યો છે, તેમાં અધઝાઝેરાં ગીત છે, ગઝલ અને અછાંદસ પણ છે. તેમાં આધુનિક જીવનની વિટંબણા અને વિડંબના પણ વ્યક્ત થતી રહે છે, પણ એમની કલમે શૈશવ - કૈશોર્યની આંખે નિહાળેલો ગ્રામપ્રદેશ - તેની પ્રકૃતિ, તેનાં લોકગીતોનો લય, તેની

તળપદી બાની સવિશેષ નિખરે છે 'તમે' પછી ઘણા વર્ષે આ સગ્રહ 'મનનુ એકાત' લઈને આવ્યો છે સાથે છે કવિની કેફિયત 'મૌનના ટહુકાને '

(માધવ રામાનુજ, અક્ષરનુ એકાત, પ્ર આ ૧૯૯૭, સ્વર પ્રકાશન, પ્રાપ્તિસ્થાન નવભારત સા મદિર, ૧૩૪, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુ.-૨., ડેમી કદ, પૃ ૭૪+૧૦, મૂલ્ય રૂા ૫૦ )



## ગીત ❑ રજની મહેતા

ક્યાક ઝાઝર ઝણકયા ને મારી આખી ઊઘડી
   ને વહેતી હવામા રોમાચ
કે આખમા સપનાના પખી બોલે

ક્યાક વાસળી વાગી ને મારી આખી ઊઘડી
   ને મારી આખોમા માદક તોફાન
કે આખમા ઉજાગરાનો મોર બોલે

ક્યાક વાદળ વરસ્યા ને મારી આખ ઊઘડી
   ને હુ તો ઊઘમા પણ જળથી તરબોળ
કે આખમા દૂરના ડુગરા ડોલે

ક્યાક કોયલ બોલી ને મારી આખ ઊઘડી
   ને મારી શૈયામા વાસતી ફૂલ
કે આખમા ચપાનુ ઝાડ ડોલે

ક્યાક સાહ્યબો બોલ્યો ને મારી આખ ઊઘડી
   ને મારા પડખામા મીઠી શૂળ
કે સાહ્યબો બોલે ને આયખુ ડોલે

**(હરીન્દ્ર દવેને અર્પણ)**



## □ મહેશ દવે

વન આ ઘોર ભયાનક કાળું
અંધારા વીંધીને ક્યારે આવે અહીં અજવાળું ?

અહીં આગિયા : ગગને તારા
મનમાં ક્યાં છે તેજના ક્યારા ?
સૂરજ ઊગ્યો ધુમ્મસ ઘેર્યો
સોનલવરણા તેજને ઢાંકે કાબરચીતરું કરોળિયાનું જાળું

અંધારાનો થઈ મરજીવો
અંતર પ્રકટે તારો દીવો
આછા આછા અજવાળાને પાંપણમાં પંપાળું
વન આ ઘોર ભયાનક કાળું
અંધારા વીંધીને આજે આવે અહીં અજવાળું.



## વિસ્મય □ નીતિન વિ. મહેતા

આટલું વિશાળ આકાશ હતું,
છતાં, બંદૂકમાંથી છૂટી પડેલી ગોળીઓ
કેમ ગાંધીની છાતીમાં
સમાઇ ગઇ હશે ?



### ❑ સુરેશ દલાલ

આઠ જનમનો ઉજાગરો ને સાત જનમની નીંદ
તારે મારી સાથે આવુ કરવુ નહીં, ગોવિંદ

સુખના ઘુમ્મસઘેર્યા સપના   દુખનો સૂરજ લાલ
દિવસ ભટકે દુભાપેલો ને રાત રઝળે કગાલ

પ્રેમ તો જીવલેણ રોગ ને એમા તારો આ વિજોગ
શાપિત કુડળી લેશે અતે મારા ભવનો ભોગ

મળવાની તો વાત નહીં ને છૂટા પડ્યાનો પથ
જોજનથી જોજન લબાયે ને જોબનનો અત

સૂરજ ઊગે કે આથમે   એનો નહીં કોઈ અર્થ
તારા વિના જીવવુ કેવુ ? અમે સ્હેજે નથી સમર્થ
કુડળીના આ ખાના મારા બધાય ખાલીખમ
એકવાર તો અહીં આવો ને   તમને મારા સમ

વરસોની આ ખડકી ચિતા   આવી મૂકો આગ
અતે તો આ ધુમાડામા લખો અમારુ ભાગ



### ❑ નિનાદ અધ્યારૂ

એક
ન જોયેલી
છોકરીના વિચારમા
હુ ભૂલી જાઉં છુ
બધી
જોયેલી છોકરીઓ !



## ગીત ▢ હિતેન આનંદપરા

આખે આખું રણ હું મારા પહેરણમાં સંતાડું
મૃગજળ, હરણાં, રેત, તરસને છાતીએ વળગાડું
મારું અંતર ઝંખે ધગધગતા વરસાદ
વખતના વીતી ગયા ઉન્માદ

લીલાંછમ વૃક્ષોની ઉપર ધ્યાન ન આપું ઝાઝું
વસંત છોડી, તરછોડેલી પાનખરોને બાઝું
પાન વગરની ડાળીઓના સાદ
મને ઢંઢોળી માગે જાત
વખતના વીતી ગયા ઉન્માદ

ઝાળ ઝાળ લૂ વ્હાલી લાગે. શીતળતા બહુ ભારી
ઓવારું છું એને, જે આફત આવે અણધારી
મારી ઈચ્છાઓને રણની આવે યાદ
વખતના વીતી ગયા ઉન્માદ

▢

## ▢ શાંત રાત્રિ ▢ નલિન રાવળ

પૂર્ણચન્દ્રનું કિરણ નાનકું
શાંત રાત્રિમાં ફૂલ ઉપર જયમ લળે,
વસંતલ ઝાકળનું ટીપું
શાંત રાત્રિમાં ઘાસ ઉપર જયમ ઢળે,
ત્યમ
શાંત રાત્રિનું શમણું
પવન ઉપર સરકીને હળવે
આંખ મહીં જઈ રમે.

▢

## ગીત □ હિલેન આનંદપરા

છાતીમા થોર ગયા પેસી ને પાસળીને બખ્ખા થયા ને કાઈ !
બે સમદુખિયા દોસ્ત ગયા ભેટી આ કિયા તે ભવની સગાઈ

ચામડીને થોર જોડે ફાવે નહીં
  કે એના તીણા નહોર ખૂબ વાગે
લીલો પણ નોકીલો આપે છે સ્પર્શ
  વળી બદલામા લાલ લોહી માગે

થોર અને પાસળીએ ચામડીની સાથ આજ કીધી અચાઈ
છાતીમા થોર ગયા પેશી ને પાસળીને બખ્ખા થયા ને કાઈ

પાસળીના ફાટાઓ આડા પથરાય
  અને થોરના વળાકભેર ઊભા
એકને લોહી જેમ વહેવાના
  બીજાને ઝાકળ ચૂમવાના મનસૂબા

બનેના ભાયગ તો સૂકા ને જડ, ક્યાય નથી ભીની કમાઈ
બે સમદુખિયા દોસ્ત ગયા ભેટી આ કિયા તે ભવની સગાઈ



## □ સુ.દ.

અહીં સૂસવતા પવનમા
તારો ચહેરો
આરસની પ્રતિમા જેવો સ્થિર,
અધીર થઈને હુ
તારા વિરહને સાચવીને બેઠો છુ



## ▫ સુરેશ દલાલ

મનોરથના રથ મારા દોડયા કરે :
  એની ઊડે છે ધૂળ મારી આંખમાં.
આભ જેવું આભ તો સમેટાયે કદી નહીં.
  ઊડતા આ પંખીની પાંખમાં.

એક એક ઈચ્છાઓ જાગે છે એવી :
  ને વળી ચાદર તાણીને સૂઈ જાય છે.
ધોધમાર વરસે છે એવો વરસાદ :
  અને વૈશાખની ઊની ઊની લૂ અહીં વાય છે.
રસ્તો પણ કયારેક તો ટૂંટિયું વાળે :
  હું જાણું નહીં કોણ કોના વાંકમાં ?

ખેતરમાં બીજ અહીં દાઝયા છે એવા
  ને દરિયો પણ ભીતરથી કંતાતો જાય,
રોફદાર રાજવી જેવો આ સૂરજ પણ
  વાદળના કિલ્લામાં સંતાતો જાય.
જીવનનો થાક મને એવો વરતાય છે
  અશ્વોની હણહણતી હાંફમાં.



## ▫ સુ.દ.

પંખીનો કલરવ
જગાડે છે
બીજમાં સૂતેલા ઝાડને



# At The Public Felicitation of a Poet

❑ S. D. ❑ Mahesh Dave

Intense is my desire
to meet the Poet in you
that is hidden behind the glare and glitter,
the mask of public function

But can any Poet
ever be found
*with the face of public plastered over him?*
Poet speaks the language of silence,
He knows the rhythm running in the blood

But at this *moment*
We have imprisoned Him in a castle of words
When the plaster and grit will totter away
I will be able to see him
as a cloud messanger of freedom

Under the shades of Mountain-peak
When the rainbow sings the peacock-song
My mouth will remain tight-lipped
But my eyes would utter,
'Ah, the Poet is threre!'

Delicate designs of dew-dpops
Flourish on the flowers
And I ask, 'O' Poet, is this your art?'
You evade the answer
with a sweet, Sombre, sober smile
And I declare
'Ah! the poet is here!'

Microphones will become dumb,
Flowers will wither dry,
every chair shall be emptied,
Then across the far away mountains
a running little stream shall sing
'Here are the words of the Poet'

The fragrance of forest-flowers
Carves sculpture on the wind,
That sure is the heart-throb of the poet.

When the flowers and stars
whisper to each other
I will announce:
'O' the poet is here
*in the dark cave of the midnight!'*

In the vacum
Between the flowers and the stars,
Poet, you have your own sky.

Behind the celebretee
Sitting in the pompous chair,
I see the silent poet in you

A well organised
thunderous applause shall decend
like a lightening
But you and your silence
shall remain unpurturbed

Salutes to your silence.

I felicitate,
I celebrate
The Poet
who stands on the balcony of sound
and observes the sunrise of speech.



FEDRICO GARCIA LORCA
1899 1936

## The faithless Wife

So I took her to the river
believing she was a maiden,
but she already had a husband

It was on Saint James's night
and almost as if I was obliged to
The lanterns went out
and the crickets lighted up
In the farthest street corners
I touched her sleeping breasts,
and they opened to me suddenly
like spikes of hyacinth
The starch of her petticoat
sounded in my ears
*like a piece of silk*
rent by ten knives
Without silver light on their foliage
the trees had grown larger
and a horizon of dogs
barked very far from the river

Past the blackberries,
the reeds and the hawthorn,
underneath her cluster of hair
*I made a hollow in the earth*
I took off my tie
She took off her dress
I my belt with the revolver
She her four bodices

Nor nard nor mother-o' pearl
have skin so fine,
nor did crystals lit by moon
shine was such brilliance
*Her thighs slipped away from me*
like startled fish,
half full of fire,
half full of cold

That night I ran
on the best of roads
mounted on a nacre mare
without bridle or Stirrups.
As a man, I won't repeat
the things she said to me.
The light of understanding
has made me most discreet.
Smeared with sand and kisses
I took her away from the river.
The swords of the lilies
battled with the air.
I behaved just like myself.
Like a proper gypsy.
I gave her a large sewing basket,
of straw-coloured satin,
and I did not fall in love
for although she had a husband
she told me she was a maiden
when I took her to the river.

Translated by STEPHAN SPENDER
and J. L. GILI



## સાજણ રહે છે સાવ કોરા ▫ વિમલ અગ્રાવત

આયખામાં આવી છે અષાઢી સાંજ અને ઝરમરિયા વરસે છે ફોરા
સખીરી મારા સાજણ રહે છે સાવ કોરા

સાજણ કરતા તો સારુ બાવળનું ઝાડ જેને છાંટે અડતા જ પાન ફૂટે,
સાજણ સતાય મુઓ છત્રીમાં, આખ્ખું આકાશ ભલે મારા પર તૂટે,
પલળી પલળીને હું'તો ગળચટ્ટી થાઉં પછી સાજણ લાગે છે સાવ ખોરા
સખીરી મારા સાજણ રહે છે સાવ કોરા

ચૈતર ને વૈશાખ તો સમજ્યા પણ અષાઢી અવસરને કેમ કરું પાર ?
સાજણ છે મારો રે વેકુરનો વીરડો ને મારી તરસ ધોધમાર,
વરસાદી વાયરાઓ ચાખીચાખીને હવે ચાખું છું છેલ્લા કટોરા
તોય મારા સાજણ રહે છે સાવ કોરા



## ગીત ▫ ધીરુ મોદી

મીરા તો છે અકળ પથની, શું લાગે મેવાડને ?
નભનું વીંધ્યું ફૂલ ખીલ્યું ત્યાં, શું લાગે છે વાડને ?

કોયલડીને ટહુકે ટહુકે વાંસલડીને પીધી,
વળતા શામળિયાએ આખી દ્વારિકા દઈ દીધી !

ફળ તો મૂળિયા પાસ ખરેલું, શું લાગે છે ઝાડને ?
મીરા તો છે અમર પથની, શું લાગે મેવાડને ?

ડુંગરને કેસરિયો કીધો, દવને ઠારી દીધો,
રાત-દિવસના ટુકડા સાંધી અમ્મર અવસર પીધો

હરિવર પોઢ્યા રુંવેરુંવે, શું લાગે ભરથારને ?
મીરા તો છે અલખ પથની, શું લાગે મેવાડને ?

## નથી ◻ મનોહર ત્રિવેદી

નથી કોઈથી વાત આ અજાણી
ફાગણ આ ડાળખીને ટશરું આપે છે અને શ્રાવણ ત્યાં ડુંગરને પાણી

આકાશે ભોંય ભણી હળવેથી મોકલ્યાં
પંખીનાં પાંચ-સાત પીંછાં
આટલી આ ઘટનાથી ધૂળમાંયે પાંગરતી
ઊંચે ઊડવાની એક ઇચ્છા
વૈશાખી બપ્પોરે ઓચિંતી દેખાતી ડમરીમાં એની એંધાણી

વગડામાં બોરડી ઝંઝેડતાં જ ભેરુનાં
ફાટફાટ થૈ જાતાં ખિસ્સાં
વ્હેંચીને ખાલી સૌ થઈ જઈએ : થાય નહીં
ખાલીખમ ખટમીઠા કિસ્સા
સંભાર્યે અવસરમાં ફેરવાઈ જાય એવી દીઠી છે ક્યાંય તેં ઉજાણી ?

સુક્કી તળાવડીમાં પડતી તિરાડ અને
પડી જાય એટલા જ હિસ્સા
પ્હેલો વરસાદ હજી ઝીલ્યો ના ઝીલ્યો ત્યાં
ઠેરઠેર ઝળકે અરીસા
તુંય એવું ધોધમાર વરસી કે બંધ મારા હોઠમાંથી છૂટે છે વાણી



## ઝૂરે કાગળિયો ▢ લાલજી કાનપરિયા

મોરપીંછની લેખણ ને કાંઈ ખરબચડા અખશર,
કે ઝૂરે કાગળિયો
હો ઝૂરે કાગળિયો

લીલીલીલી લાગણીઓ ને કરમાતા અવસર,
કે ઝૂરે કાગળિયો
હો ઝૂરે કાગળિયો
સૈયર ! હું તો મધરાતે જાગી ને જાગ્યો જીવ,
કે ઝૂરે કાગળિયો
હો ઝૂરે કાગળિયો
શમણાવતી કેડીએ હું પગલુ ભરતા બીવ,
કે ઝૂરે કાગળિયો
હો ઝૂરે કાગળિયો
નજરુ વચ્ચે રોપાવો કોઈ લીલાછમ ખેતર,
કે ઝૂરે કાગળિયો
હો ઝૂરે કાગળિયો
મઝમ રાતે રમતા તૂટ્યો નવસેરો કાંઈ હાર,
કે ઝૂરે કાગળિયો
હો ઝૂરે કાગળિયો
કેમ કરી ઉતારુ શિરથી મનખાનો આ ભાર,
કે ઝૂરે કાગળિયો
હો ઝૂરે કાગળિયો
ઘડીક મલકે, ઘડીક વરસે લોચનિયા ઝરમર,
કે ઝૂરે કાગળિયો
હો ઝૂરે કાગળિયો

▢

## રૂડા અવસરનું ગીત □ લાલજી કાનપરિયા

ચકલો લાવે ગલગોટો ને ચકલી લાવે જૂઈ રે.
આંબાડાળે કોયલરાણી બોલે કૂ...ઈ...ઈ કૂ...ઈ...ઈ રે

વનવગડાના વાયક લઈને આવે વાયુદેવ રે
હોંકારો ભણવાની અમને પડી અમથી ટેવ રે.

પિત્તળ લોટા જળે ભર્યાં ને મઘમઘતાં અંઘોળ રે
હથેળિયુંમાં ખુલ્લી પડે છે નસીબની ભૂગોળ રે.

ડેલી આડા ડાયરા ને ઓસરિયે અવસરિયા રે
કંકુ-ચોખા ચોડીને ગોર રૂડા શ્લોક ઓચરિયા રે.

હડી કાઢતાં પગમાં બોલે ઝાંઝરના ઝણકારા રે
ઘડીક ઘરમાં, ઘડીક બહાર વાગે છે ભણકારા રે.

બાર હાથનું સીંચણિયું ને તેર હાથની કૂઈ રે
ચકલો લાવે ગલગોટો ને ચકલી લાવે જૂઈ રે.



## □ ભવાનીપ્રસાદ મિશ્ર □ સુશી દલાલ
(હિન્દી)

તમારા રસ્તા પર બિછાવવા માટે મેં ફૂલ ચૂંટ્યાં
તમારી સાંજ અજવાળવા માટે મેં દીવા પ્રગટાવ્યા
પણ અચાનક હસતાં - હસતાં
તમે આવ્યા ત્યારે
દીવા ઝાંખા પડી ગયા
ચૂંટેલાં બધાં ફૂલ શરમાયાં !



## લખો શામળાને... ▫ લાલજી કાનપરિયા

હુ તો ડુંગર ચઢું ને કેડી ઊતરુ રે લોલ
કોરા કાગળમા દરિયાઓ ચીતરુ રે લોલ

રત્યુ આવીને રત્યુ વહી જાતી રે લોલ
વાતુ કાનમા ધીમેક કહી જાતી રે લોલ

કોણ હોકારો દિયે ઘટઘટમા રે લોલ
હુ તો લાજી મરુ છુ ઘૂમટમા રે લોલ

આછુ આછુ ઊગે છે પરભાતિયુ રે લોલ
વાગે રોમરોમ રૂડી વાસળિયુ રે લોલ

એક ઝબકારો ઝીલેરો જાગતો રે લોલ
હવે સૂરજ પણ ઝાંખેરો લાગતો રે લોલ

કાઈ સરખી સાહેલી તેવતેવડી રે લોલ
મુને મ્હેણા મારે મૂઈ ઘડીઘડી રે લોલ

લખો શામળાને કાગળનુ પત્તુ રે લોલ
નથી ઘરમા કે બહાર સોરવતુ રે લોલ



## ગુલમહોરની છબી... ▫ અબ્દુલ ગફાર કાઝી

વૈશાખની ભીંત પર
તડકાની સોનેરી ખીલી મારી
મે લટકાવી છે
ગુલમહોરની છબી



## ગીત ❑ રજની મહેતા

કાચની બારીમાંથી દરિયો દેખાય
અને પડખામાં તારો સહવાસ
કહે, દરિયાને જોઉં કે જોઉં હું તને ?

કદીક તારી આંખોમાં દરિયો ડોકાય
કદીક આથમતી સાંજે
દરિયાનાં મોજાં પર તડકો લખે છે તારું નામ
મિઠ્ઠી વિમાસણને જોવાને લહેરખી
        સ્હેજ થંભી પણ જાય
પછી ફૂલોના હોઠને ચૂમીને વેરી દે
        ભીતરની લાગણી તમામ

કાચની બારીમાંથી દરિયો દેખાય
અને પડખામાં તારો સહવાસ
કહે, દરિયાને જોઉં કે જોઉં હું તને ?
-બન્નેને જોઈ શકું એવું ના બને ?

તારી આંખોમાં દરિયાનો ભેજ અને તડકાનું તેજ
આ તો કહું છું હું સ્હેજ
        કે તારી આંખોમાં વસું હું ?
તારી આંખોમાં તરે સ્મિતની નૌકા અને ગીતના ટહુકા
અને ટહુકામાં તને શ્વસું હું

કાચની બારીમાંથી દરિયો દેખાય
અને પડખામાં તારો સહવાસ
કહે, દરિયાને જોઉં કે જોઉં હું તને ?
-બન્નેને જોઈ શકું એવું ના બને ?
-બન્નેને જોઉં અને ડૂબી જાઉં, અને-



## કૂવો ▫ હિતેન આનંદપરા

કૂવાના તળ કરો સાચા
પ્રભુજી, એને પાણી અપાવોને પાછા

કૂવાને પાણી સંગ ભવભવની પ્રીત
    એને પાણી વિના તે કેમ સોરવે ?
વનના તે વન અહીં રહેંસીને લોકો
    સૃષ્ટિના સંતુલન ખોરવે
વર્ષાને આકર્ષી લઈ આવે કોણ : અહીં ઝાડ બચ્યાં ઓછાં ને આછાં
    કૂવાના તળ કરો સાચા
પ્રભુજી, એને પાણી અપાવોને પાછા

રેંટ અને કોશ અને ગીંદડી, ગરગડીને
    'કૂવો' લાગે છે ઓરમાયો
નીકનોયે ખાલીપો, શેઢા લગ પહોંચીને
    ખેતરથી... ખોરડે ભરાયો
માણસ તો બોલીયે નાખે : આ ધરતીની તરસ્યુંને કોણ દિયે વાચા ?

કૂવાના તળ કરો સાચા
પ્રભુજી, એને પાણી અપાવોને પાછા



### ▫ ભવાનીપ્રસાદ મિશ્ર ▫ સુશી દલાલ
(હિન્દી)

આમ તો અમે
કેવળ બે જ છીએ
પણ બે કાંઈ ઓછા નથી
આસપાસ
કોઈ જ ન હોય ત્યારે !



## 'રત્નના ઢગલા બરાબર...' ▫ ગ્રંથિન્

હેમેન શાહનો બીજો કાવ્યસંગ્રહ 'લાખ ટુકડા કાચના'. પહેલો 'ક, ખ, કે ગ...' બંને મળીનેય સંખ્યા વિપુલ નહીં તોયે હેમેનની ગઝલ, ત્રિપદીઓ અને અન્ય કાવ્યોમાં એમના નિજી અવાજની ઝલક અનુભવાય છે.

ગઝલના સ્વરૂપને એની આંતરબાહ્ય ગુણવત્તા સહિત એના આંશિકરૂપે 'ત્રિપદી'માં પ્રયોગી જોયું, સરસતાથી. ગુજરાતી ગઝલ-કાવ્ય ક્ષેત્રે આ નવોન્મેષ હેમેનની કલમે પ્રગટયો.

પ્રસ્તુત સંગ્રહમાં ગઝલ અને ત્રિપદી ઉપરાંત અછાંદસ કાવ્યો અને મુક્તકો પણ છે. ગઝલકાર સારાં અછાંદસ ન લખી શકે એમ માનનાર પણ સહૃદય ભાવક હશે તો પ્રસ્તુત સંગ્રહના 'એક કૉલમ દસ સે.મી.', 'સત્ય' ઇત્યાદિ કાવ્યોનો આનંદ માણી શકશે અને પોતાની માન્યતા ખોટી પડયાનોય એને આનંદ જ હશે.

સુખસંવેદના હોય, કરુણતા હોય કે કટાક્ષ હોય, હેમેનની કલમે તે સૌમ્યતાથી જ પ્રગટે છે અને કદાચ તેથી જ વધુ મર્મસ્પર્શી બને છે :

*

બારી ખોલી, મેઘધનુષ ત્યાં
શું અણધારી આવક થઇ ગઇ

*

શ્લોક સંભળાય રજનીગંધાના

*

ઉઝરડા જેવું તાજું પ્રાતઃ અખબાર અને ચુપકીદી

*

ભીડમાં કચરાયેલી એક ચિઠ્ઠી મળી
'મારી દુનિયા એક હો નાની અલગ'

*

કરી ના શકો એમ પુરવાર પણ
નગરમાં બધી ચીજ હથિયાર છે
કુસુમ પણ, કલમ પણ, ઉપહાર પણ

*

થોડામાં ઘણું કહેવાની કલા કલમને વરી હોય ત્યારે જ આ અને આવી બીજી અનેક પંક્તિઓ અવતરી શકે.

'બંધ દરવાજા સમા ચહેરા', સ્કંધ પર ચકલી લઇ ચાલતું વૃક્ષ, ભરબપોરે રસ્તે|રસ્તો|ઠંડક થઇ જવી, વરસાદના પ્રપંચો પ્રિય છે જેને એવો કોઇક, હઠ લઇને ઊભેલાં પાણી ને સૂકાંભઠ ખેતર, મૌન સૃષ્ટિ આખી હોય ત્યારે ગુસ્તાખી કરતાં ..મરાં... કવિની આંખ શું શું જોઇ લે છે, કવિના કાન શું શું સાંભળી લે છે.. કવિની લેખિની કેવી વહે છે.... આખો સંગ્રહ જ વાંચવો રહ્યો,

[હેમેન શાહ, 'લાખ ટુકડા કાચના', પ્ર. આ. ૧૯૯૮, ઇમેજ પબ્લિકેશન્સ પ્રા. લિ., મુંબઇ, અમદાવાદ (૧૯૯/૧, પ્રિન્સેસ સ્ટ્રીટ, ૪૦૦ ૦૦૨/૧.૨, અપર લેવલ, સેન્ચુરી બજાર, આંબાવાડી, ૩૮૦ ૦૧૫), ડેમી કદ, પૃષ્ઠ ૯૬, મૂલ્ય રૂ. ૫૦.]



## શાંતિમાં અશાંતિનો ધ્વનિ

▫ મનોહરસિંહજી જાડેજા 'રવિપિયુ'

ઊઠી એક ચીસ
દિશાઓ ચીરતી, સાંભળી કેટલાયે ?
ગગન ભેદતી અનુભવી કેટલાયે ?
તોફાનો જગાડતી, નિહાળી કેટલાયે ?
સાંભળી અનુભવી, નિહાળી કે અન્યથા
આવી અને ચાલી ગઇ જાણે કે વ્યથા

છતાં લાગતું કયમ હશે
પડો વચ્ચેની ભીંસ
ઊઠી એક ચીસ,

વિકાસ કેરો પંથ, આરંભ્યો કેટલાયે ?
પ્રગતિનો સંદેશ, આપ્યો કેટલાયે ?
રે ! સૂર્યાન્તોદય આચર્યો કેટલાયે ?
આરંભ્યો આપ્યો, આચર્યો કે ભૂંસ્યો
વિચિત્ર વિરોધાભાસ જોને ટકયો
ભીતર તો ભભૂકતી
ભયંકર એક રીસ,

ઊઠી એક ચીસ,

મુદ્દો લીધો બાથ, સ્વીકાર્યો કેટલાયે ?
ચર્ચવા બેઠા સાથ, ચર્ચ્યો કેટલાયે ?
માથે ધર્યો હાથ, સમજ્યો કેટલાયે ?
સ્વીકાર્યો, ચર્ચ્યો, સમજ્યો કે પછી
સહેલું સુગમ બની ગયું વિસ્મરણ,
દાવો દંભ કેરો કરીને
કર્યા જો સોના વીસ

ઊઠી એક ચીસ
પડે વચ્ચેની ભીંસ
ભયંકર એક રીસ...



## ગઝલ ▫ સુરેન ઠાકર 'મેહુલ'

મળે છે જ્યારે આડેધડ મળે છે
સઘન અંધારમાં ગ્રાગડ મળે છે.

બધું અકબંધ હોવાની ક્ષણોમાં
અસુરા ક્યાંયથી વાવડ મળે છે.

ત્વચા બરછટ છતાં જીવી રહી છે
અને સંવેદનો પણ જડ મળે છે.

સગડ ધરબાઈ ગ્યા'તા એ ખરું છે
પુરાવાના ઘણાયે પડ મળે છે

ભર્યા આષાઢનો મેઘલ અજંપો
મને મરજી મુજબ ઓસડ મળે છે.

વળું જ્યાં ગોંદરેથી લઈ બળાપો
મને ત્યાં વ્હાલસોયો વડ મળે છે.

('અશ્રુપર્વ' ગઝલસંગ્રહમાંથી)



## ▫ ધનસુખલાલ પારેખ

બે ભાઈઓએ
ભાગની વહેંચણીમાં
એક ઝાડને
કાપવાનું નક્કી કર્યું
અને
ઝાડ પર રહેતી
ખિસકોલી રડી પડી.
▫
સૂરજે વરસાદથી બચવા
વાદળ ઓઢી લીધું.



## ગઝલ ▢ રઈશ મનીઆર

ઊમટ્યો ગઝલના ગામમાં વાદળ થયા પછી,
જાઉં તો પાછો જાઉં હવે જળ થયા પછી.

એના ભવનમાં ખૂબ ધીરેથી જવાય છે...
આવ્યો મને એ ખ્યાલ ઉતાવળ થયા પછી

મારી જ સૌ અંધારી ગુફાઓ ને કંદરા,
દેખાવા માંડી ખુદ મને ઝળહળ થયા પછી.

વિહ્વળતા જીરવી શકું એ બળ મને મળે,
હા, સ્વસ્થ થઈ શકાય છે વિહ્વળ થયા પછી.

વિસ્તાર પામશે તું સમેટાઈ જો શકે,
તું યુગ બની શકે છે પ્રથમ પળ થયા પછી.

એ બહુ નજીક છે, છતાં જાણું છું હું 'રઈશ',
સ્પર્શી શકાય પુષ્પને ઝાકળ થયા પછી.

('શબ્દ મારા સ્વભાવમાં જ નથી'
ગઝલસંગ્રહમાંથી)



## ▢ ભીષ્મ આદિત્ય

લગભગ કરુણ લાગે
એ રીતે હું મને વળગેલો છું
અને સાવ વિચિત્ર લાગે
એ રીતે હું મારાથી અળગેલો છું

ડાઘુઓ આવે એ પહેલાં જ
હું મારા શબની પાસે બેઠેલો છું.
ડાઘુઓ તો આવે ત્યારની વાત-
વીતી ગયેલાં એક એક વર્ષો
મને કાંધ આપવા તૈયાર છે

અગ્નિસંસ્કાર તો થાય ત્યારની વાત-
પણ હું મારાથી જ આપમેળે સળગેલો છું



## કલકત્તા □ કિશોર શાહ

મારે કલકત્તા વિશે લખવું છે

મારી એક આંખ મુંબઈની
એક આંખમાં કચ્છનું રણ

પણ, - મારે લખવું છે

હુગલીના બન્ને કિનારા
જોડતો ઊભો છે
હાવડા બ્રિજ
તમને ખબર છે
એ શેનો બનેલો છે ?
ખરબચડા પથ્થરિયા રસ્તા પર
રીક્ષા ખેંચતા
ઊંડા પેટને સમથળ બનાવવાના
કાળઝાળ પ્રયત્નોમાં
કપાળ પર લથબથ પરસેવો રેલાવતા
લાખો મનુષ્યોનાં
હાડપિંજર અને હાડકાં
સૂર્યની ભટ્ટીમાં ઓગળ્યાં
ત્યારે
હાવડા-બ્રીજનું લોખંડ બન્યું

મારે કલકત્તા વિશે લખવું છે

પણ
કલકત્તાએ પોતાનું મૌન કદી ઉકેલ્યું છે ખરું ?



❑ ભીષ્મ આદિત્ય

સમયને ક્યારેક ચરણ હોય છે ક્યારેક હોય છે પાંખ
ક્યારેક સમય અપંગ હોય છે   હોય છે ક્યારેક અનાથ

સમય સમયના સ્વરૂપ જુદા ને સમયનો જુદો રંગ
ક્યારેક સમયને સંગ હોય ને ક્યારેક સમય નિ:સંગ

સમય સમયની જુદી વાર્તા ક્યારેક જુદી વાત
આમ તો સમય મૈયત મૈયત   ક્યારેક હોય બારાત

સમય કાળથી થઈ વિખૂટો કરે પળેપળ તંગ
સમય ત્રિભંગે કર્યા કરે પણ કાળ તો વહે અનંત

સમય ક્યારેક હરણપગો ક્યારેક હાથીપગો
સમય ક્યારેક ગોદ આપે ને ક્યારેક આપે દગો
–સમય નથી કોઈનો સગો



## ઝળહળતી સવારો ❑ પંકજ ભટ્ટ

એય સાચું કે ફક્ત તારા વિચારો આવશે
છે મને શ્રદ્ધા કે ઝળહળતી સવારો આવશે

તાપણું સળગી જશે ને ટાઢ પણ ગાયબ થશે
રાખ શ્રદ્ધા એટલી બસ, કે તિખારો આવશે

માત્ર મુઠ્ઠી હામ લઈને તું અહીં ઊભો રહે
હો ભલે તોફાન, કોઈ તો સહારો આવશે

એકલો છે, ને સફર આ આખરી છે આજની
કર નહીં ચિંતા, તને લેવા કિનારો આવશે

આ બગીચામાં ભલે ને પાનખરનું રાજ હો
છે અટલ વિશ્વાસ કે પાછી બહારો આવશે



## પંદર ઑગસ્ટ ▢ હિતેન આનંદપરા

ક્યાં તિરંગા ધ્વજમહીં અહીં ફરફરે પંદર ઑગસ્ટ !
ફક્ત તારીખિયા મહીં ખીલે ખરે પંદર ઑગસ્ટ

આંખમાં સપનાં અમીરીનાં લઈ આઝાદ થઈ
ને ભિખારી સમ હવે તો કરગરે પંદર ઑગસ્ટ

દેશમાં વસ્તી. વધી, પસ્તી વધી, હસ્તી વધી ?
ખોરડે મોભી વગર ક્યાં લગ નભે પંદર ઑગસ્ટ

એકબીજાને સતત છેતરવું સ્વાભાવિક બન્યું
આપણે એને ને આપણને છળે પંદર ઑગસ્ટ

એક ચશમાં, એક લાઠી, એક ધોતી, એક સત્ય
એક જણ વિનાની ફિક્કી તરફડે પંદર ઑગસ્ટ



## કોણ છે ? ▢ લલિત ત્રિવેદી

આ ૐ નમઃ શિવાયનો પર્યાય કોણ છે?
મારા શરીરમાં આ લગાતાર કોણ છે?

પથરાયું છે આ સાંજમાં કોની જટાનું તેજ?
આકાશમાં ઝબોળતો અવતાર કોણ છે?

કોની ત્વચાની ભસ્મ ઊડે છે આ હોમમાં?
અંજળને ગટગટાવીને પીનાર કોણ છે?

ધ્યાનસ્થ થૈ ગયો છે હવે કોનો અંધકાર?
આ રંગ રૂપ ગંધ અહંકાર કોણ છે?

કોનો અવાજ ડૂબ્યો ગુફાના પ્રકાશમાં?
આલેક થૈ ગયેલો ચમત્કાર કોણ છે?



## નિરધાર ▢ મકરંદ દવે

સાચને પડખે રહીને ઝૂઝતા
આપણે પળવાર પણ ખસવુ નથી,
સકટો, દુખો, પધારો સ્વાગતમ્ !
લેશ પણ આ માર્ગથી ચસવુ નથી

જૂઠની જીતે ચણેલા માડવે
પ્રાણ મારા લાલચે રમવુ નથી,
જાલિમો ને ધૂર્તના પાયે પડી
કોઈ દી કોઈ મિશે નમવુ નથી

મર્દની મોકાણમા જાવુ ભલે
કાયરોની જાનમા ચડવુ નથી,
મોતની મુસકાન મીઠી માણશુ,
જિદગીમા જીવવા રડવુ નથી

પ્રાણ મારા, એકલા આગે બઢો,
આજ બોલો 'ના, હવે ડરવુ નથી'
જપ કયા છે? ચેન કયા છે? દંભના
દગલો તોડયા વિના ઠરવુ નથી,

સાચને પડખે પરાજય હો ભલે
તે છતા પાછુ હવે ફરવુ નથી

('ગુલાલ અને ગુજાર' કાવ્યસગ્રહમાથી)

## અધૂકડી આંખ્યે □ રામશંકર ના. કળસારકર

પાંચીકડાનાં પાંચે પંખી આંગળીયેથી ઊડ્યાં,
પરીઓનાં પગલાંમાં મેડી-માઢ બધાંયે બૂડ્યાં.

મોરપીંછના રણઝણ રંગો દૂરદૂર ફરફરતા,
ધૂળ મહીં ધરબેલાં શમણાં આભ બની ઝરમરતાં !

ફળિયામાં પિપળથી ખરતાં ખરખર લીલાં પાન,
પાદરની દેહરીએ તડકો વાગોળે અરમાન.

આંસુનાં ટીપામાં ડૂબ્યા ધાર ટેકરા પ્હાડ,
પચરંગી પાલવડે મ્હોર્યાં થડકારાના ઝાડ.

ધમધમતી ઘૂઘરમાળાના રણઝણતાં આઠે અંગ,
આણીતીની આંખ્યુંમાંથી છલકે આછો રંગ.



## મને □ ભરત ભટ્ટ

સાવ અધવચ્ચેથી ચીરે છે મને
મારો પડછાયો જ પીડે છે મને

બેસવા જાઉં ને બટકી જાઉં છું
તર્ક કેવી ડાળ ચીંધે છે મને

હું શિખાતો જાઉં છું અનપઢ વડે
કોઈ અનપઢ જેમ શીખે છે મને

સોય ભોંકાતી રહી મારી ભીતર
વસ્ત્ર માફક કોઈ સીવે છે મને

હું તો કેવળ વૃક્ષ છું સંયોગવશ
લાગણીનાં ફૂલ ખીલે છે મને



## રહીએ ☐ હર્ષદ ચંદારાણા

શ્વેત કાગળના ગામમા રહીએ
શબ્દ છીએ, દમામમા રહીએ

એથી કવિતા લખાય છે, તેથી
હોશથી હાડ્યામમા રહીએ

માત્ર કહેવાને નામમા રહીએ
સામે હો તે તમામમા રહીએ

એક પળનીય ક્યા હતી ફુરસદ
યાદ કરવાના કામમા રહીએ

ઘર બદલવાની ના રહે ઝઝટ
કોઈ એવા મુકામમા રહીએ

લોક ત્રણ, ચૌદ ધામમા રહીએ
એક કેવળ જો રામમા રહીએ

☐

## ગઝલ ☐ મનસુખ નારિયા

ક્યારેક શકાઓનુ સમાધાન થઈ શકે.
ને યુદ્ધમા તલવાર કદી મ્યાન થઈ શકે

આનદ એ જ લક્ષ છે જીવનનુ તે છતા
ક્યારેક વ્યથાઓનુ પણ રસપાન થઈ શકે.

ટહુકા, ઝરણ, વૃક્ષો પવનના તાલમેળથી-
સૃષ્ટિના લયમા કેવુ સરસ ગાન થઈ શકે.

કહેવાતી હોય વાત ફક્ત એક શ્વાસની-
તો પણ હવાનુ ત્યા અનુસધાન થઈ શકે.

☐

## બાકીના પંદર આના માટેની લડાઈ હજુ ચાલુ જ છે

'સળગતી હવાઓ'ને મળેલા પારિતોષિકનો હુ સ્વીકાર કરુ છુ, કેમ કે હુ માનુ છુ કે આ વરણી દ્વારા ગુજરાતી સાહિત્ય પરિષદે જનવાદી ક્રાન્તિકારી સાહિત્યનો જાહેર સ્વીકાર કરીને એક સ્ટેટમેન્ટ પસાર કર્યું છે આ મારુ નહિ, પ્રતિબદ્ધ ડાબેરી વિચારધારાનુ સન્માન થઈ રહ્યુ છે લોકાભિમુખ, લોકલક્ષી અને લોકગમ્ય સાહિત્યને મળી રહેલી આ માન્યતા આ પ્રકારના સાહિત્યની વ્યાપક અને સનાતન પ્રભાવકતાની સાક્ષી પૂરે છે

આજે જ્યારે એક તરફ મૂડીવાદ અને ઉપભોક્તાવાદનુ આક્રમણ ચોતરફથી આપણને ડારી રહ્યુ હોય, ભ્રષ્ટાચારી અને મૂલ્યવિહીન રાજનીતિના આપણે શિકાર બની રહ્યા હોઈએ ત્યારે સ્થાપિત હિતો સામે મુક્કી વીંઝનારી, વિદ્રોહી, ઉદ્દામ કવિતાનો પુરસ્કાર કરવો એ એક વિશિષ્ટ જવાબદારીભર્યું પગલુ છે આ તબક્કે હુ એક ચોક્કસ વિચારધારા ધરાવતા અને વર્તમાન વાસ્તવિકતાને પલટવા માટે લડનારા ઝૂઝનારા વર્ગની પ્રતિનિધિ તરીકે આ પુરસ્કારનો સ્વીકાર કરુ છુ

આ પારિતોષિકને હુ મારી અંગત સિદ્ધિ નથી લેખતી મારામા રહેલા 'કવિ' અને 'ક્રાન્તિનિષ્ઠ કર્મશીલને' અલગ પાડવાની વ્યર્થ મથામણ કરનારાઓને પણ મારે જણાવી દેવુ છે કે મારુ વ્યક્તિત્વ ખંડિત નથી, કેમકે મારુ વ્યક્તિત્વ એક ચોક્કસ ધ્યેય માટે સમષ્ટિના હિતો સાથે સકળાઈ ચૂક્યુ છે સાહિત્યમા 'સ્વલક્ષી' અને 'પરલક્ષી'- એવા ભેદભાવોમા હુ નથી માનતી 'સૂરત'ની વિટંબણા કે ભાલની 'પાણીની પીડ', મારી પોતાની' કેમ ન હોઈ શકે ? ! મેઘાણીભાઈ જેને 'સધોર્મિ'નુ સહિત્ય' કહેતા એ બરની કાવ્યરચનાઓનુ પ્રમાણ આ સગ્રહમા ખાસ્સુ બધુ છે આ કાવ્યોની રચનાપ્રક્રિયામા અનેક લોકોનો સીધો કે આડકતરો ફાળો છે જ, એ પણ નોધવુ રહ્યુ આ કાવ્યોની પાછળ અમારા 'ટેશિયા' નટુ અને દરિયાપુરના બીબીઆપાનોય હાથ છે, એ જ પ્રમાણે જેની સાથે સળગતી હવાઓ શ્વસતા શ્વસતા અનેક સામાજિક-રાજકીય ઈશ્યૂની ચર્ચાઓ કરતા કરતા કાવ્યપક્તિઓ ઘડાઈ છે- એવા મારા સાથી મિત્ર હિરેન ગાધીનો રગ ચડેલો છે એક તરફ સન્મિત્ર મયક ઓઝાની બદિશોએ કેટલીય રચનાઓમા પ્રાણ પૂર્યા છે તો બીજી તરફ રૅલીઓમા, સભાઓમા અને નર્મદા ઘાટીની પદયાત્રાઓમા અસખ્ય નામી-અનામી આદોલનકર્તાઓ આમાના ગીતોને જીવતા-ધબકતા બનાવ્યા છે

હુ એ જાણુ છુ કે આ પ્રસગે એવા એવા પ્રશ્નો પણ હવામા વહેતા થશે કે જે સસ્થાનો છડેચોક વિરોધ કરતા હતા તે જ સસ્થાનુ ઈનામ સ્વીકારવા કેમ તૈયાર થયા ? એ વિરોધ આવા માનઅકરામ મેળવવાની લાલસા માત્ર હતી ? હવે તો ઈનામ લઈને બેઠા છો એટલે સામા થવાની ધૃષ્ટતા થોડા જ કરવાના ? - આ અને આવા બીજાય પ્રશ્નો, માત્ર ઈનામ આપનારા જ નહિ, અમારા વિરોધને તીરે ઊભા રહીને જોયા કરનારા તાલીમિત્રો પણ તરતા મૂકતા જ હશે તદુપરાત અમારા હિતેચ્છુઓ પણ આશ્ચર્ય પામે તો નવાઈ નહિ આ સૌને અમારો એટલો જ જવાબ છે કે સાહિત્ય અમારે મન સમાજપરિવર્તનનુ શસ્ત્ર હતુ, છે અને રહેશે જ આ કે

આવાં અન્ય કોઈ પુરસ્કારો અમારી લડતને ક્યારેય ખાળી નહિ શકે, ડામી નહિ શકે કે ઠારી પણ નહિ શકે. અમારા ખમીરને કોઈ પણ ખરીદી નહિ શકે. એ પછી 'ગુજરાતી સાહિત્ય પરિષદ' હોય કે બીજી કોઈ પણ સુસ્થાપિત જનવિરોધી વિચારધારા ધરાવતી સંસ્થા હોય! આ સંદર્ભમાં અમને રાજકીય, સામાજિક પ્રતિબદ્ધતાનો પહેલો પાઠ શીખવનાર શહીદ ભગતસિંહના શબ્દો ટાંકું છું જે અમારા મૂડ ને મિજાજને સ્પષ્ટ કરી શકશે : 'આપણે જ્યારે સોળ આના માટે લડાઈ લડી રહ્યા હોઈએ ત્યારે એક આનો મળી જાય તો એને ખિસ્સામાં મૂકીને બાકીના પંદર આના માટેની લડાઈ ચાલુ જ રાખવી. ક્રાંતિકારીઓની વ્યૂહરચનાની આ તાસીર છે...' આ જ રાહે સાહિત્યના સ્થાપિત ખયાલો સામે કે સ્થાપિત વ્યવસ્થા સામેની અમારી લડત પણ ચાલુ જ છે અને ચાલુ જ રહેશે.

['સંવેદન સાંસ્કૃતિક મંચ'ના સાથીદારો અને 'જનવાદી ક્રાંતિકારી આંદોલન'ના તમામ સંઘર્ષરત જનસમુદાય વતી]

(ગુજરાતી સાહિત્ય પરિષદ દ્વારા અપાયેલ 1994-'95 માટેનું **'મહેન્દ્ર ભગત પારિતોષિક'** સ્વીકારતી વખતે સરૂપ ધ્રુવે કરેલું નિવેદન)



## નમતી વયે ▢ જયંત પાઠક

નમતી વય
નમતો સૂરજ
નમતી કાયા-
નમી નમીને 'આવજો' કહેવાનો સમય.

પૃથ્વી ને આકાશની
જલ, વાયુ ને પ્રકાશની
એક ઘટનાનો હવે ઘટકોમાં લય.

ફરી ફરી આવું
ફરી ફરી ગાવું-
મિથ્યા આશા, સત્ય એક ક્ષય.
લથડતા પગે

ધીમાં ધીમાં ડગે
અન્ત અનિવાર્ય એવો કરવાનો તય.



## પાંચ મુક્તકો ▫ જયંત પાઠક

૧ પખીગતિ
  પખી-
આ ડાળે
ઓ ડાળે
અતરાળે
છેવટ   માળે

૨ જ્ઞાનીજન
જ્ઞાનીજનને હોય ના, જ્ઞાન માનનો ભાર
વારિ ભરેલા વાદળા કરતા વ્યોમવિહાર

૩ પડછાયા
પડછાયા તો નાના મોટા થાય,
પડછાયાથી મૂળને કેમ મપાય ?!

૪ સાજ
સાજ પડી ને દીવા થયા
તેજ તિમિરના વી'વા થયા !

૫ પખી અને બિલ્લી
વાડમા પખી ગાતુ ગાન
બાજુમા બિલ્લી
          ઊંચે કાન !



## મુક્તક ▫ રમેશ પટેલ

ઊંઘની હવેલી છે,
સ્વપ્નથી ભરેલી છે
પત્રની પ્રતીક્ષામા
બારીઓ ઊભેલી છે !





દયારામ

જે કોઈ પ્રેમઅંશ અવતરે, પ્રેમરસ તેના ઉરમાં ઠરે.

કવિતા

## ઇઝુમી શિકિબુ ▫ રજની મહેતા
(જાપાનીઝ)

આ શરીર
તારાથી એટલુ ટેવાયેલું છે
કે તને ભૂલવાનો વિચાર કરુ છું ને
તો પણ ઉદાસ થઇ જવાય છે.

▫

આ વિશ્વમા
પ્રેમનો તો કોઇ રગ જ નથી હોતો
તો પછી મારા શરીરમા
આટલે ઊંડે તારો ડાઘ શા માટે ?

▫

કાળ વહી જાય છે
એ ભૂલી જાય છે
ફરી પાછો આવતો નથી
અને છતાય હુ
એના વચન પર આધાર રાખીને બેઠી છું

▫

હું ઝંખુ છું
તારા અવાજને
એના ધ્વનિને
જે આ ચોખ્ખો ચહેરો દેખાય છે
એ તો એક પણ શબ્દ બોલતો નથી

પાણીને થીજવી દે
એવી પાનખર જ્યારે આવે છે
ત્યારે
તરતા તણખલાંનાં પણ
મૂળિયાં રોપાયાં હોય એમ લાગે છે
જાણે કે સ્થિરતા એમની ઝંખના ન હોય !

▫

મને એક જ ઇચ્છા
કે એને હું જોઉં
મને એ જુએ
જો એ અરીસો હોત
તો પ્રત્યેક પ્રભાતે આ શક્ય તો બનત

▫

તું મારી સાથે રહે છે
એના કરતાં તો
પાંદડાં પરનું ઝાકળબિંદુ પણ વધારે રહે છે

▫

આખી રાત
સૂસવતા પવનમા ફૂલો ખરી પડ્યાં
મને ખબર નથી
આવતી કાલના આશ્વાસન માટે શું હશે ?

▫

▢ કેતન મહેતા

મારા ઘરમાં ઘરના તમામ ઓરડેઓરડા
ભરાઇ જાય એવું શબ્દોનું એક ટોળું છે
ભીડમાં માણસો એકમેક સાથે
ધક્કમુકી કરે
એવી રીતે શબ્દો પણ
ઠેશ ઠોકર ખાતાખાતા
પોતાના માર્ગે આગળ વધવાનો
વાંઝિયો પ્રયત્ન કરી રહ્યા છે...
એકમેકને કોણી મારીને
આ ટોળામાં એકાદ બે સજ્જન
જેવા શબ્દો
ભૂલથી આવી પડયા છે
અને
મરવા વાંકે અથડાય છે, કુટાય છે.
એ લોકો બોલતા નથી
પણ બોલવા જાય તોપણ
ઘોંઘાટ એના અવાજનું ગળું
ભીંસી નાખે છે.
મવાલી જેવા શબ્દોના નારાઓ
ગાળની જેમ ફેંકાય છે.
અને પ્રચારના ઝેરી વાયુ ફૂંકાય છે.

અર્થનો અનર્થ કરતા આવા શબ્દોને
કોઇ પણ સંજોગમાં આજની સાંજે
મારા ઘરમાંથી બહાર હાંકી કાઢીશ
કોઇને હવે પ્રવેશ નહીં કરવા દઉં
અને, મધરાતે મૌનની ગુફામાં
એક દીવો પ્રગટાવીશ તારા નામનો

ૐ શાંતિ શાંતિ શાંતિ :



## સ્વાગત ▫ વિપિન પરીખ

બધા બારી-બારણા ખોલી નાખો
સૂરજને અંદર આવવા દો
તેજના કિરણોથી રીટાનુ સ્વાગત કરીશુ
ઘણે વરસે રીટા આવે છે

પૂછીશુ નહીં એને,
"ક્યા હતી તુ ? જતી વખતે મળી પણ નહીં ?
અને આટલા વરસોમા એકાદ પત્ર- એકાદ ફોન પણ નહીં ?
નિરર્થક પ્રશ્નો પૂછી અસ્વસ્થ કરીશુ નહીં એને
ઘણે વરસે રીટા આવે છે

કહીશુ નહીં,
"જાણે-અજાણ્યે તારા મનને દુભવ્યુ હોય તો ક્ષમા કરજે "
ના, આવી વાતોથી
એક સુંદર સવારને ઉદાસ કરીશુ નહીં
ઘણે વરસે રીટા આવે છે

ભૂતકાળને ખખેરી નાખીશુ
માત્ર હસીને પૂછીશુ એને,
"તુ શુ લેશે રીટા, ચા કે કૉફી ?"

ઘણે વરસે રીટા આવે છે



## ▫ વિપિન પરીખ

જે થયુ તે થયુ
જે ગયુ તે ગયુ
અને
જે નથી તે નથી
આ વાસ્તવિકતા સ્વીકારવાની
સમજણ અને શક્તિ
પ્રભુ, મારા ગભરુ હૃદયને આપશો !



□ **સુરેશ દલાલ**

દરિયો મારો દોસ્ત દિલાવર : દરિયાનો સંગાથ.
મનમોજી મોજાંઓ આપે પળપળ એનો હાથ.

ક્યાંક ચલી આ નાવ :
ભલેને રહ્યો કિનારો દૂર.
ભીતરની પણ ભીતર :
તારા રણઝણતા અંકુર.
ખુલ્લેઆમ આકાશ મને તો ભરે લળીને બાથ.
દરિયો મારો દોસ્ત દિલાવર : દરિયાનો સંગાથ

ક્યાંક ક્યાંક આ ઊડે પંખી
તરતી એની છાયા.
મને સદાયે વ્હાલી લાગે
જળ વૈભવની માયા.
સંબંધનો પણ જોવા જેવો રજવાડી આ ઠાઠ.
દરિયો મારો દોસ્ત દિલાવર : દરિયાનો સંગાથ.

□

□ **મુકેશ જોશી**

સખી, મને ભારે વરસાદનું સુખ
હું ને આકાશ બેઉ ખૂબસૂરત લાગીએ
કે આભ મને પહેરાવે ઝાપટાનું રૂપ- સખી

સપનાની આંખ્યુમાં અજવાળું આંજવા
આભના સંકેતે વીજળી ઝબૂકે
ઘેલું આકાશ મારા હાથમાં મૂકી દે
પહેલા વરસાદનો રૂપેરી બૂકે
ભીના શરીરેથી ઊમટે સુગંધ જાણે
સાંજ સમે કીધો હો ગૂગળનો ધૂપ- સખી

વાયરાની સંગાથે ચિઠ્ઠીઓ મોકલે ને
મોકલે પલળવાના વરસાદી સમ
મંદિરમાં બેઠેલી હોઉં તોય ભાગું ને
પાળું પલળવાનો પહેલો ધરમ
કાયા તો નિતારી નાંખું પણ શી રીતે
મનમાંથી નિતારું એનું સ્વરૂપ - સખી



## વાદળ કહેતું કે □ જતીન બારોટ

ઓણસાલ વરસે એ વરસાદ નથી ભાઇ,
એ તો વાદળોએ નાખેલી ચીસ છે
તમે રેઇનકોટ પહેર્યાની રીસ છે

માણસ હોવાનો તને ડખ ભલે હોય,
મારે વાદળ હોવાના ગોળધાણા
મીરા હોતે તો તારી સાથે રગાત,
તુ તો મેવાડી મ્હેલોનો રાણા

આપીને ભાઇ તમે દરિયો આપો,
મારે આસુના ટીપાની મીશ છે
તમે રેઇનકોટ

બબ્બે દિવસ તમે બુચ્ચાના રોપો ને,
ડિટ્ટાના કાળઝાળ વરસો
જાણીબૂઝીને તમે રાખો અબોલા ને,
આખોમા લાગણીની તરસો

વૃક્ષો પર લીલા તે પાન નથી ભાઇ,
એ તો વૃક્ષને ફળેલા આશિષ છે
તમે રેઇનકોટ

□

## ટાપુ □ મહેશ દવે

જો આ મારો દુ ખનો ટાપુ

એકાતિક ને સાવ અકેલો
આખા જગથી છૂટો પડેલો
સ્મૃતિ ભરેલો, સૂનો સૂનો
ઊણો ઊણો, ઊનો ઊનો
પડ્યો પડ્યો પાના ઊથલાવુ
પુસ્તક, સામાયિક કે છાપુ
જો આ મારો દુ ખનો ટાપુ

તુ આવે ને સુખનો ટાપુ
મજાક, મસ્તી મોજ ભરેલો
મીઠા સગીતમહીં ઠરેલો
ઉષ્માથી વળી ભીનો ભીનો

કોના શાપે ક્ષણમા પૂરો
ડૂબે મારો સુખનો ટાપુ

જો આ મારો દુ ખનો ટાપુ
એ આવે ને સુખનો ટાપુ

□

# છ અક્ષરનું નામ વરસ્યું મન મૂકીને ▫ હિતેન આનંદપરા

મુંબઇના સાહિત્ય રસિક શ્રોતાઓએ ચોમાસું ઊજવ્યું- ૧૯ જુલાઇ રવિવારની સવારે, આપણા લોકલાડીલા કવિ રમેશ પારેખની કવિતાના વરસાદમાં લથબથ પલળીને. એન.સી.પી.એ. અને કાવ્યસંપદાના સંયુક્ત ઉપક્રમે ટાટા એક્સપરિમેન્ટલ થિયેટરમાં દર મહિને કોઇ એક કવિના કાવ્યપઠનનો કાર્યક્રમ યોજવામાં આવે છે. જુલાઇ માસના કાર્યક્રમમાં 'લયના કામાતુર રાજવી' કવિ રમેશ પારેખે ગીત-ગઝલ - અછાંદસ રચનાઓ રજૂ કરી શ્રોતાઓને એક યાદગાર સવાર આપી. મુંબઇના પ્રતિષ્ઠિત કવિઓની ઉપસ્થિતિમાં, ખીચોખીચ ભરાયેલા થિયેટરમાં તેમણે રજૂ કરેલી લગભગ બત્રીસ જેટલી વૈવિધ્યસભર રચનાઓ સાંભળીને લોકો મંત્રમુગ્ધ થઇ ગયા.

વર્ષોથી મુંબઇગરાની કાવ્ય-પ્રીતિને તૃપ્ત કરવા માટેના પ્રયાસોમાં લીન રહેતા, કાવ્યસંપદાના સૂત્રધાર કાંતિ મડિયાના આવકાર બાદ ડૉ. સુરેશ દલાલે રમેશ પારેખ વિશે ટૂંકમાં બોલતા કહ્યું : રમેશ ઇઝ એ લિરિકલ જીનિયસ. વિશ્વ કવિઓની બેઠકમાં જો મારે કોઇ પણ એક જ નામ સૂચવવાનું હોય તો હું બેધડક રમેશ પારેખનું નામ આપું.

'છ અક્ષરનું નામ'- સમગ્ર કવિતામાં ન સમાઇ શકેલા કવિ રમેશ પારેખે એ પછી 'લે તિમિરા ! સૂર્ય' કાવ્યસંગ્રહ ગુજરાતી કવિતાને આપ્યો છે. આ કાર્યક્રમમાં 'છ અક્ષરનું નામ'માંથી ચયન કરેલી કૃતિઓ તેમણે રજૂ કરી. સખીરી હવે આંખોનું નામ નહીં આંખો, ફાગણની કાળઝાળ સુક્કી વેળામાં તારું પહેલાં વરસાદ સમું આવવું, બંધ પરબીડિયામાંથી મરણ મળે તમને, દરિયામાં હોય એને મોતી કહેવાય છે તો આંખોમાં હોય એને શું ?.... જેવી સ્વરબદ્ધ થયેલી રચનાઓ તથા આકળવિકળ ભાનસાન વરસાદ ભીંજવે, કે કાગળ હરિ લખે તો બને, એક છોકરી ન હોય ત્યારે કેટલા અરીસાઓ સામટા ગરીબ બની જાય છે, સડકની વચ્ચોવચ્ચ સાવ કાગડો મરી ગયો...- જેવી લોકપ્રિય રચનાઓનું તેમણે ભાવવાહી પઠન કર્યું. જનમટીપના કેદીનું વરસાદી ગીત તથા ફાંસી પહેલાંની ઇચ્છા- જેવી રચનાઓ શ્રોતાઓની આંખ ભીંજવી ગઇ. વરસાદ, હરિ, ઝાડ, છોકરી, આલાખાચરના પાત્ર પરની કૃતિ, એમ વિવિધ વિષય પરની રચનાઓમાંથી થોડીક પંક્તિઓ માણીએ.

બારીએ બારીએ ઘરના ટુકડાઓ બેસીને જોતા રહ્યા
સાંકળો બારણે હાથ ઘસતી રહી કોઇ ચાલ્યું ગયું.

▫

બપૈયા મોર સૂડા કાબર લેલાં તેતર મેનાની ગ્હેકને
લીલુંકાચ ચોમાસું વેળનું ચડયું ઝેર
હંઅઅ વાલમ, હાલ્ય સીમાડો સાવ લીલો નાઘેર

▫

રમતાં રમતાં ધૂળનાં ખોબા ભરી ઢોળતા બાળક જેવું-
ટપકે નેવું.

▫

તારો વૈભવ રંગમોલ, સોનુ ને ચાકરધાડુ
મારે ફળિયે ચકલી બોલે તે મારુ રજવાડુ

કાર્યક્રમને અંતે કવિને મળેલુ સ્ટેન્ડિંગ ઓવેશન, આ કાર્યક્રમની સફળતા કરતા પણ વિશેષ રમેશ પારેખ માટેના લોકોના આદર અને કવિને મળેલા પ્રેમનો નિર્દેશ કરતુ ગયુ

## અમૃત મહોત્સવની અનોખી ભેટ ▫ ચિંતન કામદાર

ગુજરાતી ભાષાના મહત્ત્વના કવિ-સાધક, ઉચ્ચકક્ષાના અનુવાદક અને લોકોમા આદરણીય એવા શ્રી મકરદ દવેને ૭૫ વર્ષ પૂરા થયા તે નિમિત્તે 'ગુલાલ અને ગુંજાર' નામનો કાવ્યસગ્રહ પ્રકાશિત થયો છે સપાદક ઇશા-કુન્દનિકાએ પોતાને ગમતા અનેક કાવ્યોમાથી ૭૫ કાવ્યો ચૂટીને આ સગ્રહ તૈયાર કર્યો છે તેમણે પોતાની ટૂકી પણ સમૃદ્ધ પ્રસ્તાવનામા કવિ મકરદ દવે અને તેમની કવિતા વિશે તથા સર્જન ક્રિયા વિશે પ્રકાશ પાડ્યો છે

કવિ મકરદ દવેને સાઈં કે ભક્ત કવિ પણ કહેવામા આવે છે કારણકે તેમના કાવ્યોમા આધ્યાત્મિકતાનો રગ ઘોળાયેલો છે વિષયો વિવિધ હોય છતા પણ ભગવા રગની છાટ વર્તાયા વિના રહે નહીં તેમણે લખેલા ભજન, પદ, પ્રકૃતિ કાવ્યો, સાપ્રત પરિસ્થિતિ વિશે લખાયેલ રચનાઓ, ગીત - ગઝલ - સોનેટ, અનૂદિત કાવ્યો વગેરેમાથી ચૂટાયેલી ૭૫ રચનાઓ ભાવકને ભાવવિભોર કરી દે છે

ગીતોમા આવતો તળપદી લહેકો આપણને ગીતના લયમા ઝૂમવા મજબૂર કરે એટલી સહજ રીતે આવે છે

એ જી તે તો વ્હાલાને દીધી વરાળ્યુ
દવલાને દીધા દોઢિયા હો જી,
એ જી તારી આગ્યુમા એક તો ઓશાણા
બીજા પલગે પોઢિયા હો જી

▫

કવિને ગામનુ ખેંચાણ છે

ખુલ્લા ખેતર અડખેપડખે, માથે લીલુ આભ
વચ્ચે નાનુ ગામડુ બેઠુ, કૃપા છે આવો લાભ

▫

કવિએ કરેલા અનુવાદ વાચીએ તો એમ લાગે કે આને અનુવાદ કહેવાય ? આ તો એક બળકટ મૌલિક રચના જ છે કેથેલિન રેઈનના કાવ્યના અનુવાદની પ્રથમ પક્તિનુ સામર્થ્ય જોવા જેવુ છે

મારા પ્રીતમના ઓરડા ઊંચા
કે ઓરડા ઓહો કર્યા રે લોલ

▫

લયના હિલ્લોળમાં આપણને ખેંચી જતી પંક્તિઓ :

હે રામજી માલમ, નજરું માંડી ક્યાંય
ઘરડી તારી આંખથી પીતો, કોઇ નશીલા બેટની લીલી ઝાંય

❑

આ સંગ્રહમાં - ગમતાંનો કરીએ ગુલાલ, અમે રે સૂકું રૂનું પૂમડું તમે અત્તર રંગીલા રસદાર, કો'ક દિન ઇદ અને કો'ક દિન રોજા, વજન કરે તે હારે રે મનવા ! ભજન કરે તે જીતે, પગલું માંડું હું અવકાશમાં જોઉં નીચે હરિવરનો હાથ... જેવી જાણીતી રચનાઓનો પણ સમાવેશ થયો છે. વાંચવા અને વસાવવા જેવો કાવ્યસંગ્રહ. (ગુલાલ અને ગુંજાર - સં. ઇશા - કુન્દનિકા, પ્રકાશક : નવભારત સાહિત્ય મંદિર ૧૩૪ પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ-૨/ જૈન દેરાસર પાસે, ગાંધી રોડ, અમદાવાદ-૩૮૦૦૦૧, પ્રથમ આવૃત્તિ ૧૯૯૭, પૃષ્ઠ ૮૮, મૂલ્ય રૂા. ૫૫)

❑

ભાઇશ્રી સુરેશભાઇ,

'કવિતા'નો જૂન, ૧૯૯૮નો અંક નં. ૧૮૫ વાંચ્યો. કવિતાઓ વાંચી. પણ તે ગેય ન હોવાનું દુઃખ થયું. આમ છતાં Bonus years ભાઇ વિપિન પરીખની કવિતા ખૂબ ગમી. મારું પણ બાય-પાસ ૧૯૮૮માં કરાવેલું. મને પણ લાગે છે કે હું Bonus years માણી રહ્યો છું. મારું માનવું છે કે કવિતામાં જણાવેલ વ્યક્તિ જેમ નિરાશાવાદી થવાની જરૂર નથી. જિંદગીનાં આ Bonus years ખૂબ જ આનંદ અને પ્રવૃત્તિમાં વીતાવવા જોઇએ અને જિંદગીનો રસ ભરપૂર માણી લેવો જોઇએ. મૃત્યુની છેલ્લી ઘડી સુધી સમય આનંદમાં વીતાવવો જોઇએ. 'ખુદી કો કર બુલંદ ઇતના કિ હર તકદીર સે પહેલે, ખુદા બંદે સે ખુદ પૂછે, બતા તેરી રજા કયા હૈ.'

અંકમાં નરસિંહ મહેતા, મીરાંબાઇ, પ્રેમાનંદ તથા અખાની તસવીરો જોઇ. આ કવિઓ અમર થઇ ગયા કારણકે તેમનાં કાવ્યો ગેય હતાં. કવિ કલાપીને આજ સુધી લોકો ભૂલ્યા નથી. તે જ પ્રમાણે મેઘાણી, કાન્ત, ખબરદાર, નરસિંહરાવ દિવેટિયા વગેરેનાં કાવ્યો આજ પણ ગવાય છે. પહેલાં કવિઓ છંદમાં કવિતાઓ લખતા. શાર્દુલવિક્રિડિત, શિખરિણી, વસંતતિલકા, અનુષ્ટુપ, મંદાક્રાન્તા, લલિત વગેરે છંદોમાં લખતા જેથી તે ગેય હતાં, અને આજે જૂની પેઢીને વર્ષો બાદ પણ કંઠસ્થ છે. આથી જ આ કવિઓને લોકો યાદ કરે છે. આજના કવિઓ અપદ્યાગદ્યમાં લખે છે જેની શરૂઆત કવિ નાનાલાલે કરેલી. વળી કેટલાક તો તેમાં અંગ્રેજી શબ્દો વાપરે છે. આ કવિતાઓ લોકોને કેવી રીતે અને કેટલો વખત યાદ રહેશે? મારી વિનંતી છે કે આજના કવિઓ ગેય કાવ્યો લખે જેથી આવતી પેઢીઓ તેમને સદાને માટે યાદ કરે. બીજી વિનંતી છે કે તમે કવિતાનો ભાવાર્થ કવિતાની નીચે લખો જેથી કવિ શું કહેવા માગે છે તેની બરોબર જાણ થાય.

લિ. સ્નેહાધીન
રમેશ ગાંધી

૨ મનીષા જોષી

રેતીના ઢગમાં બચ્ચાઓને જન્મ આપીને
કાચબી પાછી જતી રહી છે, દરિયામાં
નાનકડાં બચ્ચાં હવે દોડી રહ્યાં છે દરિયા તરફ
અને દરિયો ખસી રહ્યો છે, આઘો ને આઘો
બચ્ચાઓ જાણે નહીં,
કોને કહેવાય ભરતી, ને કોને કહેવાય ઓટ
પણ, આવી ઓટ તો નથી જોઈ
મછેરાઓએ પણ
દરિયો જો આમ હાલી નીકળે તો શું થાય ?
સ્થળાંતર કરી રહેલા દરિયાની પાછળ
દોડી રહી છે માછલીઓ
અને મરજીવાઓની આંખો સ્તબ્ધ છે,
ખુલ્લાં પડી ગયેલાં રત્નોના ઝગમગાટથી
દરિયામાં તરી રહેલા કાચબા
નથી ઓળખી શકતા હવે
દરિયામાં ભળેલા નવા પાણીના પ્રવાહોને
આ ક્યા ઋતુપ્રવાસે નીકળ્યો છે દરિયો ?
શું કાચબીનાં બચ્ચાં આંતરી શકશે દરિયાને ?
જો કે, આ તો ખાલી એક સવાલ,
    બાકી, અહીં ક્યારેક દરિયો હતો
    અહીં ક્યારેક કાચબાઓની સ્મશાનભૂમિ હતી
    અહીં ક્યારેક,
    એવા દસ્તાવેજ ઘણા છે મારી પાસે.
    પણ ક્યારેક અમસ્તાં જ
    કોઈ સવાલ કરવાનું મન થાય
    ત્યારે હું પૂછું છું,
    પેલાં રઝળતાં કાચબીનાં બચ્ચાંઓની જેમ,
કે તમે ભાળ્યો ક્યાંય દરિયાને ?
    અને દરિયાનો રેતાળ પટ ચૂપ થઈ જાય છે



## એક વૃક્ષ ભીતરનું ▫ ઑક્તાવિયો પાઝ ▫ મૂકેશ વૈદ્ય

એક વૃક્ષ ઊગ્યું મારા મસ્તિષ્કમાં.
એક વૃક્ષ ઊગ્યું ભીતર.
એના મૂળિયાં છે ધમનીઓ,
એની ડાળીઓ છે જ્ઞાનતંતુઓ,
વિચારધારા એનો ગૂંથાયેલો પર્ણપૂંજ.
તારો દૃષ્ટિપાત એની ઉપર ચાંપે છે આગ.
એનાં ફળો
રંગે રક્તનારંગીઓ છે
ને છે એ જ્વાળાના દાડમો.
પો ફાટે છે
શરીરની રાત્રિમાં..
ત્યાં, અંતરમાં, મારા મસ્તિષ્કની અંદર,
વૃક્ષ બોલે છે.
વધુ નિકટ આવ- તને આ સંભળાય છે ?



## બે હાઇકુ ▫ ભરત પાલ

કૂતરો પાળું;
ભલે એ ભસે, પણ
મૌન ના પાળું ?



વૃક્ષને કાપી,
થાકેલો કઠિયારો
છાંયડો શોધે !



## મૃત્યુ - એક અનુભૂતિ ▫ મીનાક્ષી પંડિત

મારા જન્મદિવસે બળતી મીણબત્તીને
બુઝાવી નાખ્યા પછી હું તાળીઓ
પાડવાનું ભૂલીને ઊભી રહી ગઇ છું
આપણો આ શ્વાસ જીવનની મીણબત્તીને
બુઝાવવા પ્રત્યેક પળે શ્વસાયા કરે છે
પણ એ ક્યારે ઓલવી નાખશે
તે કહી શકાતું હોય તો ?
કદાચ દુનિયામાં ઘડિયાળી કે
કેલેન્ડરની શોધ જ ન થઇ હોત !
કેક કાપી, ગીફ્ટ લઇ
હસું છું ત્યારે પણ મારા શ્વાસ તો
ચાલુ જ છે
એકવાર સ્મશાન જોયા પછી માણસ
રાતે સૂઇ શકે છે એ વાત જાણ્યા પછી
મેં મીણબત્તી બુઝાવવાની આદત પાડી દીધી છે



## ▫ મીનાક્ષી પંડિત

મારી દીકરી મને બહુ ગમે છે
નાની અમસ્તી, બોલતી, રમતી,
ફોટા જેવી ઢીંગલી
દોડતા દોડતા પડી જાય છે ત્યારે
ફૂલના ઢગલા જેવી લાગે છે
કંઇ પણ ખવડાવો તો એ
ડ્રેસ ઉપર જરૂર નાખે છે પણ,
કોણ જાણે એ ગંદા થતા જ નથી
એ ખિલખિલાટ હસે છે ત્યારે
ખોબલો ધરી હાસ્ય ભેગું કરી
પર્સમાં મૂકી દઉં છું હું
પછી આખો દિવસ એ
પર્સ ખોલી
દીકરીના હાસ્યથી મારા ચહેરાને
ભર્યા કરું છું
દીકરી મોટી થઇ જશે ત્યારે ?!



## ઘર મેલ્યું પણ.... ▫ ઊજમશી પરમાર

એક ઝાટકે તજી ગયા તે તજી ગયા
ઘર- પાદર ને સીમ વળી કૈં ઝાડ જો
ઘર મેલ્યું પણ ભીતર ઘરના પાથરા.

વાટ બધી વહેતા રે શીતળ વાયરા,
છાતીમાં જલતાં છાણાના પ્હાડ જો,
ઘર મેલ્યું પણ ભીતર ઘરના પાથરા.

વાટે ઘાટે ખૂલે ખજાના ખરેખરા,
પગલે-પગલે સણકા પાડે ઘાડ જો,
ઘર મેલ્યું પણ ભીતર ઘરના પાથરા.

અણુઅણુને ઊડવું રે અંકાશમાં,
અંજળ ભોંનાં વળગ્યાં હાડોહાડ જો,
ઘર મેલ્યું પણ ભીતર ઘરના પાથરા.

ઊખળે ગાતર-ગાતર કેરી ગાંઠડી,
તાણી ઝાલો ઢીલી સૌએ નાડ જો,
ઘર મેલ્યું પણ ભીતર ઘરના પાથરા.
('શબ્દસૃષ્ટિ'માંથી)



## વહેમ ▫ ભરત ચતવાણી

દરેક પથ્થર
વહેમમાં હોય છે :
ઈશ્વર બનવાના.



## ગીત □ મહેન્દ્ર જોશી

મનમા ચંપો ને મનમા મોગરો જી રે
મનમા ઝળૂબે ભીનો વાન રે
દાદાજી શમણે શુકન આવિયા રે

પે'લા ઘમ્મર વલોણે દીઠી થાભલી જી રે
પછી રમતી દીઠી રે સૈયર આંબલી જી રે
પાદર પોંખુ ને પોંખુ ડુંગરો જી રે
પીયણીએ પોઢયા આસમાન રે
દાદાજી કુમકુમ ચોખા લાવિયા રે

પાંપણ પલકે ને ઝણકે ઝાંઝરી જી રે
જીવમા ખૂંચે રે મહિયર કાંકરી જી રે
કીધો કાબર કાગાએ ધજાગરો જી રે
પાંખો ફૂટી ને ફૂટયા ભાન રે
દાદાજી કાગળ કોણે મોકલાવિયા રે

રૂડી કોયલ કૂજે હો આંબા શાખની જી રે
મારી ચંદનચૂડી રે સવા લાખની જી રે
આંખે અઢળક ઢળ્યો ઉજાગરો જી રે
આવ્યા આવ્યા સુગંધના વિમાન રે
દાદાજી મોતી વેણે વધાવિયા રે



## □ કેતન મહેતા

કયો દિવસ, રાત કઈ
કયુ પ્રભાત, સાંજ કઈ
સ્થળ કયુ ને પળ કઈ
ન જાણતો કઈ કશુ
હવે વરસ કેટલા
દિવસ કેટલા, હે પ્રભુ !



## હવામાન બનીશું ▢ ભગવતીકુમાર શર્મા

બહુ બહુ તો ફરી વાર પરેશાન બનીશું,
છે લાગણી બેકાબૂ તો નાદાન બનીશું.

આગાહી તમે શ્વાસની શું કામ કરો છો ?
બદલાય જે હર પળ તે હવામાન બનીશું.

આવ્યા છીએ, ચાલ્યા જશું, આવીશું ફરીથી,
કોઈના અને કોઈના મહેમાન બનીશું.

કાસદને નથી હોતી કશી લાગણી અંગત;
વિશ્વાસ મૂકો તો અમે ફરમાન બનીશું.

દરવાજો ઊઘડવાની તો આશા નથી રાખી;
છે એય ગનીમત : કદી દરવાન બનીશું.

બીજાને ફળે તેનો છે આનંદ વધારે;
કોઈના વરદ હસ્તનું વરદાન બનીશું.

જે રીતે સમય વીતે છે વેગીલાં કદમથી;
કૂંપળ હતા, જલદીથી ખર્યું પાન બનીશું.



## Vidyapati ❑ Deben Bhattacharya

(Maithili)

My Sadness has no end dear friend
Weighed down with clouds
this month of rains,
my home is hollow and void
Clouds accumulate
forever roaring
and how the rain falls
all over the world
My lord holidays
while I ache in love
Clouds pierce me with arrows,
the peacocks dance in joy,
the drunken frogs
make merry in the fields
but the cries of the monsoon birds
burst open my heart
Darkness engulfs the night
restless with lightning
that flashes
line upon line

## Vidyapati ❑ Deben Bhattacharya

(Maithili)

O friend,
My Love has left for that terrible land
where kokilas do not sing
bees do not hum
and flowers do not blossom in the wood
Where the seasons do not change,
and love has no power
Where the people do not speak
nor hear of love
And my love has marched to that fearful land

My heart is filled with shame-
have I only been a fool?
Has Krishna then no taste
for the art of loving?



## □ વિદ્યાપતિ □ સુ.દ.

સખી ! મારી ઉદાસીનો ક્યાંય નહીં અંત
વરસાદી મોસમમાં વાદળ તો ઝૂક્યા છે
        મારું ઘર નથી : લંબાતો પંથ

ગાજવીજ કરતાં કેવા જામ્યાં છે વાદળાં
        ને ચારે બાજુ વરસે વરસાદ
શ્યામ તો ડૂબ્યો છે મારો પોતાની મસ્તીમાં
        અહીં પળેપળે કણસે છે યાદ
વાદળ તો વીંધે મને એના તો તીરથી
        ને વીંધાતી જાઉં હું અનંત

આનંદેઆનંદે થનગનતા મોરલા
        ને પીધેલાં દેડકાં તો કરે છે લવારો
વરસાદી પંખીઓનું એવું આક્રંદ
        મારા હૈયામાં ધગતો અંગારો
વીજળીની બેચેની ઘેરે અંધકારને
        ને હું તો ઝબકારે ઝબકારે અંધ !

## □ વિદ્યાપતિ □ સુ.દ.

સખી ! કોણ જાણે કોઈ અરે એવા તે દેશમાં
        વ્હાલમો જાણે કે મારો પરદેશમાં

ભમરાઓ ગુંજે નહીં
        કોયલ જ્યાં ગાય નહીં
ફૂલો જ્યાં ફોરે નહીં
        મોસમ બદલાય નહીં
કોઈ ક્યાંથી ગૂંથે ફૂલ અરે પોતાના કેશમાં ?
        વ્હાલમો જાણે કે મારો પરદેશમાં

પ્રેમ જેવો શબ્દ નથી કોઈને પણ સાંભળવો
        ત્યાં પ્રેમનું નહીં નામ કે નિશાન
ભયાનક દેશમાં ભાગ્યો ભડવીર એ
        જ્યાં પ્રેમમાં કોઈ હોય નહીં એંધાણ
શરમનું માર્યું મૂરખ હૈયું તો લાજી મરે
        નીરસ આ શ્યામને શું કહેવું સંદેશમાં ?



## સોંસરવું કોઈ તીર ▢ ભરત ભટ્ટ

સોંસરવુ કોઈ તીર હજી પણ જતું નથી
હુ મત્સ્ય છુ ને કોઈ મને વીંધતું નથી

પથ્થરનો એક અર્થ છે થીજી ગયેલું જળ
થીજી ગયેલ જળમા કશુ પણ થતું નથી

કઈ કેટલાય જન્મથી રસ્તા અપંગ છે
લાચાર આ ચરણને કશુ સૂઝતુ નથી

એકકેય સ્વપ્ન રાત ઉછેરી શકી નહીં
જન્મે છે રોજ સ્વપ્ન અને જીવતુ નથી

ઊગી રહ્યુ છે ઘાસ બધાનાં શરીરમા
માટીપગા આ જીવને અચરજ થતું નથી

આપે છે સર્વ ઝખ્મ દિલાસાના રૂપમાં
આશ્ચર્ય છે કે કોઈ કશુ ભૂલતુ નથી

પડિતજીએ પોથી ઉપર વૃક્ષ ચીતર્યું
કિન્તુ, વિહગ્ એ વૃક્ષ ઉપર બેસતુ નથી.



## મને જીવે જે- ▢ મૂકેશ વૈદ્ય

મંતર જંતર તૂત સમંદર
તારા સૂરજ ચંદર.
મને જીવે જે-
તે આ ક્ષણનો ભાર.
થવાનું તે થશે જ નિશ્ચિત
સરાહ સરાહ……
અહીં ધોધના ચંડ પ્રવેગે
આરપાર ચીરાતો તોયે સામે ધસતો
ફરી ફરી ફેંકાય હું તે કોણ ?
મથે રોકવા અનહદ તોયે.
જળના રેલા જાય ભોંયને તાણી.
પૃથ્વીનો પથ્થર ફોડીને
કુમળું લીલું ઘાસ ફૂટે
ને કુમળાં લીલાં ઘાસ વચાળે
સળગે રાહુ-મંગળ.

મને જીવે જે-
તે આ ક્ષણનો ભાર.



## Seferis ▢ Rexd Warner

(Greek)

*I am sorry to have allowed a broad river to pass between my fingers*
Without drinking a single drop.
Now I sink into the stone.
A small pine on the red soil
Is all the companionship I have.
What I loved has disappeared with the houses
Which were new last summer
And fell to pieces before the autumn wind



# Seamarks ☐ St. -John Perse ☐ Wallace Fowlie
(French)

I will make you weep, there is too much grace between us
"Tears of grace, not of sorrow, says the
Singer of the most beautiful song,
And for that pure feeling of the heart
Whose source I ignore
And for that pure instat of the sea
which comes before the breeze "

Thus spoke the man of the sea, talking a
seaman's talk
Thus did he prise, praising love and
desire of the sea
And towards the sea, from all sides, this
new flowing of the springs of pleasure
'It is a tale I will tell, it is a tale you will hear;
' It is a tale will tell as it should be told
And with such grace will it be told, that all must delight in it.
"surely a story that one would wish
once more to hear in the carefreeness of death
"And such and such, fresh as it is, in the
heart of man without memory,
' That it will be to us a new favor, like
the breeze from the estuary in sight
of the lamp on land
"And of those who will hear it seating
under the great tree of sorrow,
"There will be few who will not rise, will
not rise with us and go, smiling,
"Among the ferns again of childhood
and the unrolling of the curled
fronds of death "





# કલાપી

## કાશ્મીરનું સ્વપ્ન

ક્યાંઇ છે ખૂબ ધીટ ઝાડ વનનાં ઝાઝાં ફૂલોથી ભર્યાં,
વેલીના નવરંગથી લટકતાં સારાં પટોળાં ધર્યાં;
ક્યાંઇ છે તૂટીને પડેલ ભૂખરાં પાનો વિના ઝાડવાં,
જોગીનો ધરી વેષ ભેખ લઇને જાણે બિચારાં પડ્યાં.

ક્યાંઇ છે સુઘરી તણા લટકતા માળા નદીની પરે;
નીચે મોર કળા કરે પ્રિય કને લીલા ગલીચા પરે;
ક્યાંઇ છે ફરતાં યૂથો ગજ તણાં ભાંગે ઘણી ડાળીને,
તેઓનાં બચલાં રમે જલ વિશે માતા કને દોડીને.

છે ક્યાંઇ અતિ ઘોર ગંભીર ગુફા, કાળી ઘટા ઝાડની
કાળી તે દીસતી છવાઇ જઇને અંધારી છે તે ઘણી;
વ્હે છે જોસભરી નદી અહીંતહીં, નાળાં પડ્યાં વીખરી,
કુંજોમાં ઝરણાં વહે ખળકતાં, છોળો ઊડે પાણીની.

જ્યાં છે એવી નદી ઘણી, બરફના ઝાઝા જ્યહાં ડુંગરા,
એવો કાશ્મીરદેશ છોડી દઇને જાઉં હવે હું ક્યહાં?

❑

# મરણશીલ પ્રેમી

આપુ સ્વલ્પ મનુષ્યને દઈ કર્યા પ્રેમી છંશે કાં ભલા
શું પિવાય મુહૂર્તમાં રસઘડા વ્હાલાંદિલે જે વસ્યા?
સંતોષે સુખમાં રહેત દિલ આ જો હોત હર્ષે ભર્યું;
માગું ના કદી દીર્ઘ આ જીવિત જો તે હોત આનંદનું!

ગાઢાં સંકટમાં પડયાં હ્રદય કો ચિરાય ભોળાં, અહો!
ઝીણા ઘૂઘટમાં છુપાઈ સરતો આનંદ તેઓ તણો;
આશા એ જ મનુષ્યનું જીવિત છે, તો આશ રાખું ભલે:
મૃત્યુ બાદ મળો અખંડ સુખનો કો દેશ સૌ પ્રેમીને!

આંહીં તો કદી હાસ્ય થાય પ્રિયથી, વા હસ્તમેળા બને,
જાણી ના રતિ કોઈના હ્રદયની ત્યા મૃત્યુ આવી મળે!
વ્હાલા! દુર્લભ હર્ષ છે અતિ અહીં તો મૂલ્ય મોઘુ નકી,
તેને આદરભાવથી હ્રદયમાં રાખો જીવો ત્યાં સુધી!

આવે રંગીન પક્ષીઓ મધુરવાં, ભાગે વસન્તાન્તથી,
કો વેળા ત્યમ હર્ષ સૌ હ્રદયમાં આવી ઊડે છે ફરી!
હોજો વિદ્યુત સાંકળી ચળકતી પ્રેમાર્દ્ર હૈયાં વિષે!
સ્પર્શે હર્ષ જરી જ કો હ્રદયને તો સર્વવ્યાપી બને!



## હમારા રાહ

કટાયેલું અને બૂઠું ઘસીને તીક્ષ્ણ તેં કીધું,
કર્યું પાછું હતું તેવું અરે! દિલબર! હૃદય મારું!

ગમોના જામ પી હરદમ, ધરી માશૂક! તને ગરદન;
ન ખંજરથી કર્યા ટુકડા! ન જામે ઇશ્ક પાયો વા!

પછી બસ મસ્ત દિલ કીધું, ઉઘાડી ચશ્મ મેં જોયું;
સિતમગર તોય તું મારો ખરે ઉસ્તાદ છે પ્યારો!

ગુલો મેં બાગનાં તોડી કીધાં સૌ ધૂળમાં ચોળી;
બિછાનું ખારનું કીધું, ઉપર લેટી રહ્યો તે હું!

મુબારક હો તમોને આ તમારા ઇશ્કના રસ્તા;
હમારો રાહ ન્યારો છે, તમોને જે ન ફાવ્યો તે!

તમારા માર્ગમાં મજનૂ અને લેલા, શીરીં, ફરહાદ,
ચિરાયેલાં કપાયેલાં પડ્યાં છે લોહીથી ભીનાં!

ગુલામો કાયદાના છો! ભલા, એ કાયદો કોનો!
ગુલામોને કહું હું શું? હમારા રાહ ન્યારા છે!

મને ઘેલા કહી, લોકો! હજારો નામ આપો છો!
હમો મનસૂરના ચેલા ખુદાથી ખેલ કરનારા!

નહીં જાહોજલાલીના, નહીં કીર્તિ, ન ઉલ્ફતના
હમે લોભી છીએ, ના! ના! હમારા રાહ ન્યારા છે!

તમારી બેવફાઈના, હરામી ને હલાલીના
ચીરી પડદા હમે ન્યારા! હમારા રાહ ન્યારા છે!

હમે મગરૂર મસ્તાના! બિયાબાંમાં રઝળનાર!
ખરા મહબૂબ સિંહો ત્યાં! હમારા રાહ છે ન્યારા!

કુરંગો જ્યાં કૂદે ભોળાં, પરિન્દાના ઊડે ટોળાં,
કબૂતર ઘૂઘવે છે જ્યાં, હમારા મ્હેલ ઊભા ત્યાં!

લવે છે બેત નદીઓ જ્યાં ગઝલ દરખ્ત રહ્યાં ગાતાં,
હમે ત્યાં નાચતા નાગા! હમારા રાહ છે ન્યારા!

તમારા કૃષ્ણ ને મોહમદ, તમારા માઘ, કાલિદાસ,
બિરાદર એ બધા મારા! હમારા રાહ છે ન્યારા!

હતા મ્હેતો અને મીરાં, ખરા ઇલ્મી, ખરા શૂરા
હમારા કાફલામાં એ મુસાફર બે હતા પૂરા!

પૂજારી એ હમારા, ને હમો તો પૂજતા તેને
હમારા એ હતા માશૂક, હમો તેના હતા દિલબર!

તમારા રાજ્યદ્વારોના ખૂની ભપકા નથી ગમતા,
મતલબની મુરવ્વત ત્યાં, ખુશામદના ખજાના જ્યાં!

હમો તમને નથી અડતા, હમોને છેડશો કો ના!
લગાવી હૂલ હૈયે મે નિચોવી પ્રેમ દીધો છે!

હવાઇ મ્હેલના વાસી હમે એકાન્તદુખવાદી!
હમોને શોખ મરવાનો હમારો રાહ છે ન્યારો!

ખુવારીમાં જ મસ્તી છે! તમે ના સ્વાદ ચાખ્યો એ!
હમોને તો જગત ખારું થઇ ચૂક્યું! થઇ ચૂક્યું!

# ગ્રામ્ય માતા

ઊગે છે સુરખી ભરી રવિ મૃદુ હેમન્તનો પૂર્વમાં,
ભૂરું છે નભ સ્વચ્છ સ્વચ્છ, દીસતી એકે નથી વાદળી;
ઠંડો હિમભર્યો વહે અનિલ શો ઉત્સાહને પ્રેરતો;
જે ઉત્સાહભરી દીસે શુક ઊડે ગાતાં મીઠાં ગીતડાં!

મધુર સમય તેવે ખેતરે શેલડીના
રમત કૃષીવલોનાં બાલ નાનાં કરે છે;
કમલવત ગણીને બાલના ગાલ રાતા,
રવિ નિજ કર તેની ઉપરે ફેરવે છે.

વૃદ્ધ માતા અને તાત તાપે છે સગડી કરી;
અહો કેવું સુખી જોડું કર્તાએ નિરમ્યું દીસે!

ત્યાં ધૂળ દૂર નજરે ઊડતી પડે છે,
ને અશ્વ ઉપર ચડી નર કોઈ આવે;
ટોળે વળી મુખ વિકાસી ઊભાં રહીને,
તે અશ્વને કુતૂહલે સહુ બાલ જોતાં.

ધીમે ઊઠી શિથિલ કરને નેત્રની પાસ રાખી,
વૃદ્ધા માતા નયન નબળાં ફેરવીને જુએ છે;
ને તેનો એ પ્રિય પતિ હજુ શાન્ત બેસી રહીને
જોતાં ગાતો સગડી પરનો દેવતા ફેરવે છે.

ત્યાં તો આવી પહોંચ્યો એ અશ્વ સાથે યુવાન ત્યાં;
કૃષિક એ ઊઠી ત્યારે 'આવો બાપુ' કહી ઊભો.

'લાગી છે મુજને તૃષા, જલ જરી દે તું મને' બોલીને
અશ્વેથી ઊતરી યુવાન ઊભીને ચારે દિશાએ જુએ;
'મીઠો છે રસ ભાઈ! શેલડી તણો' એવું દયાથી કહી,
માતા ચાલી યુવાનને લઈ ગઈ જ્યાં છે ઊભી શેલડી.

પ્યાલું ઉપાડી ઊભી શેલડી પાસ માતા
છૂરી વતી જરીક કાતળી એક કાપી;
ત્યાં સેર છૂટી રસની ભરી પાત્ર દેવા
ને કૈં વિચાર કરતો નર તે ગયો પી.

'બીજુ પ્યાલુ ભરી દે ને, હજુ છે મુજને તૃષા,'
કહીને પાત્ર યુવાને માતાના કરમા ધર્યું

કાપી કાપી ફરી ફરી અરે કાતળી શેલડીની,
એકે બિન્દુ પણ રસ તણુ કેમ હાવા પડે ના?

'શુ કોપ્યો કે પ્રભુ મુજ પરે?' આખમા આસુ લાવી,
બોલી માતા વળી ફરી છૂરી ભોકતી શેલડીમા

'રસહીન ધરા થૈ છે, દયાહીન થયો નૃપ,
નહીં તો ના બને આવુ,' બોલી માતા ફરી રડી

એવુ યુવાન સુણતા ચમકી ગયો ને
માતા તણે પગ પડી ઊઠીને કહે છે
'એ હુ જ છુ નૃપ, મને કર માફ, બાઈ,
એ હુ જ છુ નૃપ, મને કર માફ, ઈશ!

પીતો'તો રસ મિષ્ટ હુ, પ્રભુ અરે! ત્યારે જ ધાર્યું હતુ,
આ લોકો સહુ દ્રવ્યવાન નહી છે એવી ધરા છે અહીં
છે તોયે મુજ ભાગ કૈં નહીં સમો તે હુ ન ધારુ હવે,
શા માટે બહુ દ્રવ્ય આ ધનિકની પાસેથી લેવુ નહીં?

રસે હવે દે ભરી પાત્ર, બાઈ!
પ્રભુકૃપાએ નહી એ ભરાશે,
સુખી રહે બાઈ! સુખી રહો સૌ,
તમારી તો આશિષ માત્ર માગુ'

પ્યાલુ ઉપાડી ઊભી શેલડી પાસ માતા,
છૂરી વતી જરી જ કાતળી એક કાપી,
ત્યા સેર છૂટી રસની ભરી પાત્ર દેવા,
બ્હોળો વહે રસ, અહો! છલકાવી પ્યાલુ!

❑

# પ્રિયા કવિતાને

મને વ્હાલી લાગી, પ્રથમ મળતાં હું તુજ થયો,
હસ્યું તારું મોં, ને તુજ સ્મિત મહીં હું મળી રહ્યો;
તને ભેટું એવી મમ હૃદય ઇચ્છા કરી રહ્યું!
વળી તારાં નેત્રો અનુકૂલ દીઠાં ને ચળી ગયું.

અરે! તું તો દેવી, જન ગરીબ હું પામર નકી,
શકું જોઈ એ હું ક્યમ હૃદયની તે તુજ દ્યુતિ?
ઢળ્યાં મારાં નેત્રો વળી, પ્રિય! તુંયે દૂર જ ઊભી,
પડ્યું આ હૈયું તો પણ લપટી તારા પદ મહીં.

સ્વીકાર્યો તેં મુજ પ્રણય ને કાંઈ હું પાસ આવ્યો,
ખોળે તારે હૃદય ધરવા કંપતું પાસ લાવ્યો;
ભેટું માની કર પણ કર્યો દીર્ઘ મેં એક, વ્હાલી!
કિન્તુ તું તો નભ તરફ, રે! ઊડતી ક્યાંય ચાલી!

જોયું ઊંચે! ક્યમ ઊડી શકું? પાંખ આવી હતી ના!
'તું ક્યાં હું ક્યાં!' હૃદય દ્રવતું છેક તૂટી પડ્યું આ;
રે રે! ત્યારે પ્રતિકૂલ હતો સર્વ સંસાર, વ્હાલી!
મૂર્છા આવી નીરખી દિલની ભાંગતાં આશ છેલ્લી.

પછી તારો જાણી મમ શિર લઈને તુજ કરે
મને તું આલિંગી! ભ્રમણ સહુ ભાંગ્યું હૃદયનું!
ફર્યો ઊંચે નીચે અખિલ ભુવને હું તુજ સહે,
અહો હર્ષે હર્ષે હૃદય મમ ફૂલી ધડકતું!

પછી ધીમે ધીમે તુજ અવયવો આ પલટતા,
મને ભાસ્યા સર્વે વધુ મધુર ગંભીર બનતા;
મને કૂંચી આપી મમ હૃદયની ને જગતની,
અને તાળું ખોલી તુજ મુખ નિહાળ્યું ફરી ફરી!

આ શું? નયન વહતાં અશ્રુનું પૂર એ શું?
હૈયું મારું પીગળી બનતું મીણ કે નીર જેવું!
ત્યાં બ્રહ્માંડે નજર કરતાં અશ્રુમાં વિશ્વ ન્હાતું!
ઓહો! વ્હાલી! પ્રલય જગનો અશ્રુથી આ થશે શું?

તારા અંગો, તુજ અવયવો, ઓષ્ઠ ને ગાલ સર્વે,
જ્યાં જોઉં ત્યાં જલમય વહે અશ્રુની ધાર, વ્હાલી!
'જો જો વ્હાલા! મુજ સહ રહી આ જ છે માણવાનું!
એ શું બોલે? ભવતું! સખિ તું આમ રોતાય, વ્હાલી!

અરેરે! શોખની ચીજો રડે ને રોવરાવતી!
હોત ના અશ્રુ તો ઓહો! પ્રેમ ને શોખ હોત ક્યાં?

## વિધવા બહેન બાબાંને

વ્હાલી બાબા! સહન કરવું એય છે એક લ્હાણું!
માણ્યું તેને સ્મરણ કરવું એય છે એક લ્હાણું!
મૃત્યુ થાતાં રટણ કરવું ઈષ્ટનું એય લ્હાણું!
આશા રાખી મરણ પછી ને જીવવું એક લ્હાણું!

સબન્ધીના મરણ પછી ના સર્વ સબન્ધ તૂટે,
બ્હેની! આહીં વિરહ જ ખરો ચિરસબન્ધ ભાસે,
તે પ્રેમી જે પ્રણયમયતા જોઈ માણે વિયોગે,
મીઠું કિન્તુ ક્ષણિક જ નકી સ્વપ્ન સંયોગ તો છે

છે વૈધવ્યે વધુ વિમલતા, બ્હેન, સૌભાગ્યથી કૈં,
છે ભક્તિમાં વધુ વિમલતા, બ્હેન, શૃંગારથી કૈં,
બાબા! તારા મૃદુ હૃદયને ઓપ વૈધવ્ય આપી,
ઊંચે ઊંચે તુજ દિલ જશે લેઈ ધીમે ઉપાડી

ના બોલું આ તુજ હૃદયનાં અશ્રુ હું લૂછવાને,
શાને લૂછું હૃદયશુચિતા આંસુડાં દાખવે જે?
વ્હાલી બાબા! કુદરતકૃતિ સર્વદા હેતુવાળી,
ઈચ્છે દેવા અનુભવ પ્રભુ સર્વને સર્વ, વ્હાલી!

બાપુ! આ સૌ સુખદુખ તણી વેઠ નાખી નથી કૈં,
આ તો બોજો કુદરત તણો નાત્ર કલ્યાણકારી,
આ પ્હાડો જે પથિક સહુને આવતા માર્ગમાં ત્યાં,
ચક્ષુવાળા શ્રમિત ન બને, કિંતુ સૌન્દર્ય જોતા

આ કૂંડાળું કુદરત તણું કોઇ જોઇ શકે, તો,
ના ના જોશે કંઇ વિષમતા કિન્તુ સીધાઇ લીસી:
ટૂંકી દૃષ્ટિ જનહૃદયની અલ્પ ખંડો જ જોતી,
ને તેથી આ સુઘડ સરણી દીસતી ડાઘવાળી.

બાબાં! જોને નયન ભરીને આંસુથી એક વાર!
બાબાં! જોને સુપ્રભ રચના વિશ્વની એક વાર!
વ્હાલા સાથે નીરખતી હતી આજ જો એકલી તું,
બાબાં! ખુલ્લું હૃદય કરી જો, એ જ ઇચ્છયું હરિનું.

જોને, બાપુ! તુજ જિગરનો મિત્ર તો ત્યાં વિલાસે!
તારો ચ્હેરો ગત હૃદય એ ત્યાંય ઊભું વિમાસે!
એ રેલાયું ઉદધિ સઘળે કિન્તુ તું બિન્દુ તેનું,
આડું આવ્યું પડ નયનને, તોય એ વારિ તારું.

બ્હેની! આવાં પડ પછી પડો આવતાં જાય આડાં!
અંતે ગાઢાં પડ ચીરી દઇ પાર જાતાં સહુ ત્યાં;
તું ને મારી પ્રિય સખી તજી હુંય જાઉં કદાપિ,
એવું એ કૈં શુભ જ કરવા ઇશ ઇચ્છે કદાપિ -

રે! તો સાથે તમ હૃદયનાં ગાળજો અશ્રુ બન્ને,
જે બાકી તે ભણી લઇ તમે આવજો સાથ બન્ને;
બાબાં! તુંયે શીખીશ ફરી આ પાઠ ઔદાર્યનો, ને,
મારી ભોળી પ્રિય અબુધને દોરજે આ જ માર્ગે.

❑

## એક ઘા

તે પંખીની ઉપર પથરો ફેંકતાં ફેંકી દીધો,
છૂટ્યો તે, ને અરરર! પડી ફાળ હૈયા મહીં તો!
રે રે! લાગ્યો દિલ પર અને શ્વાસ રૂંધાઇ જાતાં,
નીચે આવ્યું તરુ ઉપરથી પાંખ ઢીલી થતામાં.

મે પાળ્યુ તે તરફડી મરે હસ્ત મારાજથી આ

પાણી છાટ્યુ દિલ ધડકતે, તોય ઊઠી શકયુ ના,
ક્યાથી ઊઠે? જખમ દિલનો ક્રૂર હસ્તે કરેલો!
ક્યાથી ઊઠે? હૃદય કુમળુ છેક તેનુ, અહોહો!

આહા! કિંતુ કળ ઊતરી ને આખ તો ઊઘડી એ,
મૃત્યુ થાશે? જીવ ઊગરશે? કોણ જાણી શકે એ?
જીવ્યુ, આહા! મધુર ગમતા ગીત ગાવા ફરીને,
આ વાડીના મધુર ફલને ચાખવાને ફરીને

રે રે! કિન્તુ ફરી કદી હવે પાસ મારી ન આવે,
આવ તોયે ડરી ડરી અને ઈચ્છતુ ઊડવાને,
રે રે! શ્રદ્ધા ગત થઈ પછી કોઈ કાળે ન આવે,
લાગ્યા ઘાને વીસરી શકવા કાંઈ સામર્થ્ય ના છે

## મને જોઇને ઊડી જતાં પક્ષીઓને

રે પખીડા, સુખથી ચણજો, ગીત વા કાંઈ ગાજો,
શાને આવા મુજથી ડરીને ખેલ છોડી ઉડો છો?
પાસે જેવી ચરતી હતી આ ગાય, તેવો જ હુ છુ
ના, ના, કો દી તમ શરીરને કાંઈ હાનિ કરુ હુ

ના પાડી છે તમ તરફ કે ફેકવા માળીને મે
ખુલ્લુ મારુ ઉપવન સદા પખીડા સર્વને છે,
રે રે! તોયે કુદરતી મળી ટેવ બીવા જનોથી,
છો બીતા તો મુજથી પણ સૌ ક્ષેમ તેમા જ માની

જો ઊડો તો જરૂર ડર છ ક્રૂર કો હસ્તનો, હા!
પ્હાણો ફેંકે તમ તરફ, રે! ખેલ એ તો જનોના!
દુખી છુ કે કુદરત તણા સામ્યનુ ઐક્ય ત્યાગી,
રે રે! સત્તા તમ પર જનો ભોગવે ક્રૂર આવી

# પશ્ચાત્તાપ

તે હૈયાની ઉપર નબળા હસ્તથી ઘા કર્યો'તો,
તેમાં લોહી નીરખી વહતું ક્રૂર હું તો હસ્યો'તો;
એ ના રોયું, તડફડ થયું કાંઇ ના કષ્ટથી એ,
મેં જાણ્યું કે જખમ સહવો સ્હેલ સ્હેનારને છે.

કિન્તુ નિદ્રા મુજ નયનમાં ત્યારથી કાં ન આવી?
રોતું મારું હૃદય ગિરિ શા ભાર નીચે દબાઇ;
રે રે! તે ઘા અધિક મુજને મૃત્યુથી કાંઇ લાગ્યો,
એ અંગારો મુજ જિગરના મૂળને ખાઇ જાતો.

કેવો પાટો મલમ લઇને બાંધવા હું ગયો'તો!
તે જોઇને જખમી નયને ધોધ કેવો વહ્યો'તો!
એ અશ્રુ, એ જખમ, મુખ એ; નેત્ર એ, અંગ એ એ,
બોલી ઊઠ્યાં પરવશ થયાં હોય સૌ જેમ હેતે:

'વ્હાલા! વ્હાલા! નવ કરીશ રે! કાંઇ મારી દવા તું,
ઘા સ્હેનારું નવ સહી શકે દર્દ તારી દવાનું;
ઘા દે બીજો! અગર મરજી હોય તેવું કરી લે,
તારું તેનો જરૂર જ સખે પૂર્ણ માલિક તું છે.'

ત્યારે કેવાં હૃદય ધડક્યાં સાથસાથે દબાઈ!
વ્યાધિ તેની, મુજ જિગરની, પૂર્ણ કેવી ભુલાઈ!
ઘા રુઝાયો, સમય બહુ એ ક્રૂર ઘાને થયો છે,
તોયે તેનું સ્મરણ કરતાં નેત્ર ભીનાં વહે છે!

હા! પસ્તાવો વિપુલ ઝરણું સ્વર્ગથી ઊતર્યું છે,
પાપી તેમાં ડૂબકી દઇને પુણ્યશાળી બને છે;
ઓહો! કેવું સ્મરણ મધુરું પાપનું એ ધરે છે,
માફી પામ્યું કુદરત કને એમ માની ગળે છે!

રાજ્યોથી કે જુલમ વતી કે દંડથી ના બને જે,
તે પસ્તાવો સહજ વહતાં કાર્ય સાધી શકે છે;
હું પસ્તાયો, પ્રભુ! પ્રણયીએ માફી આપી મને છે,
હું પસ્તાયો, તુજ હૃદયની પૂર્ણ માફી મળી છે.

# ત્યાગ

હુ જાઉ છુ, હુ જાઉ છુ, ત્યા આવશો કોઇ નહીં,
સો સો દીવાલો બાધતા ત્યા ફાવશો કોઇ નહીં!

ના આસુથી ના જુલ્મથી, ના વસ્લથી, ન બન્ધથી,
દિલ જે ઊઠ્યુ રોકાય ના, એ વાત છોડો કેદની!

સો ખુશ રહો જેમા ખુશી, હુ જ્યા ખુશી તે હુ કરુ,
'શુ એ હતુ? શુ આ થયુ?' એ પૂછશો કોઇ નહીં!

કૈ છે ખુશી, કૈં છે નહીં, દિલ જાણતુ - જે છે તે છે,
જ્યા જ્યા કરી પેદા ખુશી, ત્યા ત્યા ખુશી દિલ છે નકી!

પેદા કર્યો'તો ઇશ્ક ત્યા ના કોઇને પૂછ્યુ હતુ,
એ ભૂસવા જો છે ખુશી, તો પૂછવુયે કૈં નથી

છે ઇશ્ક જોયો ખૂબ તો જોવુ હવે જે ના દીઠુ,
કિસ્મત બતાવે ખેલ તે આનદથી જોવા સહી!

આ ચશ્મ બુરજે છે ચડ્યુ આલમ બધી નિહાળવા,
તે ચશ્મ પર પાટો તમે વીંટી હવે શકશો નહીં!

મારી કબર બાધી અહીં ત્યા કોઇને સુવારજો,
હુ જ્યા દટાઉ ત્યા ફૂલોને વેરશો કોઇ નહીં!

છે શુ ફૂલો, શુ ઇશ્ક, ને શુ સૌ તમે, જાનારને?
આ માછલુ દરિયા તણુ તે ઊર્મિઓ ગણતુ નહીં

તમ ઊર્મિ એ તમ વારિધિ, મુજ વારિધિ મુજ ઊર્મિ છે,
જે હિકમતે આ છે બન્યુ, તે જાણશો કોઇ નહીં!

શુ પૂછવુ? શુ બોલવુ? ખુશ છો અને રહેજો ખુશી,
વ્યર્થ આસુ ખેરશો તો લૂછશે કોઇ નહીં

□

# મનુષ્ય અને કુદરત

ઘડી છોડી દેને ગડમથલ તારા જગતની,
જરા જા આજે તો નિરજન મહાજંગલ મહીં;
તરુ, પક્ષીમાંથી જરૂર મળશે કાંઈ કીમિયા,
જશે અંધાપો આ તુજ હૃદયનો ત્યાં વિહરતાં.

બધુંયે સૂનું છે જન વિણ, અરેરે, વન નકી,
થજે તેનો ભોક્તા, જીવનમય થાશે સહુ પછી;
સુખી આત્મા ઊંડો નીરખી તુજને ત્યાં ઘૂઘવશે,
અને તારી સાથે રસભર બની હાસ્ય કરશે.

ઝૂલન્તાં વૃક્ષોથી અમર રસનાં બિન્દુ ઝરશે,
વળી દૈવી વાતો ચકલી મૃગલી ત્યાં કહી જશે;
કુમારી કન્યા એ કુદરત તને ત્યાં પરણશે,
અને બંને વચ્ચે રુચિર કિરણો કૈંક વહશે.

ચિદાત્માની સંજ્ઞા કુદરત પ્રભુની પ્રતિકૃતિ,
અરીસો તેનો આ જનહૃદયની લાગણી વળી;
પ્રતિ સૃષ્ટિલીલા કશી જનસ્થિતિનો પ્રતિધ્વનિ,
મનુષ્યોની સાથે કુદરત બની ગ્રંથિત નકી.

લૂખી ઉદ્‌ભિદ્‌વિદ્યા, સૂકી સૂકી વળી ઔષધિ બધી
જહીં સુધી તેની કૃતિ જનસ્વભાવે નવ મળી;
'અહીં આ ઊગે ને તરુ વળી અહીં આ ન ઊગતું',
કવિતા વિના એ મુજ દિલ ગણે શુષ્ક સઘળું.

અરે! એ સૃષ્ટિને કવિનયનથી જો ઘડીક તું,
જનોના આત્માનો કુદરતથી સંબંધ કર તું;
મજા તેની તો લે, હૃદય કર વિસ્તીર્ણ કુમળું;
અને એ ઊર્મિમાં દ્રવી પડ ઝુકાવી જિગર તું.

પડી છાનો રહેજે ખળખળ વહન્તું ઝરણ જ્યાં,
અને પંખીડાં જ્યાં જલ તણી ભરી ચંચુ ઊડતાં;
મહેકન્તાં પુષ્પો લથડી પડતાં જ્યાં કલી પરે.
અતિતૃપ્તિથી જ્યાં મધુપ સુરભે મૂર્છિત બને.

અહીં, ત્યા ઝુડોમા કિરણ રવિનુ કો ચળકતુ,
તહીં દૂરે કાળુ ખડક શિર માથે ઝઝૂમતુ,
ગુફા પેલીમા ત્યા મૃગપતિ પડયો શાત ગરજે,
અને શાતિનુ તો દિગવિજયી છે રાજ્ય સઘળે

મીંચાશે કે નેત્રો ઝરણ વહતુ એ નીરખતા,
ચમત્કારી કાઇ જીવન વહશે એ હૃદયમા,
પછી સ્વપ્નામા તુ અનુભવીશ કો જાગૃતિ નવી,
અને ત્યારે જોજે જનહૃદય ને સૃષ્ટિ સઘળી

ઝરામા તુ જોશે ઝરણ જનના સચિત તણુ,
અહો! કેવુ વ્હેતુ અમર ગતિથી એકસરખુ!
પડ્યુ કો સૂકુ જો ઝરણ પર એ પર્ણ ઊડતુ,
તરગોમા આવી સરલ વહને ભગ કરતુ

પડે આવા પત્રો વળી કણ પડે દ્રાક્ષરસનો,
કટુ કે મીઠો આ સમય ગણજે તુ જીવિતનો,
જનોની વૃત્તિની કુસુમ વળી છે શુ ન મૃદુતા?
અને મૂર્છાયેલા મધુકર ન શુ પ્રેમમયતા?

નકી મેળો મીઠો સુહૃદજનનો પક્ષી મધુરા,
અને વીરો શૂરા મૃગપતિ તણુ ગર્જન મહા,
ગિરિના શૃગો એ જનહૃદયની ટેક-દૃઢતા,
રૂડી ફૂળી મીઠી કહી તુજ વળી એ પ્રિયતમા

ક્ષિતિજે દીસે જે સકલ નભના ગાઢ વનના,
ન શુ એ આશાની અગર સ્મૃતિની દિવ્ય પ્રતિમા?
હજુ શુ જોવુ છે? સ્મિતભર દીસે છે મુખ બન્ધુ-
અરે! કિન્તુ આ શુ? કુપિત વળી હૈયુ ક્યમ થયુ?

કુહાડી લાગે છે તરુ ઉપર એ કાષ્ઠિક તણી,
પડી જાશે ડાળી, કૂપળ પડશે સૌ ખરી ખરી!
મીઠાશે ખારાઇ અરર! નવ શુ તુ સહી શકે?
અરે! ભાવિ તો એ વિટપ સમ અતે તુજ, સખે!

□

# એક ફેરફાર

અહાહા! ઇશ્ક-જુગારે ચડતો'તો દાવ શો ત્યારે!
પડ્યો પાસો હવે ઊંધો! ફકીરી આ રહી મારે!

જુગારે છે જિગર કિન્તુ જુગારીનું ચડ્યું ચાળે;
રહ્યું ના કાંઇ એંધાણે, હવે એ લ્હાવ ક્યાં ભાળે?

ભરીને ખ્વાબમાં પીધી મજાની ઝેરની પ્યાલી;
મગર હા! જાગતાં જાગી નસે નસ લાય શી લાગી!

અહો! એ ખ્વાબના ગુલની ગઇ બો ખ્વાબની સાથે;
મગર, એ ખ્વાબના કાંટા કહીં છૂપા રહી ભોંકે!

હસ્યો'તો હું, રહી તેની કંઇ અંધારમાં યાદી;
પરંતુ આંસુની ધારે હજુ ના આંખ સુકાવી!

રહી મીઠાશ ના મારે હવે આ આંસુમાં એ છે;
હૃદયને ચીરવામાં એ રહ્યો ના વખ્ત મીઠો તે!

અરે! ભીની, સદા ભીની રહે છે આંખ મારી આ;
જિગર તન્નૂરમાં દાઝે, પડે ના એક ફોરું ત્યાં.

અરે! કાતિલ તીખું તે જિગરને રેંસનારું છે;
પરંતુ પ્હાડનું હૈયું ખુદાએ આ ઘડેલું છે!

અરે! શું જિંદગી આ છે? સહેવી જિંદગાની છે!
અભાવે મોતને જીવું, વણજ આ વેઠની મારે!

પડ્યો પાસો નહીં ઊંધો, અરેરે, ક્રૂર લૂટારો!
ઠગારા કિસ્મતે ઢાળ્યો અને હુ જીતમા હાર્યો!

હિનાના રગથી પાની સનમની રગતો'તો હુ,
ઝૂકીને બાલમા તેના ગુલોને ગૂથતો'તો હુ!

મગર એ દાતની મિસ્સી સનમના હાથમા દેતા,
અરેરે! કોઇ વા વાયો! સનમ, બો, રગ, સૌ ફીટ્યા!

મને એ ખ્વાબની ખુશબો, મને એ સોબતી મારો,
મને એ હાથનો પ્યાલો, ફરી કો એક દિન આપો!

૩

## એક ઇચ્છા

પડ્યા જખમ સૌ સહ્યા, સહીશ હુ હજુયે બહુ,
ગણ્યા નવ કદી, ગણુ નવ કદી, પડે છો હજુ,
અપાર પડશે અને જિગર હાય! આણુ થયુ,
કઠિન ન બનો છતા હૃદય એ જ ઇચ્છુ, પ્રભુ!

પડી વીજળી તે પડી સુખથી છો, બળુ છુ સુખે,
અનન્ત ભભૂકા દહે, દહો, ગણુ છુ સુખે!
ન દાહ વસમો કદી, જિગર બૂમ ના પાડતુ,
કઠિન બનજો નહીં હૃદય, એ જ ઇચ્છુ, પ્રભુ!

બહુય રસ છે મને, હૃદય છે હજુ તો, અહો!
અરે! હૃદય જો ગયુ, રસ ગયો પછી તો બધો,
ભલે મૃદુ રહી સહી જખમ છેક ચૂરો થતુ,
કઠિન ન બનો કદી હૃદય એ જ ઇચ્છુ, પ્રભુ!

૩

# એક આગિયાને

તુજ પાંખ ચળકે પર્ણનાં ઝુંડો મહીં ચકો રચી,
બ્રહ્માંડને પોષી રહી તે દૃષ્ટિ અહીંયે છે નકી,
તુજ ઉદરપોષણમાં તને તુજ રૂપ ઉપયોગી થતું,
તુજ નેત્ર આગળ દીવડો કંઈ શ્રમ વિના દેખાડતું.

વળી કોઈ કન્યા પાતળી તુજ તેજ ઉપર મોહતી,
જે ભાલને ચોડી તને ત્યાં હર્ષથી ચળકાવતી;
વળી કોઈ વિસ્મિત સ્મિતભરી તુજ તેજ માત્ર નિહાળતી,
ના સ્પર્શતી એ બીકથી, તુજ રજ રખે જાતી ખરી.

અદૃશ્ય ના ઘનથી બને, ના ધૂમસે મેલું થતું,
તુજ તેજ, તે મુજ ઉપવને હું નિત્ય જોવા જાઉં છું;
મમ પ્યારીનાં ફૂલડાં અને મુજ વૃક્ષ જ્યારે ઊંઘતાં,
તું જાગતો રાત્રિ બધી ત્યારે રમે છે બાગમાં.

તું જાગજે, તું ખેલજે, તું પત્રપત્રે મ્હાલજે,
ચળકાટ તારો એજ પણ તુજ ખૂનની તલવાર છે!
તું કેમ એ માની શકે? આધાર તારો એ જ છે,
એ જાળ તું જાણે નહીં; હું જાણું ને રોઉં, અરે!

રે! પક્ષી કોની દૃષ્ટિએ તું એ જ ચળકાટે પડે,
સંતાઈ જાતાં નાસતાં એ કાર્ય વૈરીનું કરે;
દ્યુતિ જે તને જિવાડતી, દ્યુતિ તે તને સંહારતી,
જે પોષતું તે મારતું એવો દીસે ક્રમ કુદરતી!

આ પ્રેમ સંસારી તણો તુજ તેજ જેવો છે નકી,
એ અમૃતે શું ઝેરનાં બિન્દુ ભર્યાં વિધિએ નથી?
અમ એ જ જીવિત, એ જ મૃત્યુ, એ જ અશ્રુ ને અમી;
જે પોષતું તે મારતું, શું એ નથી ક્રમ કુદરતી?

□

# ફૂલ વીણ, સખે !

ફૂલ વીણ, સખે ! ફૂલ વીણ, સખે !
હજુ તો ફૂટતું જ પ્રભાત, સખે !

અધુના કલી જે વિકસી રહી છે,
ઘડી બે ઘડીમા મરતી દીસશે,
સુમહોજ્જ્વલ આ કિરણો રવિના,
પ્રસરે હજુ તો નભઘુમ્મટમા,
ન વિલમ્બ ઘટે
કંઈ કાળ જતે,
રવિ એ પણ અસ્ત થવા ઢળશે,
નમતા શિર સૌ કુસુમો કરશે,
પછી ગંધ પરાગ નહીં મળશે !

ફૂલ વીણ, સખે ! ફૂલ વીણ સખે !
હજુ તો ફૂટતું જ પ્રભાત સખે !
નહીં ઉત્તમ અગ્રિમ કાલ, સખે !
ભર યૌવન આ હજુ રક્ત, સખે !
ગતિ કાલની ચોક્કસ ન્હોય, સખે !
ભરતી પછી ઓટ જ હોય, સખે !
ફૂલ વીણ, સખે !
તક જાય, સખે !
ઢળતી થઈ તો ઢળતી જ થશે,
રજની મહીં ચંદ્ર ઊગે ન ઊગે,
હજુ દિવસ છે,
ફૂલડાં લઈ લે,
ફરી લે, રમી લે, હસી લે તું, સખે !
મૃગલા રમતા
તરુઓ લડતા,
વિહગો ઊડતા,
કળીએ કળીએ ભ્રમરો ભમતા,
ઝરણું પ્રતિ હર્ષભર્યું કૂદતું,
ઊગતો રવિ જોઈ ન શું હસતું ?
પછી કેમ વિમાસી રહ્યો તું, સખે !

ફૂલ વીણ, સખે ! ફૂલ વીણ, સખે !
હજુ તો ફૂટતું જ પ્રભાત, સખે !

□

# વીણાનો મૃગ

ઊગતા સૂર્યની સામે આવે છે મૃગ દોડતો,
ઊતરે બાગમાં હાવાં ફલંગે ગઢ કૂદતો.

વીણા તણો નાદ તહીં સુણાય,
આનંદલ્હેરે અનિલો ભરાય;
ઝૂલે ફૂલો એ કંઈ તાલમાં ત્યાં,
વસંતલીલા સ્વર બેવડી રહ્યા.

ભીતિ કશી એ મૃગને દીસે ના,
પિછાન જૂની સ્થલની નકી આ;
નમાવી શૃંગો ચળ પીઠમાં કરે,
યથેચ્છ પર્ણો તરુનાં જરા ચરે.

ઊડી રહ્યો છે જલનો ફુવારો,
હોજે તરે રંગીન માછલીઓ;
ત્યાં કાન માંડી મૃગ તે ઢળે છે,
જરા નમીને જલ એ પીએ છે.

પાસેથી ત્યાં તો સ્વર દિવ્ય આવ્યા,
વાયુ તણી લ્હેર મહીં ગૂંથાયા,
કૂદી ઉમંગે ચમકાવી કર્ણો,
સ્વરો ભણી એ મૃગ દોડતો ગયો.

હીંચકે ખાટમાં બેઠી કુંજમાં દિવ્ય સુંદરી,
બીનની મીંડ મીઠીમાં એ છે છેક ગળી ગઈ.

દીસે અંગો નાનાં હૃદયમય કે તાનમય શાં,
લતા શા ડોલે છે કટિ ઉપરના સૌ અવયવો;
અહા! કાળા ઝૂલે કમર પર એ વાળ સઘળા,
દીસે તારા જેવાં ચકચકિત શાં સ્નિગ્ધ નયનો.

મળી છે શું આંહીં જગત પરની સૌ મધુરતા,
અહીં વેળાનું ના કરવત ઘસાતું નકી હશે;
ગ્રહો, તારા, ભાનુ, જરૂર ક્ષણ આંહીં અટકતા,
સ્વરોની દેવીનાં નમી નમી અહીં દર્શન કરે!

દૂરથી આવતો દોડી વ્હાલો એ મૃગ જોઈને,
કન્યા તે હસ્ત લબાવી હેતથી આવકાર દે

આનંદભીના નયને નિહાળી,
પપાળતી તે મૃગને કરેથી,
દાસત્વ મીઠું મૃગમા દીસે છે,
પ્રેમાળ ભીના નયને વસે છે

પછી વીણાતારો મધુર સ્વર દૈવી જગવતા,
હવામા નાચતી સ્વરથી કઈ મૂર્તિ ખડી કરે,
જડી જાણે રાખે નયન મૃદુ કન્યા મૃગ પરે,
અને એ ચ્હેરામા નવીન કઈ ભાવો પલટતા

મૃગેયે ભાસે છે વશ થઈ જતો કે ગળી જતો,
જરા ડોલે શૃગો વળી અરધ મીંચ્યા નયન છે,
નિસાસા લેતો એ મૃગ હૃદય જાણે ઠલવતો,
અને કન્યાશિરે રસમય અભિષેક કરતો

અહો ! ક્યારે ક્યારે થનનથન નાચી કૂદી રહે,
વળી એ કન્યાના ધડીક પદ ચાટે જીભ વડે,
ફરે વીણા તેવા હૃદય, નયનો અગ ફરતા,
દીસે બને આત્મા અનુભવી રહ્યા એકમયતા

પ્રભાતકાલે મૃગ આમ આવતો,
વીણા સુણીને વનમા ફરી જતો,
સ્વરો ન મીઠા મૃગ વિણ ઊઠતા
સુખી થતી ના મૃગ વિણ કન્યકા

લગની કો લગાડે છે ઉરોની રસ એકતા,
પશુ આ, માનવી આ, એ કાઈ ભેદ ન પ્રેમને

દિનો કૈ આનદે રસભર ગયા આમ વહતા,
સદા રહેતા ધૂને મધુર સ્વરની આમ દિલ આ,
પ્રભાતે કોઈ એ પથિક ગઢ પાસે અટકતો,
ઘડી સુણી વીણા નિજ પથ જતો આશિષ દઈ

* * *

તહીં ઊગ્યો છે હજુ અર્ધ ભાનુ,
નવીન રંગે નભ છે ભરેલું;
શુકો ઊડે ગીત હજાર ગાઇ,
સહુ સ્થલે છે ભરપૂર શાન્તિ.

ઉદાસ શાન્ત સ્વર બીન છેડે,
ઉદાર ભાવો મૃગનેત્ર રેડે;
મચી રહી આર્દ્ર સ્વરોની હેલી,
મહાન આનંદની રેલ રેલી.

અરરર સુસવાટો થાય ત્યાં બાગમાં કૈં,
અરર! મૃગ બિચારો ઊછળીને પડે છે!
થર થર થર ધ્રૂજે કન્યકા ત્રાસ પામી,
શિથિલ કર થતાં એ બીન તૂટે પડીને.

મૃગહૃદય મહીં છે તીર લાગ્યો, અરેરે!
ખળખળ ઢળતું, હા! રક્ત ભૂમિ પરે એ;
નયનજલ વતી એ કન્યકા ઘા ધુએ, ને
મૃગ તરફડ થાતો હાંફતો શ્વાસ લે છે.

મીંચાઇ એ જાતાં નયન દરદે બે ક્ષણ, અને
ઘડી કન્યા સામે રુદનમય એ શાં નીરખતાં!
અરે! છેલ્લે યાચે નિજ પ્રિય કને એક નઝરે,
વદે છે કૈં આવું નયન મૃદુ ચોંટી રહી હવે:

'કરીને શીર્ષનું તુમ્બું, નેત્રની નખલી કરી,
બજાવી લે, બજાવી લે, તારું બીન હજી હજી!
કૃપા હોજો, દયા હોજો, પ્રભુની બીનની પરે!
અનુકૂળ સ્વરો મીઠા હજો આ તુજ હસ્તને!'

કન્યા બિચારી દુખણી થઇને,
એ શીર્ષ ખોળે મૂકતી રડે છે;
ત્યાં પાછળેથી નર કોઇ આવે,
વાત્સલ્યભાવે વદતો જણાયે:

'અયિ પુત્રી ! શિકારી તો પાપી છે તુજ આ પિતા,
ભૂલી જા એ, બજાવી લે તારુ બીન હવે જરા !'

હૃદય સ્થિર નથી એ કન્યકા બાપડીનુ
નજર નવ કરે તે, કોણ આવ્યુ ન આવ્યુ,
પણ દૃઢ થઇ અન્તે અશ્રુમા તે ગળન્તી,
દરદમય છતા એ કાઇ મીઠુ લવે છે

'તુમ્બુ તૂટી પડ્યુ, અરે ! જિગરના ચીરા થયા છે, પિતા !
રે ! આ સાભળનાર ના જગતમા, એવુ થયુ છે પિતા !
વીણા બન્ધ થયુ, સ્વરો ઊડી ગયા, ખારી બની ઝિન્દગી,
સાથી ના જગમા રહ્યો ! પ્રભુ તણી આશિષ એવી મળી !

મૃત્યુને વશ આ કલા થઇ ગઇ ! હુવે બની મૃત્યુની,
આ સસાર અસાર છે, અહહહા ! એ શીખ આજે મળી,
વ્હાલા, હાય, અરે અરે ! જગતમા વ્હાલા ઉરે ચીરતા !
ભૂલોની જ પરપરા જગત આ, આ એવુ દીસે છે, પિતા !

ક્યા શ્રદ્ધા ! અહ ! પ્રેમ ક્યા ? જગત આ આખુ અકસ્માતનુ,
જે પ્યાલુ મૃગને મળ્યુ મરણનુ તે હુય માગુ, પ્રભુ !
જોઇ બે ઘડી આ લઉ મૃગ અને વીણા તૂટેલુ, પિતા !
એ નિર્માણ અનન્તના જલ મહીં ડૂબુ પછી હુ, પિતા !'

* * *

દિનો કૈ કન્યાના દરદમય, ઓહો ! વહી ગયા,
ક્યાઁ છે એ ગાત્રો, મુખ પણ ક્યુઁ છેક જ અરે !
હવે જો કોઇ એ પથિક ગઢ પાસે અટકતો,
શિલા ત્યા આ વાચી કઇંક દુખમા તે ડૂબી જતો

'કલા છે ભાજ્ય મીઠી તે ભોક્તા વિણ કલા નહીં,
કલાવાન કલા સાથે ભોક્તા વિણ મળે નહીં !'

◻

## સ્મૃતિ

દિન એક ગયાં, પછી લાખ ગયા,
શિરમાં પળિયાં પણ આવી ચૂક્યાં !
ઉરનું જળવુંય શમી જ જશે,
પણ તે ચટકું ફરી ક્યાં મળશે ?

દિનરાત સદાય જળ્યાં કરવું !
સહતાં સહતાં પણ કેમ સહું ?
સહશું રડશું, જળશું, મરશું,
સહુ માલિકને રુચતું કરશું !

કંઈ બાકી રહ્યું ? હરિ ! યાચી લઉં !
ન સુકાવ ભલે જલ નેત્ર તણું;
પણ તે દિલને વિસરાવીશ ના;
સ્મૃતિ તે રહી તો દુઃખ લાખ ભલાં !

❐

## જન્મદિવસ

ત્રેવીશ વર્ષ મહીં સ્વપ્ન અનેક વીત્યાં,
વીતી અનેક દુઃખનીય પરમ્પરા ત્યાં,
શું એટલો જ ઇતિહાસ હશે અમારો ?
શું લ્હાણ કાળની મળી બસ એટલી જ ?

યોગો બધા મુજ બહુ પણ જીર્ણ ભાસે,
ને આ હવે હૃદય વૃદ્ધ થતું દીસે છે;
બેચાર જન્મદિવસો વહી કાળ જાશે;
ને મૃત્યુની જલદ પાંખ સમીપ થાશે.

મેં પ્રેમમાં તડફતાં મમ શાન્તિ ખોઈ,
આનંદની મધુર પાંખ ન ક્યાંય જોઈ !
હૈયું કહે, 'જીવિત એમ જશે જ રોઈ',
શું લ્હાણ કાળ ધરશે બસ એટલી જ ?

ક્યારે ન શુ અનુભવો મુજ સકળાશે?
શુ મૃત્યુ પાછળ નહીં ગતિ કાંઇ થાશે?
મૃત્યુ જ કાજ ઉર શુ દુખ આ સહે છે?
તો જિન્દગી ન જીવવા સરખી દીસે છે!

આજે જ ઝેર મધુરુ કરી કા ન પીવુ?
સાચુ જ હો મરણ તો ક્યમ આમ રોવુ?
શુ જે પછી અનુભવો કડવા સહીને?
આ જિન્દગી ન જીવવા સરખી, અરેરે!

આ જિન્દગી દુખભરી મુજને મળી કા?
માગી હતી નવ, અને નવ રાખવી છે!
શ્રદ્ધા રહી રસ મહીંય કશી મને ના,
અન્ધાર-મૃત્યુ મધુરુ મધુરુ દીસે છે!

અન્ધાર-મૃત્યુ મધુ, તો કડવો ઉજાસ,
ને સ્વપ્ન ના જીવિત, તો નકી સ્વપ્ન મૃત્યુ,
છે રાત્રિનો દિવસ કે દિનની નિશા છે?
શુ હુ હઇશ બસ એક જ સ્વલ્પ સ્વપ્નુ?

કે હુ અનન્ત યુગનો તરનાર યોગી,
જાનાર જે હજુ અનન્ત યુગો તરીને,
તે આમ આજ દુખ ને દિનને ગણન્તો,
આહીં પડ્યો, અરર! ચેતનહીન છેક?

હુ સ્વપ્નનો અનુભવી નવ જાણતો કૈં,
શકા પરતુ મુજને મુજ સ્વપ્નમા કૈં,
જીવી શકુ ન સુખથી, મરીયે શકુ ના,
જાણી શકુ જગત છે અથવા નહીં આ

યોગ્ય ના નીરખવુ નીરખે છે,
યોગ્ય ના નીરખવુ નીરખે શે?
જિન્દગી સમજ તો જીવજે, ને
મૃત્યુનો અનુભવે સુખથી લે!

□

# ઇશ્કનો બંદો

જો ઇશ્ક ના તો શું ખુદા? આલમ કરી તોયે ભલે,
જો ઇશ્ક ના તો શું જહાં? એને ખુદાયે શું કરે?

આ કારખાનું ઇશ્કનું જોજો તપાસી ખૂબ ખૂબ,
આ ખેલ ને આ ખેલનારો એક નૂરે-ઇશ્ક છે!

એથી ડરું તો ક્યાં ઠરું? કોને ખુદા મારો કરું?
જ્યાં લાઇલાજી સર્વની ત્યાં કોણ કોને હાથ દે?

રે! ઇશ્કનું છોડી કદમ માગું ખુદા, માગું સનમ!
શું છે ખુદા? શું છે સનમ? એને બીમારી એ જ છે!

ક્યાંયે હશે જો કો ખુદા તો ઇશ્કનો બન્દો હશે,
જો ઇશ્કથી જુદો થશે તો ઇશ્કથી હારી જશે?!

જો હો ખુદા તો હો ભલે! તેની હમોને શી તમા?
છે ઇશ્કથી તો ના વડો, જે ઇશ્ક મારું તાજ છે!

છે ખાક ચોળી છાપ મારી ઇશ્કની જેને દિલે,
દાખલ થતાં તેને બહિશ્તે રોકનારું કોણ છે?

જો કો હમોને વારશે, કોઇ હમોને પૂછશે,
તો ઇશ્કની ફૂંકે હમારી લાખ કિલ્લા તૂટશે!

* * *

ગુલામ થઇ રહેશું સદા પણ બાદશાહી મ્હાલશું,
માલિકના દિલનું કરીને તખ્ત સૂનારા હમે!

હા! લાખરંગી ઇશ્કનું કો એકરંગી જામ છે,
મસ્તાનના મસ્તાન એવું જામ પીનારા હમે!

આવો ભરી પીજો અને એ જીરવી લેજો નશો!
નહિ તો સદા માટે શરાબો સોંપજો પીનારને!

એ તો હમારી માદરે પાપુ હમોને જન્મતા,
ને મોતની મીઠી પથારીમા ભર્યું એ એ જ છે!

એ ઇશ્કની લાલી મહીં લાખો ખુદા ઘેલા બન્યા!
એ લાખમાના એક પણ જુદા જ કે ઘેલા હમે!

J

## શિકારીને

રહેવા દે, રહેવા દે આ સહાર, યુવાન! તુ
ઘટે ના ક્રૂરતા આવી વિશ્વ આશ્રય સન્તનુ

પખીડા, ફૂલડા રૂડા, લતા આ, ઝરણા તરુ,
ઘટે ના ક્રૂર દૃષ્ટિ ત્યા વિશ્વ સૌન્દર્ય કુમળુ

તીરથી પામવા પક્ષી, વ્યર્થ આ ક્રૂરતા મયે,
તીરથી પક્ષી તો ના, ના, કિન્તુ સ્થૂળ મળી શકે

પક્ષીને પામવાને તો છાનો તુ સુણ ગીતને,
પક્ષી તેના પ્રભુ સાથે હૈયામા મળશે તને

સૌન્દર્યો વેડફી દેતા ના, ના, સુન્દરતા મળે,
સૌન્દર્યો પામતા પ્હેલા સૌન્દર્ય બનવુ પડે

સૌન્દર્યે ખેલવુ એ તો પ્રભુનો ઉપયોગ છે,
પોષવુ, પૂજવુ એને, એ એનો ઉપભોગ છે

રહેવા દે! રહેવા દે આ સહાર, યુવાન! તુ,
બધે છે આર્દ્રતા છાઈ, તેમા કે ભળવુ ભલુ!

ם

# હમારી પિછાન

હમે જોગી બધા વરવાં સ્મશાનો ઢૂંઢનારાઓ;
તહીંના ભૂતને ગાઈ જગાવી ખેલનારાઓ!

જહાં જેને કરી મુર્દું કબરમાં મોકલી દેતી,
હમે એ કાનમાં જાદુ હમારું ફૂંકનારાઓ!

જહાંથી જે થયું બાતલ, અહીં તે છે થયું શામિલ;
હમે તો ખાકની મૂઠી ભરી રાજી થનારાઓ!

જહીં જખમો તહીં બોસા તણો મરહમ હમે દેતા;
બધાનાં ઇશ્કનાં દર્દો બધાંયે વ્હોરનારાઓ!

હમે જાહેરખબરો સૌ જિગરની છે લખી નાખી;
ન વાંચે કોઈ યા વાંચે: ન પરવા રાખનારાઓ!

ગરજ જો ઇશ્કબાજીની, હમોને પૂછતા આવે;
બધાં ખાલી ફિતૂરથી તો, સદાયે નાસનારાઓ!

જહીં સ્પર્ધા તણી જગની દખલ ના પ્હોંચતી ત્યાં ત્યાં
જમીં ને આસમાનોના દઝા ઉડાવનારાઓ!

ગમે તે બેહયાઇને દઇ માથું ધરી ખોળે;
હમે આરામમાં ક્યાંયે સુખેથી ઊંઘનારાઓ!

સનમની બેવફાઈથી નથી સુખ કાંઈ એ ડરતાં;
હમે જાણ્યું, હમે માણ્યું, ફિકરને ફેંકનારાઓ!

જખમથી જે ડરી રૂહેતાં, વગર જખમે જખમ સ્હેતા;
હમે તો ખાઈને જખમો, ખૂબી ત્યાં માનનારાઓ!

બની ઉસ્તાદ આવો તો થશો આંહી તમે ચેલા;
મગર મુરશિદ કરો તો તો હમે ચેલા થનારાઓ!

અમારાં આંસુથી આંસુ મિલાવો, આપશું ચાવી;
પછી ખંજર ભલે દેતાં: નહીં ગણકારનારાઓ!

□

# આપની યાદી

જ્યા જ્યા નઝર મારી ઠરે યાદી ભરી ત્યા આપની,
આસુ મહીંપે આખથી યાદી ઝરે છે આપની!

માશૂકોના ગાલની લાલી મહીં લાલી, અને
જ્યા જ્યા ચમન, જ્યા જ્યા ગુલો, ત્યા ત્યા નિશાની આપની!

જોઉ અહીં ત્યા આવતી દરિયાવની મીઠી લહર,
તેની ઉપર ચાલી રહી નાજુક સવારી આપની!

તારા ઉપર તારા તણા ઝૂમી રહ્યા જે ઝમૂખા,
તે યાદ આપે આખને ગેબી કચેરી આપની!

આ ખૂનને ચરખે અને રાતે હમારી ગોદમા,
આ દમ-બ-દમ બોલી રહી ઝીણી સિતારી આપની!

આકાશથી વર્ષાવતા છો ખજરો દુશ્મન બધા,
યાદી બનીને ઢાલ ખેચાઈ રહી છે આપની!

દેખી બૂરાઈ ના ડરુ હુ, શી ફિકર છે પાપની!
ધોવા બૂરાઈને બધે ગગા વહે છે આપની!

થાકુ સિતમથી હોય જ્યા ના કોઇ ક્યાયે આશના,
તાજી બની ત્યા ત્યા ચડે પેલી શરાબી આપની!

જ્યા જ્યા મિલાવે હાથ યારો ત્યા મિલાવી હાથને,
અહેસાનમા દિલ ઝૂકતુ, રહેમત ખડી ત્યા આપની!

પ્યારુ તજીને પ્યાર કોઈ આદરે છેલ્લી સફર
ધાવાઈ યાદી ત્યા -ડાવ છે જુદાઈ આપની!

રોઉ ન કા અ રાહમા બાકી રહીને એકલો?
આશકોના રાહની જે રાહદારી આપની!

જૂનુ નવુ જાણુ અને રોઉ હસુ તે તે બધુ,
જૂની નવી ના કાઈ તાજી એક યાદી આપની!

ભૂલી જવાતી છો બધી લાખો કિતાબો સામટી:
જોયું ન જોયું છો બને, જો એક યાદી આપની!

કિસ્મત કરાવે ભૂલ તે ભૂલો કરી નાખું બધી;
છે આખરે તો એકલી ને એ જ યાદી આપની!

## નિર્વેદ

હવે મારાં દર્દો રસમય પ્રવાહી નવ બને,
ઉરે જામી જામી પડ પર હજારો પડ ચડે;
અરે! નિશ્વાસો એ દખલ કરનારા થઈ રહ્યા,
હવે તૂટે તૂટે મુજ જિગરના ઘાય પડદા.

ગયા એ અશ્રુના મધુર સઘળા ભાવ શિશુના;
હતા તે ના ભાસે રુદન કરવાને મૃદુ સખા;
ન દેખું સંસારે નયનજલ માટે સફળતા,
કહીં દૃષ્ટિ નાખું? સહુ ગમ ભરી એ કલુષતા!

કવિતા ગાવાને મુજ હૃદયને ના મન રહ્યું,
તહીં ગાતાં પૂરું કદી પણ નથી અંતર ઠર્યું;
જનોની ભાષામાં જગતવિષનો ગંધ પ્રસર્યો,
ન શબ્દે કો પૂરો કદી પણ મળ્યો માર્દવભર્યો.

ન ભાવે, તારાને ઉદધિ નહીં, વા આ તરુ નહીં,
ભરી ભાસે ત્યાંયે કપટ-ચતુરાઈ જન તણી;
ન કોઈ ઠેરે છે મૃદુ હૃદયની વાત સુણવા,
ભરેલી છે વિશ્વે કઠિન સઘળે ગ્રામ્યમયતા.

ગયો આંહી ને ત્યાં ગરલ નિજ નાખી સરપ કો,
વિસામાને માટે જરીય અપવાદે નવ ઠર્યો;
નશા ઝેરીમાં આ જગત સઘળું છે લથડતું,
ન અર્પાતું પૂરું - કંઈ કંઈ બધે ખાનગી રહ્યું.

મને તે આ શાને રુધિર-નસ-અસ્થિમય ઘડ્યો?
અરે! એવામાં શું રુદન કરતો આ રસ કર્યો?
ન જાણું ક્યાં બેસું? સમજણ નહીં, ક્યાં શિર ધરું?
અરે ના જાણું હું ક્યમ, શું, કરવું આ ઉર તણું?

⌴

# સનમને

યારી ગુલામી શુ કરુ તારી? સનમ!
ગાલે ચૂમુ કે પાનીએ તુને? સનમ!

તુ આવતા ચશ્મે જિગર મારું ભરે,
જાતા મગર શુ શુ કરી રોકુ? સનમ!

તુ ઇશ્ક છે, યા મ્હેરબાની, યા રહમ?
હસતા ઝરે મોતી લબે તે શું? સનમ!

મેદી કદમની જોઈ ના પૂરી કદી;
આવી ન આવી એમ શુ થાતી? સનમ!

તારી સવારી ફૂલની ક્યા ક્યા ફરે?
તેનો બનુ ભમરો બની શુ શું? સનમ!

જાણે વીંટાઈ ઝુલ્ફમા છૂપી રહુ!
તાકાત ના દીદારમા રૂહેતી, સનમ!

છે દિલ્લગીનો શોખ કે તુને નહીં!
તો આમ કા? કા બોલ ના આવી? સનમ!

જોઈ તને આખો નકામી આ બધે,
કોડી દઉ પૂરી તને આખે? સનમ!

આ ચશ્મની તુને ચદર ખૂચે નકી,
કોને બિછાને તુ સદા પોઢે? સનમ!

આપુ જિગર તોયે ન તુ ત્યા શુ તને?
માલેક આલમના જિગરની તુ, સનમ!

તુને કહુ હુ યાર તો ગુસ્સે નહીં;
તોયે હસે છે દૂરની દૂરે! સનમ!

તુને કહુ આવિન્દ તો રીઝે નહીં!
ત્યાયે હસે તુ દૂરની દૂરે! સનમ!

## સનમની શોધ

પેદા થયો છું ઢૂંઢવા તુંને, સનમ!
ઉંમર ગુઝારી ઢૂંઢતાં તુંને, સનમ!

છે દુશ્મનો લાખો ભુલાવા રાહને,
દુશ્મન બનાવી યાર અંજાયો, સનમ!

ગફલત મહીં હું, ઝાલિમો કાબિલ એ;
જુદાઈ યારોની મઝા એને, સનમ!

જે રાહદારીમાં અમોને લૂંટતું,
ઉમેદ બર આવો નહીં એની, સનમ!

તારી મદદ કોને હશે, માલૂમ નહીં;
શું યારના દુશ્મન સહે યારી? સનમ!

પાંચે નમાજે ઝૂકતાં તારે કદમ,
આડા ફરે છે બેખુદાઓ એ, સનમ!

છો દમબદમ ખંજર રમે તારું દિલે;
કાફર તણું કાતિલ ખેંચી લે, સનમ!

તું માફ કર, દિલદાર, દેવાદાર છું;
છે માફ દેવાદારને મારા, સનમ!

કાંઈ નઝરબક્ષી થવી લાઝિમ તને;
ગુઝરાનનો ટુકડો ઘટે દેવો, સનમ!

પેદા થઈને ના ચૂમી તારી હિના;
પેદા થયો છું મોતમાં જાણે, સનમ!

શાનો કસે છે મુફ્ત આ લાચારને?
દાવો સુનાનો છે હમારો ના સનમ!

પથ્થર બની પેદા થયો છું પ્હાડમાં,
છું ચાહનારો એય તુંથી છું, સનમ!

❑

## એકલો હું

જ્યોત્સ્ના ચોપાસે રેલે છે,
ચોપાસે તારા ખેલે છે,
શાન્ત નિશા ગાતી ચોપાસે
કો મારી પાસે ?

જે આ આંસુમાં ન્હાનારું,
જ્યોત્સ્નામાંથી રસ પાનારું,
તે તો દૂર થયું થાનારું
શું મારી પાસે ?

૩

## સ્વર્ગગીત

ખોવાયેલાને બોલાવો
સ્વામીનો સંદેશો કહાવો
પગ ધોવાને પાણી લાવો
ખોવાયા માટે
આવો, મ્હેલ ઉઘાડો, આવો
દોરી દોરી દોરી લાવો
આવોને ગાતા સ્વામીને
ખોવાયા સાથે

ભૂખ્યાને ભોજન ખવરાવો
તરસ્યાને દ્રાક્ષાસવ પાઓ
પાથરજો હૈયાં થાક્યાંને
(લાવો) ખોવાયા સૌને !

ના ખોવાયા ના તરસ્યા છે
ખોવાયા ભૂખ્યા-તરસ્યા છે
સાથ તજી એવામાં જાઓ
ખોવાયા લાવો !

□

# મનોજ ખંડેરિયા

જેને માથે તવાઈ છે પાનબાઈ
એને સીધી સગાઈ છે પાનબાઈ

લગની તો લાગી લ્હાઈ છે પાનબાઈ
મન ઊકળતી કડાઈ છે પાનબાઈ

લાંબીલચ ક્યાં પઢાઈ છે પાનબાઈ
આખા અક્ષર અઢાઈ છે પાનબાઈ

જેને મનથી જુદાઈ છે પાનબાઈ
એની ખાલી ખુદાઈ છે પાનબાઈ

પીડ જેને પરાઈ છે પાનબાઈ
એને એની દુહાઈ છે પાનબાઈ

ક્યાં કશું દેવતાઈ છે પાનબાઈ
જે છે તે માણસાઈ છે પાનબાઈ

કોઈ પર ક્યાં ચડાઈ છે પાનબાઈ
લોહી સાથે લડાઈ છે પાનબાઈ

તૂટશે ચરડ કરતી સાચવજો
સાવ કાચી સિલાઈ છે પાનબાઈ

રાખીએ બંધ મુઠ્ઠી સુખ ખાતર
ખોલતાં ક્યાં મનાઈ છે પાનબાઈ

એષણા, માયા, સ્વપ્ન, ઝળઝળિયાં
જિંદગી ચારપાઈ છે પાનબાઈ

નિત્ય નવનીત નવલુ ઊતરે છે
એની રટણા રવાઇ છે પાનબાઇ

જીભ છે ઝેરી, ચૂપ થઇ જાજો
ભાષા ભૂંડી ભવાઇ છે પાનબાઇ

વાણીની મીઠી પરબુ માંડે તે-
સાધુ-સંતો કે સાંઇ છે પાનબાઇ

વ્યાસ ને વાલ્મીકિથી ઊતરી છે
આ પીડા વારસાઇ છે પાનબાઇ

એક સાચી કવિતા જન્મે તો
વિશ્વ માટે વધાઇ છે પાનબાઇ

ઝાકળના જેવી જાતને ધારી છે પાનબાઇ
ફૂલો ઉપરથી એને નિતારી છે પાનબાઇ

જેવી છે એવી વાત સ્વીકારી છે પાનબાઇ
ઓછી નથી કરી, ન વધારી છે પાનબાઇ

બાજી બગડતી થોડી સુધારી છે પાનબાઇ
આવડતુ એવી ગૂંચ સવારી છે પાનબાઇ

જાણી લો પાછી કોક દિવસ આપવાની છે
આ જિંદગી તો એની ઉધારી છે પાનબાઇ

પકડાવો એને પાસા પિયુજીના નામના
આ જીવ નાતે-જાતે જુગારી છે પાનબાઇ

સમજી વિચારી મેળવો તુંબડાના તારતાર
આ શ્વાસ સાવ ઝીણી સિતારી છે પાનબાઇ

મૂકયો અલખની લ્હેર્યું ઉપર સ્હેજ પગ જરા
ત્યાં તો પવનથી તેજ સવારી છે પાનબાઇ

વાણી તો વ્હેતું નીર છે પાનબાઈ
એ જ ગંગાનો તીર છે પાનબાઈ

આપણી અસ્તિ એ તો આંકેલી
જળ ઉપર એક લકીર છે પાનબાઈ

રાજવી જેઓ ખાલીપાના છે
એ જ સાચા અમીર છે પાનબાઈ

પંડ પોતે જ એક તકિયો છે
માંહ્ય બેઠેલો પીર છે પાનબાઈ

વાગતું જેને તે થતું ઝળહળ
તેજ પાયેલું તીર છે પાનબાઈ

આપણા વંશ-વડલે હર ડાળે
નરસિંહ-મીરા-કબીર છે પાનબાઈ

શબ્દ વીંટીને જાત ઢાંકી છે
આપણું આ મલીર છે પાનબાઈ

❑

ચાખી ચાખી શબરી પેઠ
શબ્દ ધરું છું એંઠા-એંઠ

નભ પડશે તો? ચિંતા લઈને
બેઠાં છીએ નભની હેઠ

સપનાં વ્હોરી ઘંટી દળિયે
અમને વ્હાલી છે આ વેઠ

એકે' પગલું ના માંડીને
પ્હોંચી જાશું ઠેઠોઠેઠ

હૂંડી સમજી ગઝલ સ્વીકારી
તું મારો છે શામળશેઠ

❑

આ સીધી વાટ છોડીને ચાલ્યો જવાનો સાવ
શબ્દો સપાટ છોડીને ચાલ્યો જવાનો સાવ

આ ચાકડેથી ઘટને ઉતારી વિખેરીને
માટી અઘાટ છોડીને ચાલ્યો જવાનો સાવ

જાણુ છુ મારી માલમત્તા માહ્ય છે છતા
ખુલ્લો કબાટ છોડીને ચાલ્યો જવાનો સાવ

ખાલી કડાનો કાળો કિચૂડાટ રહી જશે
હિંડોળા-ખાટ છોડીને ચાલ્યો જવાનો સાવ

મનગમતી અહીંની ધૂળમા ચાદર રજોટી મે
એ મેલી-દાટ છોડીને ચાલ્યો જવાનો સાવ

તુ છેતરી લે તોલમા, પણ ભાવ બે ન રાખ
નહીંતર હુ હાટ છોડીને ચાલ્યો જવાનો સાવ

સમૃદ્ધિ આ અખડ દીવાની તને દઈ-
ઘર ઝળહળાટ છોડીને ચાલ્યો જવાનો સાવ

કલ્પનામાં માત્ર સમજી ચોર જોયો છે તમે
કોઈ દિ' ક્યાં એને ચારેકોર જોયો છે તમે?

કુંડલોની જેમ કાયમ કાનમાં શોભ્યો હતો
એ ઝળકતો લય-ભીનો કલશોર જોયો છે તમે?

વૃક્ષમાં થાતી વસંતો હલચલો નોંધી કદી?
માત્ર આંબા-ડાળ પરનો મ્હોર જોયો છે તમે?

જે ઉઝરડા અણદીઠા કંઈ દઈ ગયો ચ્હેરા ઉપર
કોઈ પણ આકાર-હીણો ન્હોર જોયો છે તમે?

ખાંગી થઈ વરસી પડી છે એક ઘટના ધોધમાર
મેઘ જીવનમાં ચડ્યો ઘનઘોર જોયો છે તમે?

ભીંત ફાડી પીપળો ઊગતો તમે જોયો હશે
છાતી ફાડી મ્હોરતો ગુલમ્હોર જોયો છે તમે?

ક્યાં શમા સામે મુકાતી? ક્યાં તરન્નુમ, ક્યાં ગઝલ
એ દમામો, દબદબાનો દોર જોયો છે તમે?

□

અસ્તના રંગે ડૂબેલી યાદ પણ શું ચીજ છે
દોસ્ત, ઢળતી સાંજનો અવસાદ પણ શું ચીજ છે

સેંકડો બાંધેલ સાંકળ જેમ ખેંચે છે મને
જે તમે ના દઈ શક્યા એ સાદ પણ શું ચીજ છે

તોડી નાખે છે રગેરગને ચીરી નાખે ત્વચા
લોહીમાં એક નામનો ઉન્માદ પણ શું ચીજ છે

એકલું લાગ્યું નથી ક્યારેય પણ એકાંતમાં
આ મનોમન ચાલતો સંવાદ પણ શું ચીજ છે

ખોતરે છે જન્મ ને જન્માંતરોની વેદના
આ અષાઢી રાતનો વરસાદ પણ શું ચીજ છે

'મૃત્યુ' જેવા માત્ર ટૂંકા એક શબ્દે તે કર્યો–
જિંદગીના કાવ્યનો આસ્વાદ પણ શું ચીજ છે

એ બની રહી આજ પર્યંત મારી સર્જકતાનું બળ
કોઈએ મૂંગી દીધેલી દાદ પણ શું ચીજ છે



દીર્ઘ નાટક છે- એકપાત્રી છે
કેમ ભજવું કે ટૂંકી રાત્રિ છે

હું જ જાણે અખૂટ રસ્તો છું
મારી અંદર અનંત-યાત્રી છે

જિંદગીથી તું મોક્ષ માગે પણ-
જિંદગી પોતે મોક્ષ-દાત્રી છે

આંચ એને કશી નહીં આવે
વેદના મારી સ્વર્ણ-ગાત્રી છે

કાલ કોનો અવાજ ટકવાનો
કોને સંપૂર્ણ એની ખાત્રી છે

ઉંબરે કોઇ માળી આપી જાય
શ્વાસ પૂજાની ફૂલ-પાત્રી છે

કોઇ મારું ભવિષ્ય શું લખશે
મારે માટે કલમ વિધાત્રી છે

□

નભની માફક તું ગોરંભ
વરસી જાશે તારો દંભ

અંત બધા અક્ષરનો આવે
ત્યાંથી કરવો છે આરંભ

તું શ્રોતા- તું વક્તા- તારી
તું જ કથા કહી દે વિશ્રંભ

કોઇ ન ફાવ્યું ખીલા ખોડ્યે
ખુશ્બૂને તું કાં ખોરંભ

રૂપ જુઓ મહીં, ના ડ્હોળો રે-
મન-જળ માંડ થયું છે થંભ

કઇ મોજડિયું પ્હેરી કીડી
ચાલી રહી છે અગ્નિ-સ્તંભ

દોસ્ત, ગઝલ તો બીજું શું છે
ખાલીપામાં ખોડ્યો ખંભ

□

ખાઈ વાદળની ઠેશ ચોમાસુ
લ્યો કરે શ્રીગણેશ ચોમાસુ

આપણે નિત ભીનાભીના લથબથ
આપણો પ્હેરવેશ ચોમાસુ

બાથમા લઈ લે જઈને ખેતર તુ
બેઠુ છે તારે દેશ ચોમાસુ

જાત છત્રીથી ઢાકી ફરતા સહુ
હુ કરુ કોને પેશ ચોમાસુ

ખોલીને મેઘદૂત વાચ્યા કર
હાથવગુ છે હમેશ ચોમાસુ

લ્યો ગયા વીજ - વાયુ - છાલક સહુ
રહી ગયુ આખે શેષ ચોમાસુ

મન મૂકીને ગઝલમા વરસ્યો છુ
ક્યા દીધુ ઓછુ લેશ ચોમાસુ

□

સૃષ્ટિ ક્યાં લાલ લાલ થઈ ગઈ છે
માત્ર દૃષ્ટિ ગુલાલ થઈ ગઈ છે

કાળના કાળ-ઝાળ ઘા સામે
આ સ્મૃતિ આડી ઢાલ થઈ ગઈ છે

વાત મ્હેકે છે એમાં મનગમતી
પુષ્પ જેવી ટપાલ થઈ ગઈ છે

એક પીંછું અડ્યું અમસ્તું ને-
મનમાં ધાંધલ-ધમાલ થઈ ગઈ છે

થઈ ગયા ખાલી સાવ કારણ વિણ
જિંદગી માલામાલ થઈ ગઈ છે

કાલ વરસાદ બહુ પડ્યો રાતે
મ્હેકથી માટી ન્યાલ થઈ ગઈ છે

છાઈ ગઈ ત્રણ કદમથી ભાષા પર
આ ગઝલ પણ સવાલ થઈ ગઈ છે

□

ગાય ગઝલ, નિત ગૂંજે બંદા
નિત ઓચ્છવને નિત આનંદા

આંખે અડકયું ચોમાસું ને--
છલકે મંદાક્રાંતા છંદા

તેજ તણી શી લીલા ભીંતે
થાતા પડછાયા પડછંદા

અક્ષર અક્ષર એમ તરે તું
જેમ સરોવરજળમાં ચંદા

ખેલ સકળ નયનોનો ખાલી
કુછ નહીં સુંદર-કુછ નહીં ગંદા

અડચણ નડતર કૈં ના આડું
ખાલીપાના છે ખેલંદા

મારે નયને આવી અટક્યા
તળના પાણીના પરખંદા

ખલક ફલકમાં ફક્કડ ફિરતું
ફોડ ફિતૂર ફરેબી ફંદા

શબ્દ અમારી તક્ષશિ
કવિતાને સમજ્યા

□

કનાતોથી હુ ખડિત થઇ ગયો છુ શ્હેરમા આવી
હુ મારામા વિભાજિત થઇ ગયો છુ શ્હેરમા આવી

મને પ્રશ્નો ભરી નજરે નિહાળે છે બધા રસ્તે
હુ જાણે અર્થ ગર્ભિત થઇ ગયો છુ શ્હેરમા આવી

સતત પ્હેરી છે વીંટી પણ નથી વીંટી હુ ઓળખતો
સ્મરણથી સાવ શાપિત થઇ ગયો છુ શ્હેરમા આવી

ભીતરથી તૂટીને વેરાઇ બેઠો છુ અહીં ને ત્યા--
ઉપરથી બહુ વ્યવસ્થિત થઇ ગયો છુ શ્હેરમા આવી

હવે પોપટની કોઇ ડોક મરડે એ પ્રતીક્ષા છે
બની પથ્થર હુ સ્થાપિત થઇ ગયો છુ શ્હેરમા આવી

મને બુઝાવી દેતી ચાપ છે બીજાના હાથોમા
હુ કેવો પરપ્રકાશિત થઇ ગયો છુ શ્હેરમા આવી

ખબર છે મૂળ સોતો એક દિ' ઊખડી જવાનો છુ
ઉધઇનો એવો આશ્રિત થઇ ગયો છુ શ્હેરમા આવી

હુ બોલુ તો મને લાગે કે આ મારા જ શબ્દો છે?
હુ મારા સ્વરથી વચિત થઇ ગયો છુ શ્હેરમા આવી

□

આ વિરહમા શ્વાસ ભરવાની સજા
ઝાઝવામા જાણે તરવાની સજા

મ્હેકવુ એ પણ ગુનો સમજીને તે
ફૂલને આપી છે ખરવાની સજા

હોય શુ આથી સજા મોટી બીજી
સાહસિકને દીધી ડરવાની સજા

એક પળ ભીના થવાની ભૂલ થઇ
ને મળી કાયમ નીતરવાની સજા

સત્યના પંથે વળાવ્યો તેં ભલે
આપજે મા પાછા ફરવાની સજા

ગાળિયો છે ફાંસીનો પળપળ બધી
દીધી લાખો વાર મરવાની સજા

મોકલીને અહીં કવિરૂપે, દીધી-
કયો ગુનો રૂપાળો કરવાની સજા



ઘડી નિરાંત નથી, હર ઘડીએ રોક્યો છે
હું ક્યાંથી આવી શકું-- જિંદગીએ રોક્યો છે

બધા જ રાહ જુએ ક્યારના વિસામા પર
મને ખબર નથી-- કોની ગલીએ રોક્યો છે

કદી ન રોકી શકી આ ફૂલોની સમૃદ્ધિ
મને તો માળીની આ સાદગીએ રોક્યો છે

બધાને એમ થતું નીકળ્યો છું આગળ પણ
ખરું જો પૂછ, જીવનની ગતિએ રોક્યો છે

તમારા તર્કના સામ્રાજયમાં વસી જઉં પણ
લીલેરી લાલ-લચક લાગણીએ રોક્યો છે

બધાની એ જ છે ફરિયાદ : બ્હાર આવું ના
ભીતરની ખુશ્બૂ-ખલકની ખુશીએ રોક્યો છે

બધું જ થંભી ગયું લોહી સાંજે ઝાલરમાં
કે કોઇ હાથે ઘતી આરતીએ રોક્યો છે

વધે ન પંક્તિઓ તારા અભાવમાં આગળ
સમયના છંદની આ દૃઢ યતિએ રોક્યો છે



મૌગ્ધ્ય ચોપાસ સાચવી રાખો
કાવ્યનો શ્વાસ સાચવી રાખો

બીજી ઝળહળની ક્યા જરૂરત છે
સાધ્ય અજવાશ સાચવી રાખો

ઊકલી જાશે બધા જ પ્રશ્નો
થોડો વિશ્વાસ સાચવી રાખો

તૂટવા દે ન તુ અરીસાને
આછો આભાસ સાચવી રાખો

આવશે કામ જિંદગીમા બહુ
આસુ નિશ્વાસ સાચવી રાખો

ખૂબ ભરચક કદી થવા માટે
ખાલીપો ખાસ સાચવી રાખો

લાગશે કામ બીજી ગઝલોમા
જે બચ્યા પ્રાસ સાચવી રાખો

જરાય દોસ્તો ખબર નથી કે
અમોને શાની સજા મળી છે
કશુય ત્હોમત નથી જ તો પણ
વગર ગુનાની સજા મળી છે

વિનમ્ર થઈને કદાપિ એકે
કરી ન ફરિયાદ જિંદગીમા
રહીરહીને ખબર પડી કે
ન બોલવાની સજા મળી છે

ઘણીય વેળા ઊભા રહ્યા તો
અશક્ત માની હટાવી દીધા
ઘણીય વેળા સમયથી આગળ
વધુ થવાની સજા મળી છે

અમારા ઘરમા અમારા અવસર
ઉપર નિમત્ર્યા બધાને કિંતુ
હવે અમારી સભાણી અમને
વહ્યા જવાની સજા મળી છે

સમજ હતી ક્યા અમોને એવી
પૂરી દીધો છે શીશામા જિનને
રમતરમતમા જ બધ બૉટલ
ઉઘાડવાની સજા મળી છે

આ છે ફાટેલ જામ, છોડી દે
એ નથી તારું કામ, છોડી દે

કાંચળી જેમ દિવસો ખંખેરી
જે વીત્યું તે તમામ છોડી દે

ક્યાંથી મળશે મહકતો જન્મારો
મ્હેકનો કાં મુકામ છોડી દે

બુદ્ધ થાવા ન છોડ સઘળું તું
થઈ શકે માત્ર નામ છોડી દે

એક પગલું જ ભર, જે ચોખ્ખું હો
ધૂંધળી દોડધામ છોડી દે

સ્નેહના શબ્દનું વિમોચન શું
ભરબઝારે લિલામ છોડી દે

આવશે એ વળગતો કરગરતો
શબ્દને તું સલામ છોડી દે

□

દુઃખ ભૂલી જા--દીવાલ ભૂલી જા
થઈ જશે તુંય ન્યાલ, ભૂલી જા

જીવ, કર મા ધમાલો, ભૂલી જા
એનો ક્યાં છે નિકાલ, ભૂલી જા

જો સુખી થઈ જવું હો તારે તો
જે થતા તે સવાલો ભૂલી જા

મૌન રહી મિત્રતાનું ગૌરવ કર
કોણે ચાલી'તી ચાલ, ભૂલી જા

રાખ મા યાદ, ઘા કર્યો કોણે
તું બન્યો કોની ઢાલ, ભૂલી જા

ઘેર જઈ ધોઈ નાખ પ્હેરણ તું
કોણે છાંટ્યો ગુલાલ, ભૂલી જા

રાસ તારે નીરખવો હોય ખરો
કર બળ્યો કે મશાલ ભૂલી જા

બે લખી ગઝલ -- મોથ શું મારી
તારી ક્યાં છે કમાલ, ભૂલી જા.

┘

અન્ય ખપે ના મારે છત્ર
મારા માથે હાથ સહસ્ત્ર

ચાહે ત્યાથી વીણી લેજે
હુ વેરાયો છુ સર્વત્ર

રગરગમા નભગગા વ્હેતી
લોહીમા તરતા નક્ષત્ર

ઉપર તળે સઘળુ સોસરવુ
અત્રે આપી લઈ લે તત્ર

સ્વચ્છ શરદ જીવતરની આવી
પૂર્ણ થયુ ચોમાસુ-સત્ર

જાત થયેલી વેરણ છેરણ
ગઝલોમા કરતો એકત્ર

નામ 'મનોજ' ચડાવો શિવને
ત્રણ અક્ષરનુ બીલીપત્ર

❏

હલબલે છે ધરા, પ્યારનું કેન્દ્ર જ્યારે ખસી જાય છે
શેષનાગે ઝીલ્યા ભારનું કેન્દ્ર જ્યારે ખસી જાય છે

ઘાટ ઘડતર નહીં-- કોઈ માણસ નહીં-- કોઈ ઈશ્વર નહીં
રૂપ રંગો ને આકારનું કેન્દ્ર જ્યારે ખસી જાય છે

આંખ વીંધી શકાતી નથી માછલીની ઊભી ત્રાજવે
અસ્તિના ધનુષ-ટંકારનું કેન્દ્ર જ્યારે ખસી જાય છે

એક ઘડીમાં બધું મ્હેક મ્હેક: એક ઘડીમાં બધું ઝળહળાં
એક ઘડીમાં જ અંધારનું કેન્દ્ર જ્યારે ખસી જાય છે

હરયુગે આવશે તું-- વચનની પ્રતીક્ષા છે પણ કોઈ વાર
વાર પણ લાગે: અવતારનું કેન્દ્ર જ્યારે ખસી જાય છે

માત્ર શબ્દો ઉપર મીટ માંડી શકો: આશ બાંધી શકો
આપણા સર્વ આધારનું કેન્દ્ર જ્યારે ખસી જાય છે

છંદ - શબ્દો - ધ્વનિ - અર્થ - લય - સર્વ તૂટી પડે સામટા
બસ અચાનક ગઝલકારનું કેન્દ્ર જ્યારે ખસી જાય છે

❑

મનોજ ખંડેરિયા
'મૃણાલ', ૯ દાણાપીઠ સોસાયટી
કૉલેજ રોડ
જૂનાગઢ-૩૬૨૦૦૧.

# હરિહર જોશી

## એક ભ્રમ ભાંગ્યાનું ગીત

મને લાગ્યુ પકાયો હુ પાચમા
મોઢુ મચકોડીને બોલ્યા સૌ લોક  'હવે આવી ભ્રમણાઓમા રાચ મા !'

રગભીના ચદરવા નીચે વેરાઇ જતી તાળીઓની હકડેઠઠ ભીડમા
છલકાતી આખમા તુ આવી લપાય જેમ ગભરુ પખી એના નીડમા

મળતા સૌ ચહેરા પર સ્ટીકર છે સ્મિતના, તુ મનગમતા ભાવ બધે વાચ મા
મને લાગ્યુ પકાયો હુ પાચમા

માણસનો મતલબ છે, પાચ-સાત ડૂમા ને પીઠ ઉપર વેદનાના પ્હાડ
હાથવગા શબ્દોની મૂડીથી સૌ કરતા પોતાની સોનલને લાડ

લોહીઝાણ સ્થિતિમા રિબાતા માણસને ફેર નથી દર્પણ કે કાચમા
મને લાગ્યુ પકાયો હુ પાચમા

❑

## ષોડશી અને આયનો

કુંવારા કેશ મારા કોરા કરી હું તો આયનાને ઉખાણાં પૂછતી :
તને શા સારુ નજરુંથી લૂછતી !

રેલાતું રૂપ અને કોળેલી કાયાની મર્યાદા લગરીક સચવાત
તરસી આંખે તું મને પીએ છે, એવું જો જાણત તો થોડી લજવાત

આરપાર મારામાં એવું કૈં ચૂભતું કે પ્રગટે ઇચ્છાઓ ને બૂઝતી...

આણીપા ઘર વચ્ચે આંડો છે ઉંબરો ને ઓલીપા આડી છે ઓસરી
વેંત વેંત ભણકારા એવા તેં રોપ્યા કે ધબકારે તૈડ પડી સોંસરી

એટલી તેં બથ ભરી ઊંડે ડુબાડી કે, મૂંઝારે થરથર હું ધ્રૂજતી...

કુંવારા કેશ મારા કોરા કરી હું તો આયનાને ઉખાણાં પૂછતી :
તને શા સારુ નજરુંથી લૂછતી !

## સાયબાને તમતમતી રીસ કૈં ચઢી !

સાયબાને તમતમતી રીસ કૈં ચઢી...:
ઘેનાળુ આંખોથી પૂછતાં ન લાજે : 'શેં એટલામાં જાગી અલી !'

સાસુજી સત્તાનો દોર ઝાલે હાથમાં ને ખળભળતી પાછલી પડાળ
ઊઠી ને સૂતાં લગ એનું એ કરવાની રોજ રોજ થાતી બબાલ !

ઓસરી ને આંગણમાં હરતાંફરતાં મારા ટાંટિયાની થાય છે કઢી !

ઉમ્મર છે એવી કે ઘરમાં હું એકલી સમજણની કાચી ગણાઉં,
નણદીનું જોબન છે ઊડતું પતંગિયું, હું જોઇ જોઇ મનમાં મૂંઝાઉં

જાય રે ચૂલામાં આખ્ખા ઘરની પંચાત, હું તો હળવેથી ખુદને વઢી !

સાયબાને...



અમે વાવ્યો ઘેઘૂરઘટ્ટ આંબો
કે પડછાયો ઉંબર અડ્યો રે લોલ
હવે શ્રાવણથી ભાદરવો લાંબો
કે પોપચે ડુંગર જડ્યો રે લોલ

લોલ છાતીના ખળભળિયા બૂરજ
કે છાપરે છણકા કર્યા રે લોલ
લોલ સાથળમાં ઝળહળિયા સૂરજ
કે દૂંટીથી તડકા ઝર્યા રે લોલ

અમે દર્પણમાં ઓળઘોળ નાહ્યા
કે કાચના ટીપાં ઊડ્યાં રે લોલ
એવાં દશ્યોને આરપાર વીંધ્યાં
કે ધોધમાર જોણાં ડૂબ્યાં રે લોલ

અમે પાણીડાં ભરવાને હાલ્યાં,
કે શેરીયું આડી પડી રે લોલ
મૂઇ ઓસરીએ બાવડેથી ઝાલ્યાં,
કે કોઇની આંખ્યું લડી રે લોલ

અમે તજન તરાપે બેઠાં
કે દરિયા ક્યાંથી ખૂટે રે લોલ !
તમે ઊતરો કેવટજી હેઠા
કે જળમાં રસ્તા ફૂટે રે લોલ

□

# દર્પણની આ ગલી

દર્પણની આ ગલી, ગલીમાં
મરીચિકાથી મંજાયેલાં મબલખ ઊભાં બિંબ

કોણ જગાડે થપકી દઇને ધિનધિનતાતા, કમાડ પૂંઠે ઝબકી જઇને ધિનધિનતાતા
ચણોઠડીના ડૂમા ચીતરી, કોણ કરી ખિખિયાટા નાચે તાળી દઇને ધિનધિનતાતા

માણસ ઉર્ફે હાડચામનો હરતોફરતો ડિમ્ભ
મરીચિકાથી મંજાયેલાં મબલખ ઊભાં બિંબ

નાસિકાથી નક્ષત્રો લગ હાડમાંસના અંધારામાં ખોબેખોબા ખરીએ
કૈંક યુગોથી થાક્યા પાક્યા શમણાં સેવી સાથળમાં વિસ્તરીએ

સણકા જેવી રાત પડે તો, રાતે રાતે પડછાયા થૈ તરીએ
સદીઓ જેવા દિવસો વેઠી, કો'ક રઝળતી દંતકથા થૈ ફરીએ

કોણ ઊભું દર્પણને દ્વારે ! ધિનધિનતાતા, દર્પણ ખુદ ઊભું અવઢવમાં ધિનધિનતાતા
મોહપાશનાં બાંધી તોરણ બારસાખને, કોણ ફરકતું લાગ્યા દવમાં ધિનધિનતાતા

દર્પણની આ ગલી, ગલીમાં
મરીચિકાથી મંજાયેલાં મબલખ ઊભાં બિંબ



## સાહેબ
(ભજન)

સાહેબ બોલે, હોકારો અમે આપશુ
બાઇજી ઉગમતે પ્હોર અટકળ માપશુ
એવા લખ રે પછાયા પડ્યે જાગશે
અમને ધ્રહકારે સોંસરવા વાગશે

સાહેબ ઊડે, અકાશ અમે આપશુ
બાઇજી આખે ઊંડાણ ઘેરા માપશુ
અમે વેળુ વચ્ચે વીરડા ગાળશુ
અમને તળિયેથી ઉફરા વાળશુ

સાહેબ બેસે, બાજઠ અમે આપશુ
બાઇજી, કઠે ડચુરાને ખાળશુ
અગે અગે વીંઝણા અમે ઢોળશુ
અમને ઉજમાળી રાત્યુમા ખોળશુ

સાહેબ પોઢે, પોઢણ અમે આપશુ
બાઇજી, કાયાના તોરણિયા બાધશુ
જે દિ' આથમતા પ્હોર આપે ડૂબશે
અમને પાપણમા અધારા ચૂભશે

સાહેબ, કોને ભાળુ ને કોને ભૂલતી !
બાઇજી, ફૂલ રે ફૂટે ને ફોરમ ચૂભતી
એવા ઉબર અડકે ને પૂર આવશે
સાહેબ તુબડે તારી ને કાઠે લાવશે



□ (ગીત) *

ડુંગરા હોડે, ગોંમ, અમણોં તડકો થાશે રોંમ, હેંડો ઝટ જઈએ…

વગડાની વાટ્યોમોં મુવો વાદીડો ભટકોંણો જો
કેડી, કોતર ભમતં મુવો મઉવરિયે વેરોંણોં જો

વગડાનું વેરોંન, મારં બાકી કરવોં કોંમ, હેંડો ઝટ જઈએ…

વગડાની વાટ્યોમોં મુવો મણિયારો ભટકોંણો જો
ચુડલી સંગે રમતં મુવો ઓંગળિયે અટવોંણો જો

ડુંગરા હોડે ગોંમ, અમણોં તડકો થાશે રોંમ, હેંડો ઝટ જઈએ…

વગડાની વાટ્યોમોં મુવો દરજીડો ભટકોંણો જો
ગજ કાતરથી રમતં મુવો બખિયામોં બંધોણોં જો

વગડાનું વેરોંન, મારં બાકી કરવોં કોંમ, હેંડો ઝટ જઈએ…

વગડાની વાટ્યોમોં મુવો રંગારી ભટકોંણો જો.
ચુંદડી સાફા રંગતં મુવો પંડે ખુદ રંગોંણો જો

ડુંગરા હોડે ગોંમ, અમણોં તડકો થાશે રોંમ, હેંડો ઝટ જઈએ…

વગડાની વાટ્યોમોં વ્હાલો, ઝળઝળિયે બંધોંણા જો
આડો મારગ લેવા જાતોં, પાઘડિયે પરખોંણા જો

વગડાનું વેરોંન મું તો પડતોં મેલે કોંમ, હેંડો રઈ જઈએ…
(લોકગીત પરથી)

□

## અમે

અમે વેત ભરી અજવાળા ઓલવ્યા
　　　　અલી ! એવા પિયુજીએ ભોળવ્યા

પડછાયા પહેરાવ્યા મેડીની ભીંતોને,
　　　　ભીડ્યા મેં ખુલ્લા કમાડ
આંખોને ભોગવતા શમણાઓ આજ હવે,
　　　　આંખોથી સીધા ચખાડ !

અમે રગરગમાં અંધારા પોરવ્યા
　　　　અલી ! એવા પિયુજીએ ભોળવ્યા

ફૂકડાનું બોલવું સુણે છે છાતીમાં,
　　　　ઢોલિયાના ઝાંઝરને શોધતા
કેમ ખાઉં સોગન કે કેવું આવ્યું મુને,
　　　　ઉંબર ઓળંગીને દોડતા !

અમે વીખરાયા કેશ પાછી ઓળવ્યા
　　　　અલી ! એવા પિયુજીએ ભોળવ્યા

□

## ઝૂલણામાં ઝૂરતો દૂધમલ કવિ

(સ્વગત)

શાહીથી શબ્દને પેખવા બેસીએ
એટલે અર્થના ગર્ભમાં પેસીએ
સ્પર્શની પામરી અર્થમાં પાથરી
છંદની છાતીએ ઠાઠથી બેસીએ

ચળકતાં ચુંબનો હોઠ પર હોલવી
વાંસની ચીપથી વલ્કલો ખેંચીએ

જે મળે એ ક્ષણો ઝૂરશે શ્વાસમાં
એ પછી ડૂબશે સૂર્ય નિશ્વાસમાં
ભૂખરા મૌનના શિલ્પને કોતરી
વૈખરી દૂઝશે શાહીના પ્રાસમાં

ગુંજશે ગુંબજો સ્તબ્ધ થૈ વક્ષના
પર્ણના પુંજથી પુષ્ટ મધુમાસમાં

❑

## વરસ્યાં ફોરાં

વરસ્યાં ફોરાં ને વરસી વાદળી
ઓછી ઉગમણે દેશ, આછી આથમણે દેશ

કૂંપળ કૉળી, કાગળ-કાંગરે
કૂજે કૂણા અણસાર !
થોડી ઘરમાં થોડી ઉંબરે,
ઘેરે પળની વણઝાર !

શમણાં ઓરાં ને આઘી નીંદરું
ફરકી ફોરમને વેશ, ખળકી ખળખળતે કેશ

ઓતરાદો વાયો વેરી વાયરો
વાયો પાછલે પરોઢ
મોર્યા આંબા ને મોરી રાતડી
સેવ્યાં શમણાં કરોડ !

વરસ્યાં ફોરાં ને વરસ્યાં માવઠાં
ઓછાં ઉગમણે દેશ, ઝાઝાં આથમણે દેશ.

❑

# મોતીના મૂંઝારા

અમે આસુ હારી, તળિયા તાગતા
અમને શેના ભણકારા ભીના વાગતા !

અમે જળને ઝબકારે જાત્યુ ખોલિયે
પાનબાઈ આવે તો અધકચરુ બોલિયે
અમે પંડે ઝુરાપા એવા સેવિયા
સરતી લેર્યુંના પડછાયા પ્હેરિયા
પરવશ પરપોટા પગથાળે ઊગતા
અગે ચટકી ચટકી કેવુ ચૂભતા !

અમને એક રે હોકારો એવો આપજો
તડકે તૂટયા ઝાકળ ઝીણા તાપજો
પામ્યા પોઢણ એવા રે ! કોની કૂખમા
ગોબા પડિયા કેવા રે ! ભીના સુખમા
મીંચી આખે સૂરજ ઊગ્યો ભાળિયે
ઝીણી ઝળહળને પરવાળે પાળિયે

અમે આસુ હારી, તળિયા તાગતા
અમને શેના ભણકારા ભીના વાગતા



## સૈયરે કીધી સાબદી...

ઉગમણે દશ્યોની ડમરી ઊડતી
આથમણે કાંઇ અષાઢી ઓથાર
સૈયરે કીધી સાબદી...

ઝાલ્યો મેં તો ઝમરખ દીવડો હાથ
આંગણિયે કાંઇ ઓગળિયા અણસાર
સૈયરે કીધી સાબદી...

ચઇતર બેઠો ને ચંપો મ્હોરિયો
વૈશાખે કાંઇ વેડી આંબા ડાળ
સૈયરે કીધી સાબદી...

તરસ્યાં બેડાં ને તરસી આંખડી
તરસી રે કાંઇ કૂવાની પગથાળ
સૈયરે કીધી સાબદી...

વાટ રે ભૂલીને ભૂલી વેલડું
પગલાં ભૂલ્યાં પગરવનો સંગાથ
સૈયરે કીધી સાબદી...

કોરાં કડલાં ને કોરી કાંબિયું
કોરામોરા કામણગારા હાથ
સૈયરે કીધી સાબદી...

સસરાજીને વ્હાલી ચૉરે ચોવટું
જેઠજી લાભ્યા ગામનો ગરાસ
સૈયરે કીધી સાબદી...

❑

## પ્રોષિતભર્તૃકાનું ગીત

'હુ તો ચપે ચડુ ને કેળે ઊતરુ' *
છાનીછાની અટકળ કોની ચીતરુ !
તડ રે તૂટયા તાતા ટેકરા, પગરવ ઊતર્યા ઢળાવ
એવા વેરાયા વેળુ વેકરા, આખે ઊભર્યા તળાવ

ડૂબ્યા અજવાસે જેવા ખોરડા
એવા અડવા ઊભા ઘરના ઓરડા
જેમ વાડ રે વિના વેલી ઝૂરતી
એવી ભણકારે રગોળી પૂરતી

કેવી મનમા મ્હોરુ ને અગે નીતરુ
હુ તો ચપે ચડુ ને કેળે ઊતરુ

વન રે વચ્ચે વાકી વરખડી, ભાળુ બકો અસવાર
હોય રે છોગાળી એની પાઘડી, પળમા પરખુ અણસાર

વણબોલ્યા વેણ હાફે હોઠમા
થોડી ભોળી, થોડી ભોટમા
વળ ખાતી સીમ જેવી, પાસમા
એવી પગલી પડે કૂણા ઘાસમા

મૂકી ઉબરો, અડવાણે પગે નીકળુ
હુ તો ચપે ચડુ ને કેળે ઊતરુ

(* લોકગીતની પક્તિ)



## રે, રાયવર

ઢળતી વેળા ને ઢળતા ઢાળ
રે, રાયવર ઢળતી વેળા ને ઢળતા ઢાળ
હેઠે ઊતરો તો કૈંકે બોલીએ !

કુંજલડી ટૌકે ને કળીઓ કોળતી
સૂની ભાસે સરવરિયાની પાળ
ઝાંખી કેડી ને ઝટપટ દોડતી..
રે, રાયવર ફુંવેફુંવે ધમકે ઘૂઘરમાળ
હેઠે ઊતરો તો કૈંકે બોલીએ !

આંબા ઝૂકયા ને ઝૂકી આંબલી
રે, રાયવર આંબા ઝૂકયા ને ઝૂકી આંબલી
ઓરા આવો તો અંતર ખોલીએ !

ગઢ રે ઊગ્યા ને ઊગી બારીઓ
ભીંતે ભીંસી હું તો એકલ થાંભલી !
શમણાંઓની છોડું હળવે ભારીઓ...

રે, રાયવર વાની મારી કોયલ અમને સાંભરી
નજરું પ્રોવો તો નયણાં તોળીએ !



એક છોકરીને માડ હજી સત્તરમુ બેઠુ ત્યા નટખટ થઈ ગામની નિગાહો
છોકરાનુ પણ એને નીરખ્યા કરે છે જેમ નીરખતા હોય ખજૂરાહો

આખોમા, હોઠોમા, છાતીમા છોકરીની ઘૂઘવે છે હોશીલી ઉમ્મર
કેવડાના પાન એની અણિયાળી આખો ને ઝૂકેલી કેળ એની કમ્મર
બે પાચ મોટિયાર પૂછે છે આપસમા 'દેશે એ કોને પનાહો?'

છોકરીને લીલ્લોછમ ધ્રાસકો પડે, પછી પલટાતી ગામની ભૂગોળ
શમણાને ઝાકળમા વાટી સવાર-સાજ છોકરાઓ કરતા અઘોળ
એ કોના વિચારોમા કરડે છે નખ, એને જોઈ, જોઈ કોણ ભરે આહો!

એક છોકરીને માડ હજી સત્તરમુ બેઠુ ત્યા નટખટ થઈ ગામની નિગાહો
છોકરાનુ પણ એને નીરખ્યા કરે છે જેમ નીરખતા હોય ખજૂરાહો



## તમને પોંખું...

તમને પોંખું અષાઢની એંધાણીએ રે...

વાદળ ગર્જ્યાની મોર્ય વળખાતી વીજળી, વરસાદી રાત્યુંમાં પાળીએ રે
પાણીમાં ઓગળેલ પાણીનાં ટીપાંને આંખ્યુંથી પરબારાં વાળીએ રે

અમે ચોમાસાં હાથવગાં જાણીએ રે...
તમને પોંખું અષાઢની એંધાણીએ રે...

નેવાં થઈ રેલતી કોરીકટ્ટ કાયાને, માવઠામાં મોઘમ અભડાવીએ રે
જળની તે વાત મૂકી કોરાણે આજ અમે મૃગજળને એવાં રેલાવીએ રે

અમે જળઘોડે જાત્યું પલાણીએ રે...
તમને પોંખું અષાઢની એંધાણીએ રે...

માછલીના પેટમાં મોતી પાક્યાની વાયકાઓ તળિયેથી લાવીએ રે
ઊછળતો દરિયો તો હોઠનો મરોડ, અમે મોજાંનાં સરનામે આવીએ રે

અમે નેજવામાં નજરુંને તાણીએ રે...
તમને પોંખું અષાઢની એંધાણીએ રે...



# આણીપા ઊગ્યો આંબલો

આણીપા ઊગ્યો આંબલો, એની ઓલી પા ઝૂકી ડાળ, રખોપા કેમ રે રાખું!
આંબલે લીલા ટહુકાઓનો ભાર, ને માથે સૂડલા કેરો માર તે સાખ્યું કેમ રે ચાખું!

હાથનો ખોબો ભૂલવા મથે કાતરાઓના ઢગ લીલેરા, કહેને એને કેમ ભુલાવું?
મોસમો વીતી, મહિના વીત્યા, એમ અમારા વરસો વીતે, કહેને એને કેમ ઝુલાવું?

વગડા વચ્ચે છાકટો મારગ દેય ઢબૂરી પગલાનો ઓછાશ ને થાતું ગામ રે ઝાંખું

નમતી વેળા, વાભની પાછળ દોડતી આવે સાંજ, મનોમન સાગસીસમના ઢોલિયા ઢાળું
છાતી વચ્ચે રઝળે ઝૂમા સાવ નોધારા, કેડિયું ખૂટે કેમ! અડાબીડ ડુંગરા ભાળું

વાયરે વાત્યું થાય કે ટોચે સૂડલા મને, ગોફણ ઘાલી બોલ કઈ પા પથરા નાખું?
આણીપા ઊગ્યો આંબલો, એની ઓલી પા ઝૂકી ડાળ, રખોપા કેમ રે રાખું!

❑

ગણતાં પીપળપાન હવે વેઢા થાક્યા છે

તગતગતું ટળવળવું ઊગ્યું, પડછાયાનું ઝૂરવું ઊગ્યું શબ્દોના સરનામે
નામને મેળે ખોવાયો હું, નૌટંકીની જેમ ફરું છું ગામે ને પરગામે !

બાંજ બોરડી હરખે કે બોરાં પાક્યાં છે !
ગણતાં પીપળપાન હવે વેઢા થાક્યા છે

સાંજનો મતલબ સૂરજનું ઓસરવું આમે,
હોય અરીસો, એકલતા ને માત્ર એકલી તું હો' સામે

સાવ કાચની કીકીઓને શમણાં વાગ્યાં છે
ગણતાં પીપળપાન હવે વેઢા થાક્યા છે.

❑

છે મળવું કેટલું અઘરું અધૂરા નામ-સરનામે
હું અંતિમ પત્ર થઈ ફરતો રહ્યો'તો ગામ-પરગામે

❑

## પળોજણ મૂકને પડતી

મળે કે ના મળે કાગળ પળોજણ મૂકને પડતી
ગયો તું શબ્દથી આગળ પળોજણ મૂકને પડતી

કળાશે કેમ ચહેરા? સૌ ફરે છે મુખવટા પહેરી
કરી લે થાપ તે અટકળ પળોજણ મૂકને પડતી

હતા સદ્‌ભાગી એ શબ્દો જે પામ્યા સ્પર્શ સર્જકનો,
ઘણા રહી જાય છે વ્યંઢળ, પળોજણ મૂકને પડતી

હજી તારી હથેળીમાં સૂરજ હમણાં મેં ચીતર્યો'તો
થયા સૌ આપના ઝળહળ પળોજણ મૂકને પડતી

મળવું તૂટવું, મળવું ખૂટવું, ભટકવું ને ભૂલી જાવું
હશે બસ એટલું અંજળ, પળોજણ મૂકને પડતી

❑

## રાત પડી !

આ ફૂલનું ડાળે ઝૂલવું શું! એ સમજાવું ત્યાં રાત પડી
આ અર્થ વિનાનું ઝૂરવું શું! એ સમજાવું ત્યાં રાત પડી

ત્યાં... દુખિયારા કાંઠાની આંખે સરતી નૌકા ચૂભતી'તી
આ અરસપરસને ભૂલવું શું! એ સમજાવું ત્યાં રાત પડી

હું મૌન હતો ને વૃક્ષો-પર્ણો ગુફ્તેગોમાં વ્યસ્ત હતાં
આ ભર વસંતે તૂટવું શું! એ સમજાવું ત્યાં રાત પડી

એ લજ્જાળુ નદીઓ દરિયાને વરવા ઘરથી નીકળી'તી
આ બીચ ભંવરમાં ડૂબવું શું! એ સમજાવું ત્યાં રાત પડી.

મેં એકલપંડે બળતો દીપક ચીતર્યો ત્યાં અજવાસ ઘટ્યો,
આ જલતાં જલતાં બૂઝવું શું! એ સમજાવું ત્યાં રાત પડી

જે વર્ષો બાદ મળ્યું આજે, એ પરબીડિયું તારું જ હતું
આ કાચકરચનું ખૂંપવું શું! એ સમજાવું ત્યાં રાત પડી.

## ક્યાં સુધી જોયા કરીશ !

વહેતી હવાને પાન ગણતી ક્યાં સુધી જોયા કરીશ!
આ કલમને શબ્દ જણતી ક્યાં સુધી જોયા કરીશ!

જે વધી પૂરની સપાટી પાછલા વરસાદમાં,
હર ક્ષણે ચૂપચાપ ઘટતી ક્યાં સુધી જોયા કરીશ!

એ ઝૂકેલી ડાળ હળવે ઉચ્ચરે છે કર્ણમૂલે :
હર કળીને પુખ્ત બનતી ક્યાં સુધી જોયા કરીશ!

જેને સમયની કાચશીશીમાં પૂરી એ રેતને,
બંધ મુઠ્ઠીથી સરકતી ક્યાં સુધી જોયા કરીશ!

જે વાંઝણી પણ નીકળે એવી પ્રતીક્ષાની ઘડી,
કોઈની આંખે ફરકતી ક્યાં સુધી જોયા કરીશ!

## કબીરની છે સૂની સાળ

ફૂલ વગરની ઝૂરે ડાળ
પગલા ગણતો ઊભો કાળ

સૂના સૂના ઘરના દ્વાર
મનને ત્યાથી પાછુ વાળ

છે જીવતર કે ભ્રમણા આ
ફાડી આપે સપના ભાળ

ધ્રૂજે થરથર પડછાયા
અધમધ રાતે પડતી ફાળ

વસ્ત્ર સબધનુ વણવુ હો'
કબીરની છે સૂની સાળ

જે કહેવુ હો' સ્પષ્ટ કહી દે
પહેરણની શુ ચાલે ચાળ।

□

□

મુઠ્ઠી જીવતર મુઠ્ઠી સપના
સાવ અકારણ ઘટતી ઘટના

ઉદાસ ને એકાકી રાધા
સ્મરતી દિવસો જમુનાતટના

દુલ્હનની ઝૂરતી ડોલીને
સાભરતા કિસ્સા ઘૂઘટના

શુક્લપક્ષ કે કૃષ્ણપક્ષ હો'
કોષ્ટક છે ખાલી વધઘટના

શ્વાસને લેવા, મૂકવા, લેવા
કૂટપ્રશ્નો છે સૌ ઝઝટના

□

## પત્ર લખજે

બાકી બધું છે ક્ષેમકુશળ પત્ર લખજે
વીતતી કેવી પળેપળ ! પત્ર લખજે

પત્ર ટાણે રોજ ખીડકી ખોલવા
કેટલી કરતી ઉતાવળ ! પત્ર લખજે

શક્ય છે એ હોય મોઘમ : જે લખું
સાવ ખોટી હોય અટકળ પત્ર લખજે

આવતાં આષાઢનો પહેલો દિવસ,
થઇ જતી તું કેમ વિહ્વળ પત્ર લખજે

આ અજંપો, આ ઉમળકો ને ઉદાસી
છે લાગણીની મુક્ત ચળવળ, પત્ર લખજે

## તારો વિચાર આવતાં

તારા નગરના દ્વારથી નીકળી રહ્યો છું હું
મંજિલની ઠેસ વાગતાં ઊછળી રહ્યો છું હું

છૂટ્યા વળાંકે કો'ક દિ' મળશું એ ખ્યાલમાં
છૂટ્યા વળાંકે રાત દિ'રઝળી રહ્યો છું હું

મળવાની તરસ હોય ને તો પણ તું મળે નહીં,
પડઘો થઇને એટલે પીગળી રહ્યો છું હું

એ સદ્નસીબી છે કે પ્રસંગ શબ્દ થૈ ગયા,
ખાલી ખૂણે અતીતને ચગળી રહ્યો છું હું

તારો વિચાર આવતાં સ્મરણો ન આથમ્યાં
બેચેન આંખે સૂર્ય થૈ કજળી રહ્યો છું હું

## દેખાય છે !

આખ સામે વૃક્ષ ઠૂંઠું થાય છે, દેખાય છે !
ઉઈ ખરતા પાનને શુ થાય છે, દેખાય છે !

જે ક્ષણે પ્રતિબિબ ઉગામે અચાનક જાતને,
આખ સામે આયના તરડાય છે, દેખાય છે !

શક્ય હો'તો એ વિષાદી આભને જોજો જરી,
આ નગરથી સાજ ભગવી જાય છે, દેખાય છે !

જે આવતા આવી ચઢ્યુ'તુ બધ ઘરની બારીએ,
એ જ પખી આજ વિહ્‌વાળ ગાય છે, દેખાય છે !

દુખ નથી ઈન્કારનુ એ પણ કહી દઉં લે, હવે,
યાદ તુ આવે કદી તો ગમગીની પથરાય છે, દેખાય છે !

## ગૂંચવાતાં તું ને હું

સરક્ષણે દોરાની માફક ગૂચવાતા તુ ને હુ
લાગણીને વ્યક્ત કરતા થોથવાતા તુ ને હુ

આ નગરમા હમસફર થઈ રાતભર ચાલ્યા પછી,
માર્ગ પર અજવાસ થાતા ઓળખાતા તુ ને હુ

જે મળી આજે પ્રસિદ્ધિ એય છે અભિશાપ કેવો !
દિન ઊગે અખબારી ઘટના થઈ છપાતા તુ ને હુ !

કોતર્યું'તુ નામ જ્યા, એ વૃક્ષની પરછાઈને
સ્પર્શવા, વર્ષો પછી ચૂપચાપ જાતા તુ ને હુ

જે તને ગમતી હતી ને રોજ તુ ગાતી હતી,
એ ગઝલને સાથ બેસી આજ ગાતા તુ ને હુ

## થોડું સમજ

ચાંદ, તારા, રાત હળવે જાય છે, થોડું સમજ
લાલ જાજમ સૂર્યની પથરાય છે થોડું સમજ

એ પ્રતિબિંબો જે ઊભાં, વેશ બદલી આયને,
એમની હિલચાલ પર શક થાય છે થોડું સમજ

મેં ફલક પર ચીતરી જે ગોધૂલિ, એના કણેકણ,
આ ધરાથી આભ લગ વીખરાય છે, થોડું સમજ

જે પાનખર પામીને પરવશ થઈ ગયો એ શખ્સ પણ,
પરદુઃખભંજન વીર વિક્રમરાય છે, થોડું સમજ

અવતાર, તારે જે કશું અવતારવું હો' અબઘડી
શબ્દ આવી ટાંક પર અફળાય છે થોડું સમજ

## ચાલ નીકળીએ...

તારી મારી વાત ' લઈને ચાલ નીકળીએ
મનગમતો આઘાત લઈને ચાલ નીકળીએ

સાદ પાડીએ ડુંગર ટોચે ઊભા રહીને
ખીણના પ્રત્યાઘાત લઈને ચાલ નીકળીએ

પડછાયા સંતાડી ઘરને સાંકળ દઈ દે !
માથે આ મધરાત લઈને ચાલ નીકળીએ

રાહ જુએ છે કોઈ યુગોથી મહેફિલ વચ્ચે
શબ્દોમાં જઝબાત લઈને ચાલ નીકળીએ

સાવ અડાબીડ અંધારે માળો મળશે નહીં
પંખી જેવી જાત લઈને ચાલ નીકળીએ.

❑

## મોસમ

ઢાળ ઊતરતી કન્યા ગૂંથે વીખરાયેલા કેશ
ગોરજ સાંજે ભજવે વૃક્ષો ભગવા ભગવા વેશ

લંબાતા પડછાયા સૌને સૂરજનું ઘર પૂછે
ધુમ્મસમાં ઢંકાયા રસ્તા, હળવે હળવે લૂછે

અડધે રસ્તે ઊભી મોસમ પગ ઝરણામાં બોળી
લાજ શરમને લોપી જાતી પતંગિયાની ટોળી

હળવે હળવે વસ્ત્ર વિદારી તડકો ચોળે સીમ
સૂરજનો દીવો સકોરે, ડુંગર એવો ભીમ

આવળ ઊભી અણોસરીને ખીણમાં ઝૂરે ઢેલ
પ્રીતમના ભણકારા ચીતરે ફળિયે ઊભી વેલ

સદીઓ જેવી વેળા ઝબે, શ્વાસ પીવાના કોડ
સણકા જેવી રાતે ડંખે, તરસ્યા અંગ મરોડ

વણબોટ્યું અધરું ચાખે, સૂવે નીતર્યો ચાંદ
સુક્કી ડાળો ખેરવે, પીળા પચરક પાંદ

અલપ, ઝલપ અણસારો ને તારાનો અજવાસ
રગ રગ છાનો ફરતો પ્રીતમનો સહવાસ



## તાન્કા

(જાપાની કવિતામાં પંચાક્ષરી અને સપ્તાક્ષરી પંક્તિઓનાં વિવિધ મિશ્રણોથી કાવ્યકૃતિઓ સર્જાય છે તે લઘુ કાવ્ય સ્વરૂપ હાઇકુ અને ૫,૭,૫,૭,૭ એ પ્રમાણે ૩૧ અક્ષરોનું કાવ્યસ્વરૂપ 'તાન્કા' છે)

૧.

ટપાલી આવે
નવોઢા ભૂલે ભાન
પૂછે સખીને :
શું હશે થેલા મહીં ?
વિજોગ કે મુસ્કાન !

૨

ભળભાંખળે
ડૂંડે ઝબકે મોતી
ઝાડ ઝાંખરે,
વહેલી જાગી સીમ
સૂરજનું મ્હોં ધોતી !

૩

ગ્રીષ્મ બપોરે
ગરમાળાનાં ફૂલ
બોલે હળવે :
પ્રગટી અંગે ઝાળ,
રખે કરતાં ભૂલ !

૪

સરકે નાવ
ભૂંસે લિપિ જળની
કરતી રાવ,
કુંજડી ઊડે દૂ...ર
ઝોકું ખાતી પળની !

૫

ડુંગર ઢાળ
છેડે, મેઘ મલ્હાર
મોરની જોડ
ચાંચે ઝાલી લૈ જશે
મેઘધનુની માળ

❑



ગર્ભ થરકતા ઉદર સમો થરકાટ થયો છે કાગળમા !
પળ બે પળની છે બેચેની શબ્દ પ્રસવશે કાગળમા



## દરિયા કિનારે પરોઢ...

(કાવ્યો)

૧
કિનારાની ભીની રેતમા તારાના
      નુપૂર છોડતી રાત

૨
હતપ્રભ
માછીકન્યાની આખમા
ઊગતો સૂરજ

૩
કિનારે,
કાળોતરી સાપણે ઉતારેલી કાચળી જેવો
અજવાસ શ્વેત ધૂસર

હળુહળુ પડખા ઘસતો દરિયો
ક્ષિતિજે,
શિશુસૂર્યના ગાલ ચાટતી ખારી હવા
વચમા આવેલ શ્યામ કર્બુર
નાળિયેરી જેવી
માછણના ટોપલે
તરફડે તણાઇ આવેલ
ચદ્રમીન !

૪
દરિયે જતા
માછીમારો   નેજવુ
કરતા તાડ !

૫
કિનારાની ભીની રેતમા
ધૂધવતી માછણ
દૂ   ર એકલવાયા ઉદાસ ટાપુ જેવો
માછી !



## તને યાદ છે !

નીલશ્યામ અંધકારે,
તારકોના ચંદરવા નીચે વિષાદ ઓઢી ઊભી'તી તું

તને યાદ છે :
જ્યારે ગર્ભવતી હવાઓની સાક્ષીએ તને પ્રથમ સ્પર્શ્યો'તો !
ત્યારે,
ઝરેલા ઝાકળબિંદુથી વિશેષ કશુંય ન હતો પ્રિયે !

મંદારપુષ્પોના ઝાંખા ઉજાસમાં હું જોયા કરતો,
ભરતીવેળાના સમુદ્ર જેવું તારું ઝળહળ ડોલતું રૂપ.
તું તડકો ધારણ કરી ઊભ'તી મારા સન્મુખ
અને આપણે ઊજવતાં ડૂબતા સૂર્યનો ઉત્સવ !

સમુદ્રોની ગંધથી રજોટાતી રાત્રિઓમાં,
રુદ્રાક્ષના પારા જેવી તારી સ્તન દીંટડી પર,

બીજનો ચંદ્ર ભરડો લઇ બેસતો, ત્યારે વિહ્‌વળ થતી તને જોયા કરતો
પરોઢની ઝાંખી જવનિકા પાછળથી.

એ સમય હતો કે જ્યારે,
વયમાં આવેલ ઋતુઓ અને સમુદ્રોની નિરંતર ચાલતી રતિક્રીડા
ફૂંકાતા મરુતોનાં મોઢામોઢ બેસી જોઇ રહેતાં આપણે !
તું ઊંડે ઊંડે ઊતરી જતી તારા મૌનની અતલાન્ત ખીણોમાં
ને હું ચાલ્યો જતો પહાડી ઢોળાવો પરનાં અરણ્યોમાં...

આજે,
તારા અભાવોથી રચાયેલી સીમાઓમાં બદ્ધ થઇ પડયો છું
સમુદ્ર તેનાં એક પછી... એક... પછી એક, મોજાંઓને
કવિતાનાં પાનાંની જેમ ફેરવે જાય છે

સ્વપ્ન અને જાગૃતિના આ પ્રહરમાં,
તને લખેલ પ્રેમકાવ્યોની જીર્ણ હસ્તપ્રતોને ઊડતી બચાવવા
તને પેપરવેઇટની જેમ ઊંચકવા જાઉં છું
ત્યારે
મારા ઊંચકાયેલા હાથમાં તારું ઉપવસ્ત્ર,
પવન થઇ ફરકયા કરે છે
હે પૃથ્વી ! 

પખીઓની ઊડી જતી કતાર પર
ફરકતી હઠીલી બપોર

સ્ત્રીકેસરની અફાટ વેરાયેલી જાજમ જેવા
રાપડાના ખેતરો વચ્ચે,
આંધળો પાટો રમતી સીમ

ઘેટા બકરાની પોઠ પર વેરાતી
હળદર રગી અસ્પષ્ટ ધૂસર સાજ

ચકરાતી ખરીઓની કેફલગધ
કાટા, ઝાખરામા થતી નોળિયાની અવરજવર
અધારાને કાખમા તેડી ઊભેલો મહુડો
નિશાચરો અને તમરાઓના નાદમા વીંટળાયેલ વગડો,
રતિસુખમા લીન

રાવટીનો ધીંગો પડછદ ઘેરાવ
આગિયાના ઝબકારા ગણતા ઊંટ

પ્રગટેલ તાપણાની
પીળચટ્ટી રાતી ઝાયમા
ઝગી ઉઠે પુષ્ટ માસલ રબારણ
પિત્તળને બોઘરણે રણકતી શેડ,
ખોળિયે પ્રગટાવે દીવા

કલેડામા ટપાક્ દઈ
પડતા મકાઈના રોટલાની ઉષ્ણ સોડમ પર
ઢોળાય તાજા ઘી જેવી
પૂર્ણિમાની ચાદની !

❑

## ઇંડું

કવિતાના કાગળ પર ઈંડું મૂક્યું
પેપરવેઇટની જેમ

ઈંડાંના ભારતળે ચંપાયેલા અક્ષરો સળવળ્યા
નીકળી ગયા કાગળ બહાર

હવે માત્ર
શ્વેત કાગળ
ઉપર શ્વેત ઈંડું
ઊડી જતું અટકાવવા જેવું
કંઈયે નહીં !

❑

## કાજળ કાળી રાતે

કાજળ કાળી રાતે,
પુષ્ટ મહિષની પીઠ સમું અંધારું ફરકે

ક્વચિત્ શેરી વચ્ચે,
તરે પડછાયા કાળા

આછો પીળો વરખ ઓઢી
મદીર ઘેનમાં વૃક્ષો ઊભાં
ચીબરી ડહોળે પાંખ લસરકે,
અરુપરુ અજવાસ

પવન વિખેરે,
અધમધરાતે આકાશી નક્ષત્રો
તું શૈયામાં
હૂંફાળું અંગ મ્હોરતું મધુપુષ્પનું વૃક્ષ

અડોઅડ,
સ્હેજ મળેલું સુખ મમળાવી
ડૂબું
ઊંડે
ઘેન
હજી હું ડૂબું ઊંડે ઘેન...
❑

## વીરેશ્વરથી સારણેશ્વર જતાં....

રસ્તો રઝળે
રસ્તો ભૂલી વગડા વચ્ચે
રાખોડી શ્યામ ડુંગર વેંઢારે વાઝિયાં વૃક્ષો
વૃક્ષો જે ક્યારેક હતાં હર્યાભર્યાં
હવે તો કાષ્ઠના કકાલો

વેરાન વગડે,
વગડાઉ ફૂલો જેવી આદિવાસી કન્યાઓ
કેડમા તતડતો ઉનાળો તેડી ટીકે ટગર, ટગર
કન્યાઓ જેમના સપનાઓ પર તડકાની પીઠી ચોળી,
પસાર થઇ જાય વાયરો ઓ.. પાર !
કાષ્ઠ વેચતા કાષ્ઠ થઇ ગઇ કાયા
રુક્ષ, સ્પર્શશૂન્ય !

સુક્કા, હરિત પીત ઘાસિયા ઢોળાવોને,
ઠેસ વાગે ગબડતા અટકી ગયેલા પથ્થરોની
નિર્જળા એકાદશીના વ્રત આદરી નદી સૂતી ગરનાળા નીચે
નદી જે ક્યારેક હતી જોબને ફાટફાટ
આજ પાથરી સૂતી છે પથરાઉ ખાટ !
આકડાની કળીઓના ટાચકા ફોડી ઓવારણા લે કાળ.

શેવાળે સુકાયા પ્હાણા બોલે તરસની વાણી
ભલે નજરે ન ચડે ક્યાય ચાગળુક પાણી
મૃગજળ ચાટતા બકરાઓ તાણી જાય,
બહારવટિયો સૂરજ.
તરસ ટળવળે ભરવાડની આખે
તરસ ખાબોચિયાના ખાડાની ફરતીમેર ઊભા ઘાસના દેહે.

ડામરની સડક આધળી ચાકણ,
ચડતી ઊતરતી ડુગરનો ભરડો લઇ ચાલી જાય .. ચાલી જાય ..
ભળાય દૂ . ર,
ઝાખુ પાખુ
ઉઘડ્યા અગનફૂલ જેવુ સારણેશ્વરનું શિવાલય
ભગવુ ભગવુ હસતુ
દલેદલ ડોલતુ
અહીં જ ક્યાક સદેવત સાવળિગાનુ મૌન ધીમું બોલતું

પાષાણે કંડારાઇ કથા
ઝમે નંદીની આંખે નરી વ્યથા
મંડોવર પર કપોત યુગ્મ પરસ્પરની હૂંફમાં મગ્ન
યક્ષ યક્ષિણીના સમૂહો વચ્ચે વેળા કવેળા સંભળાય
સાવળિંગાનાં ઝાંઝરનો લય...
પાષાણે નરસમૂહોની ઉંઘરેટી આંખોના ભારતળે દબાય કામુક સ્તનો.

ઢળતી વેળાએ,
ધૂસર અંધકાર,
કોઇ નારીશિલ્પનાં ખુલ્લા કેશ જેવો પથરાય
જીર્ણ શિવાલયનો પડછાયો, લં... બા... તો... ઓગળી જાય અંધકારમાં
કોઇ અપાર્થિવ નિશ્વાસે સૂરજ ઓલવાય
નિઃશબ્દ
ચૂપચાપ.

## વિદાય

ટ્રેન,
ઉપડવાની અધીરાઇમાં
બારીઓ છાતીથી છેટે હડસેલે ચહેરા

રેડાતો કોલાહલ
ઢોળાતી નજરો
ક્યાંક સજળ આંખો
ક્યાંક ડંખતી સ્મૃતિઓ
કથ્થઇ ડબ્બાઓ પર પડછાયાઓના પડતા ભૂંસાતા ડાઘ

મારા સોંસરવી ઘુમાતી, ત્રમત્રમતી
પસાર થાય ટ્રેન...
નક્ષત્ર જેવું ઝબકે સિગ્નલ
હળુ-હળુ સરકે ડબ્બા
ખખડે પાટા

દરવાજે હાંફળી ફાંફળી નજરોમાં
દેખાતી, વિલાતી તું

આવજો કહેવા ઊંચકાતો હાથ
અટવાઇ જાય
ઓસરતી ભીડમાં

# હાથ, હથેળી અને આંગળીઓ...

માસલ ગોરા
શ્યામ કથ્થઈ
કોઈ માખણપિંડ જેવા લિસ્સા
તો કોઈ કરચલિયાળી ખારેકના વાન જેવા હાથ

કોઈ બલિષ્ઠ
કોઈ મૃણાલદંડ જેવા
રૂંવાટીદાર પશુ જેવા કોઈ,
અવિરત ચાલ્યા કરે કૂચ હાથોની

મૂળ અન કુળ ભિન્ન
તાય હાથ આખરે હાથ તો ખરા જ

હાથ, હાથમા પરોવાય
હાથ, હાથમા સેવાય
અરસપરસ ભિડાય

હથળી ને હાથને નાળસબધ
એવો ઈશ્વરનો પ્રબધ
હથેળી ખોલે હાથના રહસ્યો
હથેળી હાથના રહસ્યો ઢાંકેય ખરી !

હથેળી માણસને માપે
હથેળી માણસને પામે

આગળીઓ હાથની કહ્યાગરી કન્યાઓ
જીવે હાથની છત્રછાયામા
હાથ છોડે તો ચરે
નહીં તો બાધી ભૂખે મરે
આગળીઓ દભીય ખરી
ઉગાડે સ્પર્શોના અડાબીડ વન
પડી રહે નિર્દોષ થઈ જડ, બધિર ચૂપચાપ

કાંડું ઝાલે હથેળીની ફણા
કાંડે હથેળીનાં બેસણાં
હાથ, હાથને મળે
હાથ, હાથના ઈરાદાઓ જલદી ન પામે
કરતબથી કાંડાં કપાય
હાથનો ઝાઝો ભરોસો ન રખાય !

❏

## દિવસ આથમે

સામટી કૂચ પડછાયાઓની
સાંજ ટાણે.
ગુંજે કોલાહલ
ખરે પડનાં પડ અવાજોનાં
સાપણો રાતી, કથ્થઇ શ્યામ સળવળે
કો'ક સરકે દરમાં, કો'ક બ્હાર
કીડીયારું ઊભરાય
નેજવું કરી રાહ નીરખે સ્ટેશન
ફેંકાઉં બ્હાર
વળું પરિચિત ગલીમાં
ઘરમાં પ્રવેશી ખંખેરું આજનો દિવસ

❏

## અવસર

વેદીમાં હોમાતા
હુતદ્રવ્ય જેવો આંખે ચચરતો વૈશાખ
કેસરમિશ્રિત ચંદનમાં ઘૂંટાતું મિલનપળનું મૌન

સાજનમા'જન વચ્ચે અત્રતત્ર વેરાતાં મંગલાષ્ટકનાં ફોરાં
કુમકુમના ચંદ્રનો બંકિમ ઉઘાડ
દોમદોમ લજ્જાએ ઢળતાં પોપચાં
શેરીની ધૂળ ગુલાલ ગુલાલ
શરણાઇ ને ઢોલના ધ્રબકારે ગળચટ્ટું બની જતું ફળિયું
વહુવારુઓના હરખે હરખાતી શેરીઓ
હસ્તમેળાપની ક્ષણે,
અત્તરનો ફાયો થઇ જતું ઘર

❏

## ચાડિયો

મત્સ્યથી મનુષ્ય સુધીની યોનિઓમા ભટકી
હવે ધર્યો આ અવતાર

માટીમા માટી થઇ ગયેલા પૂર્વજોની ખાભી જેવો,
ખોડાયો છુ કળબલતા ખેતરમા
લેલૂબ લચી ઘઉની ઊબીઓને શ્વસુ ઊડે, ઊડે
તાવડીય તતડી ઉઠે એવો
વેઠુ ઓતરા ચીતરાના તાપ
કોણ જાણે ક્યારે પૂરો થશે શાપ !

પહેરણની ચાળ ખ-ી ન-ી જાય વાયરો
પખીઓ ઊડયા કરે
ભુજાઓ ફરકયા કરે
શેઢે ફરફરતા ઘાસમા આળોટવાની ઇચ્છા,
ધરબી દીધી ઝાકળના દર્પણે
અગે રમતી ખિસકોલીઓનો સ્પર્શ છાદુ, ફૂંકે બાઝયા દાણે

બપોર ટાણે,
એકલદોકલ કન્યાના ઝળહળતા ઝાઝરે ચડે મારામા વહાલની ભરતી
છૂટીછવાઇ છાયાઓ ઢોળી સમડી આભે તરતી

થાય, કે
લાવ જરા ખાઇ લઉ ઝોકુ
આવતા આ પખીઓ શા સારુ રોકુ !

સાજ ઢળે,
ઢળ્યા પોપચે, ઝખુ કો'ક પખીના બેસણા,
આ લબાયા રુક્ષ હાથની ડાળો પર

પ્રગટાવુ આગિયા
લપેટી દઉ આ રાતનો કામળો કાયા ફરતે
ઝૂરુ બીજા દિવસની પ્રતીક્ષામા
ખેતર વચ્ચે ખોવાયેલો
❑

## સુબતો સેનનાં પેઇન્ટિંગ્ઝ જોઇને

દોમદોમ ઢોળાયા તડકે તતડતો કેનવાસ
ઊંટની ખૂંધના રચાયેલા પીળા તપખીરિયા દ્વીપ
રમણીના હાથે
હાથીદાંત (!)ની ચૂડીઓ.

તંબાળુ દેહે સ્વયંભૂ પ્રગટેલી ટેકરીઓ ફરતે,
ફરી આવતી ભુખાળવી આંખો.

ફફડતા ફૂલેલા સઢ જેવા થરકતા નિતંબ
ગળે રૂપાની હાંસડી
ફરતીમેર કોડીઓની લઘુમુષ્ટિકાઓ
પગને તળિયે છુપાતી છાયાઓ
ઝાંખરા વચ્ચે પારેવા જેવું ફફડતું આભ
બેઠેલા રાજપૂતના કેસરિયાળા સાફે ગૂંચળું વળી ગયેલી બપોર
ગુચ્છાદાર મૂછોના ઉઝરડે દૂઝતી દિશાઓ
માંસલ ભુજાઓ લંબાય ટોળાંને હડસેલવા
ઝાંઝવાં પી લ્હાય ઓલવે રાઠોડી મોજડીઓ
કેનવાસ કાઢી
બ્હાર ધસી આવે કડીયાળી ડાંગ જેવો સીધોસટ્ટ દેહ.

❑

## દ્રૌપદીની સ્વગતોક્તિ અંતિમ પળે

ચોમેર બરફ જ બરફ
છવાયેલું છે સામ્રાજ્ય કેવળ હિમનું
ધૂર્જટિના વીખરાયેલા કેશ જેવા
આ ઉત્તુંગ બર્ફીલાં શિખરો,
પાર્થની પ્રત્યંચા પર ચઢેલાં શર જેવાં.
ગાઢ નિદ્રામાં અહીં સૂતો છે કાળ.

કેવળ વિલીન થવું એ જ નિયતિ
આ ધરતી ચંદ્રચૂડની વિશાળ પલાંઠી પાસે બેસી
લિપિવિહીન ભાષાનો મુખપાઠ કરી રહી છે.
ચોમેર કેવળ બરફ જ બરફ
કણસી રહ્યો છે વિગત હિમઆંધીઓ થઇ પ્રેતકંકાલો જેવો.

આ અફાટ છવાયેલી બર્ફીલી ચાદરમા
પગ ઊંડે ને ઊંડે ઊતરી રહ્યા છે

'ધર્મરાજ !
પ્રિય પાર્થ, કયા છો તમે સર્વે ?
હવે ડગલુય માડવાની ન રહી હામ
હિમડખ જેવી સ્મૃતિઓ ઝમે છે, ઉઝરડાયેલ અગોથી

એ મત્સ્યવેધી સ્વયવર
કર્ણ, સુતપુત્ર કર્ણ ! દ્રુપદતનયાથી અપમાનિત
પ્રતિશોધની જ્વાળામા સળગે ગયો

પાચાલીની શિબિકા, આયુભર ઉઠાવતા રહ્યા પ્રિય પાડવો
આજે હુ મારુ જ વહન કરવા અસમર્થ

અગ્નિદાહ દેવાયા પછી,
ભૂમિ પર રહી જાય શ્યામ ડાઘ,
એવુ લાછન મારા મસ્તક પર
હુ જીવે ગઈ  કજળી ગયેલા અગારા મને આજીવન બાળતી રહ્યા
દુષ્ટ દુ શાસનના હાથે, મને વિવસ્ત્ર થતી જોઇ રહ્યા
કુરુકુળ શિરોમણિ ધૃતરાષ્ટ્ર !
દુર્યોધનની જઘા પર બેસવુ પડયુ બળાત્કારે
પણ, ધૃતરાષ્ટ્રની તો પ્રજ્ઞાય અધ નીકળી !

પિતામહ ભીષ્મ, દ્રોણ, કૃપાચાર્ય નીરખી રહ્યા,
કેવળ પાશવી બલેચ્છાથી ઉદ્દડ થયેલા દુ શાસન અને દુર્યોધનને !
રજસ્વલા કૃષ્ણાનુ વસ્ત્ર, સબધના કયા તાતણે ગૂથાયુ હતુ ?
કદાચિત્ જીવી જ ન હોત આ પાચાલી
પણ કૃષ્ણ,
ઉપસ્થિત થયા મારી નિરાધાર સ્થિતિને ઢાકવા સખ્યભાવે
હાહાકાર કરી ઊઠયુ'તુ મન
મારી કેશરાશિનો વિપુલ ઘન અધકાર છવાયેલો જ રહ્યો અદ્યાપિ પર્યંત

શ્વેત પુષ્પોની નિરંતર વર્ષા જેવો પડી રહ્યો છે, બરફ, ચોમેર બરફ. પ્રચંડ વાયુનો
પ્રપાત ભૂંસી રહ્યો છે આ વીથિકાને.
વૃક્ષો, નિર્વિકલ્પ સમાધિમાં લીન.
શ્વેત મહાનદમાં સમર્પિત થઈ જતી,
ઉછૃંખલ નદીઓના પ્રવાહ જેવી આ સ્મૃતિઓ, ખેંચ્યે જાય છે વિગત તરફ
ભૂંસાતાં પદ્‌ચિહ્‌નોની જેમ હવે મારે ભૂંસવી છે જાતને.
અનાગત ધૂંધળો ક્ષિતિજની પેલી પાર...

એ રાજ્યપ્રાસાદોના ખંડે ખંડે શકુનિના પાસા જેવી ખણકતી કૂટનીતિઓ
એ રક્તથી લથપથ યુદ્ધભૂમિના અઢાર દિવસ
એ પાંડવોના વંશવૃક્ષના વિનાશ માટે અધીર અશ્વત્થામા,
પોતાના શાપિત જીવતરને લઈ રઝળપાટ કરે છે, આ હિમાચ્છાદિત પ્રદેશમાં.
(પ્રદોષકાળે ભૂલી પડેલ એકલ પંખિણી જેવી, દ્રૌપદી ગબડતી, લથડતી, પોકારતી
હિમપાશમાં બદ્ધ થતી ઊંડે ને ઊંડે ઊતરતી જાય છે સ્વયં, સ્વેચ્છાએ).

આખ્ખુંય જીવતર વીત્યું એક અપૂર્ણ યાત્રા જેવું, ક્ષત-વિક્ષત.
આ દાહક શૈત્યમાં હવે મને કશું જ કેમ દેખાતું નથી?
હવે શ્લથ ચરણોએ ડગલુંય ભરવું દુષ્કર
આપણી સહયાત્રાના આ અંતિમ મુકામે,
બુઝાતી અગ્નિરેખાના આખરી પ્રણામ સ્વીકારો, પ્રિય પાં..ડ...વો...

હરિહર જોશી
૧૬/૧, માધવ ભુવન, ગાંધીનગર
એલ.બી. શાસ્ત્રી માર્ગ
ઘાટકોપર (વેસ્ટ)
મુંબઈ-૪૦૦ ૦૮૬.

# ચન્દ્રકાંત શેઠ

## ઊંડે થાય ઉઘાડ

ઊંડે થાય ઉઘાડ !
જ્યાં દેખું ત્યાં દરિયા દરિયા !
　　　　જ્યાં પગલાં ત્યાં પ્હાડ ! -

ફૂલ અને તારાની વચ્ચે
　　　　કશી નજરનો તાલ !
પલ્લવ-પાને પ્રગટ પવનની
　　　　ટપલી ઘેરે વ્હાલ !
હાથ જરા લંબાવું ને
　　　　ત્યાં તાલી આપે તાડ ! -

પગલે પગલે જમુનાનો તટ,
　　　　ઘર ઘર એના ઘાટ !
ઘટ ઘટમાં ગોરસના આજે
　　　　છુટ્ટા મેલ્યા માટ !
ગગન રહી ઘનશ્યામ ધરાને
　　　　કરતો કેસર - આડ !
　　　　એવો અજબ ઉઘાડ ! -



## તમે સૂરજનું કિરણ પાઠવ્યું...

તમે સૂરજનું કિરણ પાઠવ્યું
અમે પલાણ્યા ઘોડા સાત !

તમે તે જ લઈ એવું આવ્યા,
અમે રંગની રચી બિછાત.

તમે ઊગતા ચાંદે ચમક્યા,
અમે ઊઘડતી માણી રાત !

તમે ચૂંદડી કોરી દીધી,
અમે કસુંબલ કીધી ભાત.

તમે ચમકતા ચ્હેરે જોયું,
અમે છલકતી જોઈ જાત,

તમે આવીને દીપ પેટવ્યો,
અમે ઉકેલી ઉરની વાત.

## હળવે હળવે ઊતરે રે

હળવે હળવે ઊતરે રે
ઝીણા ઝરમર મેઘ !
અંધકાર સોંસરવી રે
તણખે નમણું તેગ ! -
માટી એવી મ્હેકે રે
મૂળમાંય શું ફૂલ ?!
પાંપણ - ધારે લ્હેકે રે
જલની આછી ઝૂલ !
હરિયાળીમાં પ્રસરે રે
પ્રસન્નતાનો વેગ ! -
લોચનના પલકારે રે
મોરપિચ્છનો સ્પંદ;
બે કાંઠા ઊભરાવે રે
મન છલકયાનો છંદ !
વાંસલડીમાં વરતું રે
મળવાના સંકેત ! -

## છલક છલક આ -

છલક છલક આ છલકયો મનખો!
ચમક ચમક આ ચમકયો તણખો!
કોઈ ઝીલો રે ગીતે ઝરમર,
કોઈ પ્રફુલ્લો પ્રીતે ઝળહળ,

અંદરથી હરિયાળી ઊભરે,
અંદરથી અજવાળા ઊતરે,
ભેદો રે કોઈ આરસ ભીતર,
પૂગો રે કોઈ ઓ અનહદ પર!

મૌને તગતગ તારક - વાતો,
પૂર્ણ ચંદ્રની ચઢતી રાતો,
રણઝણતા કંઈ તાર તિમિરના!
તરવરતા કંઈ પ્યાર પવનના!

મૂળે ઊતર્યા, ફૂલે ઊઘડયા
એક જ ટહુકે ફૂયા ફૂયા ઊપડયા!
રાત મળી ત્યા રાસે રમભર
હેત મળ્યા ત્યા હરખ્યા મનભર

રૂમઝૂમ પગલે વરત્યો રણકો,
ખરા મૂલનો પરખ્યો ખણકો!
છલક છલક આ છલકયો મનખો!

□

## - તે ક્યાં ?

જયારે તારી હસ્તી દરશે ત્યારે હુ તે કયા?
ધોધમાર મારામા વરસે, ત્યારે હુ તે કયા?
બે હાથોમા,
બે આંખોમા,
કેમ ઝાલવો? કેમ ઝીલવો? ગજુ મારુ છે કયા?
તારામા બસ, જાય તણાતો એવો હુ તે કયા?
હુ તો નાનુ પથરાળી આ વાટે રમતુ ઝરણુ,
તું તો આભ ઉછાળે મોજે એવુ બળ સાગરનુ,
તારુ બિન્દુ બને મોતી એ છીપ મારામા કયા?
તટ તોડે જે તારુ મોજુ એ મારામા કયા?

□

## હું છું હું છું

પ્હાડ ઉપરથી પુકાર આવે: હું છું હું છું.
સમદર પર થઈ સવાર આવે: હું છું હું છું.

મોજે મોજે ખડક ખૂંખારે: હું છું હું છું.
વીજે વીંધ્યો મેઘ હુંકારે: હું છું હું છું.

ટહુકે ટહુકે ફાગણ બોલે: : હું છું હું છું.
તારક તારક રાત હિલોળે: હું છું હું છું.

પર્ણે પર્ણે હવા મર્મરે: હું છું હું છું.
શ્વાસે શ્વાસે સૌરભ પમરે: હું છું હું છું.

દર્પણ દર્પણ રૂપ દર્શાવે: હું છું હું છું.
આંખે આંખે પ્રીત બતાવે: હું છું હું છું.

કીડીને પગ નેઉર વાજે: હું છું હું છું.
કુંજર માથે નોબત બાજે: હું છું હું છું.

પ્રાણે પ્રાણે ભીતર ઝણકે: હું છું હું છું.
પ્રાસે પ્રાસે ગીતે રણકે: હું છું હું છું.

❑

## એક સોણલું

એક સોણલું મનની ડાળે ઊડી ઊડી ખેલ્યું;
કૂજન કરતું જ્યાં બેઠું ત્યાં ફૂલ મજાનું મેલ્યું!
પાંખડીઓમાં ઢળ્યું પ્રભાત,
ઝાકળ ઝાકળ એની વાત.
એક સોણલું ઝરમર ઝરમર ભીતર રહ્યું ઝળૂંબી,
ફોરે ફોરે મનમાં ઘૂટયું એણે ગીત કસુંબી!
કોઇ વીજની ઝબકી આંખ,
એક પરીની ફરકી પાંખ.
એક સોણલું ચાંદરણાની છોળે છલછલ આવ્યું,
રમ્ય પોયણે સરવરનું કંઇ તરલ તેજ ચમકાવ્યું!
વ્હાલભર્યું મલક્યું કો મુખ,
નર્યું નર્યું અંતરમાં સુખ!

## એવી દુનિયા માગું

મારા માથે મુક્ત ગગન હો,
ચરણ ધૂળમા – માગુ;
પુલકે પ્રાણ પ્રસન્ન હવામા,
દુનિયા એવી માગુ
આડ-વાડ યા દીવાલથી ના
કોઈ દિશાને જકડુ,
જેની જાળે હુ જ ફસાઉ,
મત્સ્ય કેમ ત્યા પકડુ ?
મસ્ત વિહરતા વાદળ જોવા
ડુગર ડુગર જાગુ -
હરિયાળી શય્યા પર પોઢુ
ઓઢુ છાય - પિછોડી,
પતગિયાની પાછળ પાછળ
મનને મેલુ છોડી !
પ્રીતના વ્હેણે ગીતના દીવે
મુક્ત સ્હેલવા લાગુ -

## ક્યાંક આપણે...

ક્યાક આપણે મૂળ શોધીએ,
ક્યાક આપણે ડાળ
ક્યાક આપણે ફૂલ શોધીએ,
ક્યાક આપણે ફાલ -
ક્યાક આશ આપણને દોરે,
ક્યાક રહે પથ પ્રેરી,
ક્યાક લીલાછમ ટહુકા ચીંધે
ઘટના રહી ક્યા ઘેરી !
ક્યાક આપણા ફળની વાડી,
મળે આજ કે કાલ ! -
ઊડતા પતગિયાંની પાસે
હશે જ પુષ્પ - પગલીઓ,
એની પાછળ લચતી ફળની
રસમય હશે ઢગલીઓ !
બને ! આપણા કૂડે કૂડે
સીંચે વૃક્ષ વહાલ ! -

## ભીતરમાં જો -

ભીતરમાં જો ઊગે અરુણ તો,
સવાર છે બસ, સવાર !
ભીતરમાં જો પલાશ પ્રગટે,
બહાર છે બસ, બહાર !
ભીતરને તલ ઝરણ ફૂટે તો,
મીઠાશ છે બસ, મીઠાશ !
ભીતરને પથ ચરણ ચલે તો,
પ્રવાસ છે બસ, પ્રવાસ !
ભીતર જો અવકાશ ઊઘડે,
ઉડાણ છે બસ, ઉડાણ !
ભીતરમાં જો મળે મેરુ તો
ચડાણ છે બસ, ચડાણ !
ભીતરમાં જો ઊઠે અગન તો
પ્રકાશ છે બસ, પ્રકાશ !
ભીતરમાં જો મધુવન લ્હેરે,
રાસ, રાસ, બસ, રાસ !

❑

## કશો તાલ છે એવો...

ક્યાંક આપણું સપનું છે ને
ક્યાંક આપણું સાચ;
મૌન ઉઘાડે અહીં આપણને,
પણે વ્હાલની વાચ.
ક્યાંક કોઈની પગલી પ્રેરે
ક્યાંક કોઈની વાટ;
ક્યાંક આપણા ઘટ માટે થઈ
પ્રગટ થાય તે ઘાટ !
ક્યાંક આપણી નજર મળે ને
સૂરજ-ચાંદા ઊગે;
કૈંક આપણું પાંખ અડ્યાથી
નભ - સોંસરવું પૂગે !
ક્યાંક આપણાં રણ લીલાંછમ,
સાગર સાકર - સ્વાદ;
કશો તાલ છે એવો, જેનો
પગલાંને ઉન્માદ ! -

❑

## કવિ પધાર્યા

નગર - ચોકમા ચાદા ચમક્યા, કવિ પધાર્યા !
શુષ્ક ડાળમા પલ્લવ પ્રગટ્યા, કવિ પધાર્યા !

દ્વારે જાગી તાળા ખોલ્યા, કવિ પધાર્યા !
રસ્તા ઊછળી ઊછળી બોલ્યા કવિ પધાર્યા !

હવા હેતથી મહેકી મહેકી, કવિ પધાર્યા !
કુજ - ગલી સૌ ગહેકી ગહેકી, કવિ પધાર્યા !

મનમા મોતી લોચન લમતા, કવિ પધાર્યા !
ઘરના દીવા આખે હસતા, કવિ પધાર્યા !

ગાઠયા ઝરણા જાય વછૂટ્યા, કવિ પધાર્યા !
વિહગ વિહગમા વૃક્ષો ટહુક્યા, કવિ પધાર્યા !

શબ્દે શબ્દે તણખા ઊઠ્યા, કવિ પધાર્યા !
જનગણહૈયે સપના ફૂટયા, કવિ પધાર્યા !

(કવિ શ્રી ઉમાશંકર જોશી નિમિત્તે રચાયેલુ )

## તારી સાચી સાખ આપ

તારી સાચી સાખ આપ બસ, સ્નેહ કરીને,
તારો સુરભિત શ્વાસ આપ આ પ્રાણ ભરીને
તુ જો દેશે પાખ,
હશે આકાશ બાથમા,
તુ જો દેખે આખ,
રૂપનુ રાજ હાથમા,
સગત આપ અજોડ આજ ઝકાર કરીને,
તારો રગ જમાવ, મને તવ સાજ કરીને
તુ જો દર્પણ થાય,
ઘણાયે વેશ કરુ હુ,
તુ જો કેડી થાય,
જૂજવા દેશ ફરુ હુ,
તારા-શુ મુજ ગાઠ રાખ દઢ કસી કરીને,
કર તુ મને પડાવ, સતત મહીં વાસ કરીને

□

## કેમ વેગળું રહે ?

તારાથી મન કેમ વેગળું રહે ?
નદી સમુંદર તરફ નહીં શું વહે ?

દૂર રહે શું નાવ નીરથી
અથવા પાંખ પવનથી ?
રાત રહેશે દૂર ચાંદથી,
પગલી શું વા પથથી ?
જેના મનમાં સૂર હોય તે
કેમ રાગ ના ચહે ? -
દીવીને પણ જ્યોત જોઇએ
મધમાખીને ફૂલ,
મારી ડાળેડાળ ચાહતી
તારું જે બુલબુલ !
મન જ્યારે આ પ્રીત-છલોછલ
કેમ ગીત ના કહે ? -

## તારો અંદર વાસ પછી...

તારો અંદર વાસ,
પછી હું એકલ ક્યાંથી ?
તારો સહજ ઉજાસ,
લેશ અંધારું ક્યાંથી ?
ઠંડી ઠંડી હવા મહીં
તડકીલી તારી સોડ !
હોય ઉનાળે છાંય લીમડે,
તારી ગોદ અજોડ !
નીર તરાવે નાવ, પછી ડૂબવાનું ક્યાંથી ?
દરિયો દે છે દાવ, પછી ડૂબવાનું ક્યાંથી ?
ચોગમથી ઘનઘોર હોય ત્યાં,
ઝળહળ તારી વીજ,
કેમ લાવશે નહીં પૂર્ણિમા
તારી નમણી બીજ ?
તારો લીલો સ્પર્શ, પછી ખરવાનું ક્યાંથી ?
તારું હોવું હર્ષ, હવે ડરવાનું ક્યાંથી ?

❑

## ભલે કિનારા અલગ

ભલ કિનારા અલગ, આપણે દરિયે એક ઊછળીએ,
ભલે ફૂલ બે અલગ, મ્હેકતા એક લહરમા લળીએ
એક મૂળ છે, એક ગગન છે,
એક બારી આ મનની,
ત્યાથી એવુ કૌતક હેર્યું,
વાત વીસર્યા તનની '
ભલે આપણા અલગ રાહ, પણ એક વિસામે વળીએ,
ભલે કોડિયા અલગ, આપણે શગે એક ઝળહળીએ
એક માટીની કથા આપણી,
એક શિખરની વાત,
તાણા-વાણા અલગ, આપણી
એક પોત પર ભાત
સૂર આપણા ભલે અલગ, પણ એક જ રાગે ઢળીએ,
દૂર આપણા ભલે દેહ, પણ હરદમ હૈયે હળીએ

## હોડી લઇને આવી ને...

હોડી લઈને આવી ને કાઠો લઈને જાય,
મોજુ લઈને આવી ને દરિયો લઈને જાય

પગલી લઈને આવી ને રસ્તો લઈને જાય,
તીર લઈને આવી ને લક્ષ્ય લઈને જાય

પાખો લઈને આવી ને વ્યોમ લઈને જાય,
ચાદરણુ લઈ આવી ને ચાદો લઈને જાય

ફૂલ લઈને આવી ને ફાગણ લઈને જાય
શબ્દ લઈને આવી ને ગાન લઈને જાય

પડછાયો લઈ આવી ને પડ લઈને જાય,
પ્રીત લઈને આવી ને પ્રાણ લઈને જાય

❏

## કશુંક એવું -

કશુંક એવું અકળ અકળ
જે કરે આંખને સજળ સજળ;
કશુંક એવું આખડડખળ
જે કરે ચિત્તને ચકળવકળ.
કાંઠા જેવા કાંઠા તૂટે,
સઘળા સેતુ સરે;
કોડ જેમના તરવાના તે,
નહીં તરાપા તરે;
કશાંક એવાં પ્રબળ વમળ,
જે કરે કમળને અ-બળ અ-દળ.
ડાળ પકડતાં ડાળ તૂટે ને
ફૂલ અડકતાં ફૂલ !
શ્વાસે ને વિશ્વાસે વણિયું
વસ્તર ધૂળને મૂલ !
કશુંક એવું અ-ફળ વિ-ફળ,
જે કરે મૂળને અવળસવળ.

## ખખડે

આજ ખોળિયે ખારો દરિયો ખખડે;
પીળે પીળે પાન પાનખર ખખડે.

પંખી ખાલી ખાલી તે આ વ્યોમે ખખડે;
ખાલી ખાલી ઇચ્છાઓ તે મનમાં ખખડે;
ખાલી ખાલી વાટે પગલાં ખખડે ! -

રેત મહીં તડકાનાં પતરાં ખખડે,
આજ ખડક પાણીમાં ઊંડે ખખડે;
આજ કિનારા મોજે તૂટતા ખખડે. -

આજ સેજમાં સોણાં ખખડે,
ચિત્ત સ્મરણના મણકે ખખડે,
પોલા પોલા પહાડ હાડમાં ખખડે -

## ને તોયે તરસ્યો !

હુ ઘટ થઈ કૂવે છલકુ તે તોયે તરસ્યો !
હુ મીઠા જળમા મલકુ ને તોયે તરસ્યો !

હુ ઝરણે ઝરણે ખેલુ ને તોયે તરસ્યો !
હુ નદીએ નદીએ સ્હેલુ ને તોયે તરસ્યો !

હુ વાદળ વાદળ વિલસુ ને તોયે તરસ્યો !
હુ ઝરમર ઝરમર વરસુ ને તોયે તરસ્યો !

હુ સરવર સરવર સરતો ને તોયે તરસ્યો !
હુ ધોધ ધોધમા ધસતો ને તોયે તરસ્યો !

હુ લોચન લોચન ઝમતો ને તોયે તરસ્યો !
હુ જમુનાને તટ રમતો ને તોયે તરસ્યો !

હુ રાધાને ઘટ રહેતો ને તોયે તરસ્યો !
ઘનશ્યામ પડમા બેઠો ને તોયે તરસ્યો !

## હવે તું પાછો વળ

ખાલી ખખડે કેમ ? હવે તુ પાછો વળ,
બસૂર બનતો કેમ ? મૌનમા પાછો ઢળ -

જળને વલોવવાની વાતો છોડી દે,
ગગનવિહોણા ખગનો નાતો તોડી દે,
મૃગજળની માયાના પોટા ફોડી દે,
માટીમા મન વાવ, દોડ, મૂળિયાને મળ,
પાખડીઓ ખેરાવ, આવવા દે ને ફળ ! -

કોઇ નથી લડનાર, જઇ ત્યા લડશે શુ ?
પાધર થયા પહાડ, હવે ક્યા ચડશે તુ ?
પાને પાન પીળાશ લઇને કરશે શુ ?
ગાઢ નિદને ઘેન, ચિત્તના શમવ વમળ,
કાબૂમા રહે કાળ, ચાલ તુ એવી ચલ -

┘

## એક માછલી

એક માછલી નથી માનતી,
જળમાં રહી સુકાતી;
એક વાદળી નથી માનતી,
વ્યોમ ચડી વસૂકાતી !

આટઆટલા બગલા વચ્ચે
કેમ જિવાશે જળમાં ?
મસમોટા જ્યાં મગરમચ્છ ત્યાં
કેમ ટકાશે તળમાં ?
એક માછલી સતત ખડકની
છાયા તળે ભીંસાતી !
- એક માછલી ૦

આટઆટલા વંટોળો ત્યાં
કેમ ઠરાય ગગનમાં ?
ક્યાંક ઝાંઝવે મળી જવાથી
સિદ્ધ થશે શું રણમાં ?
એક વાદળી વીજ - નજરથી
ભીતર સતત ઘવાતી !
- એક વાદળી ૦

## અંદર જ્યારે...

અંદર જ્યારે સડ્યાં મૂળિયાં,
કેમ આવશે પાન ?
ભીતર જ્યારે શ્વાસ રૂંધાતો
કેમ ગવાશે ગાન ?

દશે દિશાના પવન સામટા
વાદળ મળ્યાં વિખેરે;
ચાસ ચાસમાં કેમ બીજને
તરસી ધરા ઉછેરે ?
એક એક ટીપાની અહીંયાં
વસમી વરતે તાણ ! -

અકાળ નદીઓ જાય સુકાઇ,
ખારાં જલ તે ઊમટે;
એક રતૂમડી કૂંપળ રે ! ક્યાં
સપનામાંયે પ્રગટે ?
અસલી ટહુકો કોણ પકડશે ?
નથી કોઇને કાન ! -

## ત્યાં મારે શું ન્હાવું ?

ગગા તરસી, હુયે તરસ્યો !
　　　　　શુ પીઉ ? શુ પાઉ ?

શુભ્ર સ્વર્ગમા વસનારી જે
　　　　　આ ભૂતલ ક્યા આવી ?
ખારા દરિયે મળવા દોડી
　　　　　કેવી દશા બનાવી ?
આ ડૂબતી ગગા જે તારે,
　　　　　શકર ક્યાથી લાવુ ?

આ ગગામા નીર નથી, છે
　　　　　આસુ, રક્ત, પસીનો !
જલની કલ કલ ક્યા છે ? છે
　　　　　કણસાટ રેતનો ઝીણો !
ગગા મેલી ન્હાવા ચાહે !
　　　　　ત્યા મારે શુ ન્હાવુ ?

□

## મેળ નહીં મળશે ?

તુ તો જળની રેલ,
અને હુ રણની તરસ ઘખેલ,
　　　　　બોલ, શુ કરશે ?
તુ કલરવની કુજ,
અને અહીં નહીં વેણુને ગુજ,
　　　　　હોઠ શુ ધરશે ?
તુ તો ચઢતુ તેજ,
અહીં જે ભીતર ઊતર્યો ભેજ,
　　　　　ન તુ પરહરશે ?
મોતીની તુ મૂઠ,
છીપનો ખાલીપો હુ મૂક,
　　　　　ન શુ ઝળહળશે ?
હર્યુંભર્યું તુ હેત,
અહીં તો રોમે રોમે રેત,
　　　　　ન ટાઢક વળશે ?
તુ ફરફરતી લ્હેર,
અને અહીં બધ બારીનો કેર !
　　　　　મેળ નહીં મળશે ?

□

## હોય કરમમાં કાંટા એ તો...

હોય કરમમાં કાંટા એ તો હરતાં ફરતાં વાગે !
હોય કરમમાં આંટા તો રસ્તાય ભુલાવા લાગે !

માંડ હજુ તો પાણી જોયું,
માંડ હાથમાં પ્યાલો,
હોઠે માંડું તે પહેલાં તો
સર્યો, પડ્યો ને ઠાલો !
ઘટ તરડાતો જાય તરસથી,
તે પણ કૂપની આગે ! -

કંઈક દિવસની ભટકણ કેડે
એક છાપરી ભાળી;
હું પ્હોચું તે પહેલાં પ્હોંચી,
કોણે દીધી બાળી ?
છાજ વગર નોંધારાં નળિયાં
જે આવે તે ભાંગે ! -

લીલા પાને પીળાશ નીતરે,
જળમાં ઊભરે આગ;
જે આવે છે નિકટ, દાઝતું,
કરતું ભાગંભાગ !
અગન વિનાય ધધખતા મનખે
ભલું કોક તો જાગે !



## ક્યાં છે ?...

ક્યાક મૂળ છે, ક્યાક ફૂલ છે,
ક્યાક ડાળ છે, ક્યાક પાન છે,
ક્યાક ડાખળી, ક્યાક વળી થડ,
ક્યા છે, ક્યા છે ફળ ?

ક્યાક ભીંત છે, ક્યાક થાભલા,
ક્યાક બારીઓ, ક્યાક બારણા
ક્યાક મોભ છે, ક્યાક વળી છત
ક્યા છે, ક્યા છે ઘર ?

ક્યાક આરતી, ક્યાક થાળ છે,
ક્યાક દીપ ને ક્યાક માળ છે,
ક્યાક સાજ છે, ક્યાક સિહાસન,
ક્યા છે, દેવ પરમ?

## આંસુની આંખ અને...

આસુની આખ અને આસુના બોલ,
ઝળાઝળા થાય બધે આસુનો ઢોળ !

આસુના મોર કરે આસુના શોર,
સૌને જે ગાઠે તે આસુનો દોર !

આસુના શબ્દો ને આસુના અર્થ,
આસુનો ભાવબધ સૌમા સમર્થ

આસુના સૂરજ ને આસુના ચાદ,
આસુથી લીલાછમ અતરના પાદ

આસુના હાલ અને આસુના વ્હાલ !
આસુનો સોસરવો સૌમા છે ઢાળ !

□

## તમારો જ અધિકાર

કોઇ જો અહીં આવે તો ક્યાં આ ભીડેલ દ્વાર છે?
આકાશ છે આંગણામાં ને દિશાઓ સૌ દીવાલ છે!

આવો, બેસો ને મન-ચાહતું બધુંયે બસ, કરો;
મારું આમ અહીં હોવું એ તમારો જ ઉપકાર છે.

હું તો જન્મ્યો ત્યારથી જ જોઉં છું તમારી છાયા;
મારી ડેલીએ બેસો નિરાંતે, એ તમારો જ દરબાર છે.

આ ખુલ્લે હાથ જે જે આવે, બધું જ એ છે તમારું;
હું મુઠ્ઠી તો નહીં જ વાળું, એ સર્વનો ઇંતબાર છે.

આ ખુલ્લો છે મારો દેશ, ને ખુલ્લી છે મારી દુનિયા;
અહંમેધ મારો અવ માંડો; એ તમારો જ અધિકાર છે.

## તારું જ હું નગારું છું

તું બોલે છે ને જે, અદલ તે હું ઉતારું છું,
તારું જ કામ છે જે બધે, એ હું વિસ્તારું છું.

તેં જે જે તારી વાતો આ વીજળીમાં ચમકાવી,
એ જ સર્વને જો, આ ઝરણામાં હું ઝંકારું છું.

તું અહીં બોલે, પણે બોલે, ધીમે બોલે ને નયે બોલે;
એવી અનેક રીતે તને સાંભળવા હું ધારું છું.

તારી જ દીધી સંપદ છે, તારો જ પ્રસાદ છે;
હવે સૌને એ વહેંચીને કૈંક મને હું સુધારું છું.

તારું જ રાજ છે તો પછી રુઆબ તારો જ હો!
દાંડીય છે જો તારી તો તારું જ હું નગારું છું.

## એ તો પ્રપંચ છે !

આવે તો ઉઘાડ ને જાય તો દ્વાર બધ છે,
તારી જ બપી વાત છે, તારો જ છદ છે

લાગતુ કે તારી સાથે ફાવશે મને,
ચોતરફ બધુ જ બધુ મદ મદ છે

હુ તારી સાથે ગાઉ ને નાચુ‌ય તારી સાથ,
આપણી જુગલબધીનો કઇ ઓર રગ છે

ભુલાય તો ભૂલો બધીય જાળ ને જજાળ,
આપણા બેના મળ્યાથી આ પ્રસગ છે

તુ ચલાવે, ને ચલુ શતરજની રસમ,
કોનાથી કોણ જીતશે, એ તો પ્રપચ છે!

## આ વખત

ખેલતા તો ખેલી લીધુ એક વખત,
પરત બધુ કરવુ જ રહ્યુ આ વખત

પહાડ ચઢતા તો ચઢી ગયા એક વખત,
સૂરજ લઇને ઊતરવુ રહ્યુ આ વખત

માથુ મે કોઇને ખોળે મેલ્યુ એક વખત,
પાઘડીએ તે શોધવુ રહ્યુ આ વખત

શઢ ખોલ્યો ને પવન છોડ્યો ભલે એક વખત,
સોસરા પાર ઊતરવુ રહ્યુ આ વખત

વીંધ્યુ એ વન ને ચીંધ્યુ ગવન એક વખત,
સુગધ લઇને ફરફરવુ રહ્યુ આ વખત

તે એવો પાયો મસ્ત શરાબ એક વખત
સૌને મારે એ પાવો રહ્યો આ વખત

## સમજો તમે

આવવાનું હોય તો આવો તમે,
(આ) સ્નેહ છે, સોદો નહીં; સમજો તમે.

હું તમારી રાહમાં દીવો થયો!
કેટલું સળગ્યું હશે, સમજો તમે.

ક્યાં સુધી મારે તરસવાનું તીરે?
શું નદીનું લક્ષ્ય તે સમજો તમે.

કોઇ પણ દિશા નથી બાંધી અહીં,
દ્વાર છે ખુલ્લાં બધે, સમજો તમે.

હોય પીવું એકલાં, મહેફિલ ક્યાં?
કોણ હાજર હોય એ સમજો તમે.

બુંદની થઇ ના સમંદરને મળો,
કેટલો મોટો ગુનો સમજો તમે.

હું સતત જે જામને ઝંખ્યા કરું.
કેમ એ છલકાય તે સમજો તમે.

છે સમય કાતિલ ગમે તે થઇ શકે,
ડૂબતાનો હાથ છે, સમજો તમે.

□

## તું-હું

તું દીવાની જ્યોત અને ફૂદું હું;
તારા અજવાળે ફૂદું ફૂદું હું!

તું દરિયાની લ્હેર, તરાપો છું હું;
તારા મોજે મોજે મુક્ત તરું હું.

તું અષાઢી વીજ અને વાદળ હું;
તારી ધારેધાર સહજ વરસું હું.

તું તો કેડી રમ્ય, તહીં પગલું હું;
જેમ ચલાવે તેમ મસ્ત ચાલું હું.

તું તો મારી પણછ, તીર તારું હું;
તારી જેવી તાણ એમ વીંધું હું!

□

# પછી ક્યાં કશું રહ્યું ?...

આમ તો બધુ જ બરોબર !
વરસાદ આવે કે અકુર ફૂટે,
મૂળ ચોંટે,
થડ બધાય,
ડાળા પાખડા પ્રસરે,
કૂપળ નીકળે,
પાન આવે,
કળીઓપ લાગે થોકથોક',
કળીઓમાથી ફૂલ,
ને ફૂલમાથી પછી ફળ
- બધુ જ ક્રમબદ્ધ - નિયમબદ્ધ  સમયબદ્ધ - લયબદ્ધ !
એ ક્રમમા ગાબડુ પાડતુકને ધસી આવ્યુ એક પખી
નાજુક નમણુ, ચચલમધુર,
આકાશની મજરી સમુ,
ફરફરતુ ને કલરવતુ !
ડાળીએ બેસતા જ ચમકાવી એણે ચારુતા !
પાદડે પાદડે રોમાચ,
પાખડીએ પાખડીએ પ્રસન્નતા,
ડાળીઓ વચ્ચેના અવકાશમા
ગૂથાતા ગયા સોનેરી કસબે એના ટહુકા !
મૂળથી ફૂલ પર્યંતનુ બધુ જ એકાકાર
બધાતુ રહ્યુ એના માળામા
વૃક્ષનુ મન મઘમઘ હવે પખીના ટહુકામા
ને એટલામા તો એકાએક
પેલા પખીએ તો ઉડાણ  ભરી અતરીક્ષના ઊડાણે
આગળ ને આગળ
વૃક્ષ ઉતરડાતુ ગયુ પાછળ ને પાછળ
પખી તો ગયુ,
પણ વૃક્ષમાથે વૃક્ષ જેવુ પછી ક્યા કશુ રહ્યુ ?

□

## સુગંધ તો...

વેરાનમાં એકલા ઊભી
બળી જવું બહેતર;
પરંતુ ભીડમાં,
ભ્રાંતિની ભભકમાં ભળીને
ખોવાઈ જવું નામુમકીન !
મારી વેલનેય હજુ પાંગરવાનું છે,
ખીલવાનું છે
અને થોકેથોક ફૂલનાં સોણલાં સાકાર કરવા
ખૂલવાનુંય છે.
એને જોઈએ છે : રસાળ ધરતી,
મોકળું આકાશ
ને ભરપૂર હવા ને ઉજાશ.
પણ એને જે જોઈએ છે મનપસંદ
તે તો બધુંયે છે તારી હથેલીમાં !
તારી હથેલીના સ્પર્શે
જોજે મારી વેલ નો વૈભવ !
થોકેથોક ફૂલોમાં
એ તારા માટે જ ઉઘાડી દેશે
સુવાસિત આકાશ !
મને તારી મનપસંદ ધરતીમાં એકલા રહી
મૂંગાં મૂંગાં
તારા માટે ઝૂરવાનું ગમશે !
પરંતુ પરાઈ ધરતી પર
ભીડમાં ભીંસાતાં
તારાથી અજાણ થઈ
સચ્ચાઈને છેહ દેવાનું નહીં ગમે.
કેમકે સુગંધ તો સાચુકલાં ફૂલોમાં જ હોય છે.

## તોફાનની તાજગી

આ તોફાનમા જ ખબર પડી
વૃક્ષના મૂળિયા ધાર્યા કરતા ઘણા ઘણા મજબૂત છે
જાણુ છુ
કામગરા એમના હજાર હજાર હાથ તૂટી ગયા છે,
કેટલાય સપના ચકનાચૂર પાન સાથે અકાળ ખરી પડ્યા છે,
કેટલીયે ગતિઓ અવકાશમા વિસ્તરતા પૂર્વે જ વીંખાઈ ગઈ છે,
કળીઓ તો ફૂટી જ ન શકી,
ફળ પણ પછી ક્યાથી પ્રગટે ?!
પખીઓ નાસીપાસ !
જેની ઘટામા ચાદો સતાય તોયે ન જડે
ત્યા વૃક્ષમા ઝૂલતા કેવળ જર્જરતાના પ્રેત !
ખેર ! થવાનુ થયુ !
જ્યારે આવે તોફાન,
આવુ જ બધુ થતુ હોય છે
ને
તોફાન શમતા આવુ પણ થાય છે !
વાદળો ઘેરાય,
અધકાર મુસળે મુસળે ખડે માટીને,
માટીની લીલાશ હરિયાળીના હીરે હીરે ઝગમગ,
પકિલ તો અવારનવાર થઈ જાય પગ,
ને પક ધોઈ ધોઈ થાકીયે જાય હાથ,
પણ મન તો ત્યારે તગતગતી મોગરાની કળીઓ મત્ત,
મહેકાવી દે ચૈતનાના એકેએક સ્ત્રોતને
ને આમ તોફાનની તાજગી તરવરે પણે વૃક્ષમા
ને અહીં વૃક્ષમય મારા મનમા

❑

## આ તે કેવું સ્ટેશન ?

અરે ! આ તે કેવુ સ્ટેશન ?
ના કોઈ ચડે ગાડીમા !
ના કોઈ ઊતરે ગાડીમાથી !
આ સ્ટેશન આવતા તો આવી ગયો,
પણ હવે કરવાનુ શુ ?

❑

## અવાજ અવાજ અવાજ

અવાજ અવાજ અવાજ
આકાશ ગોરંભાય પ્લેઇનથી
દરિયા ઘૂઘવે આગબોટે
રસ્તા ભડભડ ખટારે
ઘર ગાજે ઘંટીએ
ઑફિસ ટકટક ટાઇપે
મંદિર ધમધમ નગારે
કૂવા ભખભખ પંપે
ખેતર ધખધખ ટ્રેક્ટરે
હૉલ હાકોટે માઇકે
મિલ ચીખે ચીમનીએ
અવાજ અવાજ અવાજ
માથામાં વિચારોનો,
હૃદયમાં વેદનાનો,
રગોમાં રોગનો,
ચિત્તમાં અવરોધનો.
અવાજ રસોડે ભૂખનો,
બેડરૂમમાં અજંપાનો !
અવાજ અવાજ અવાજ
ચામડી તળે ચિરાય કશુંક ચરરર...
કાળજામાં કપાય કશુંક કરરર....
કશુંક ભેદાય ભીંતમાં,
છેદાય કશુંક છતમાં,
પાયામાંથી ખરતું કશુંક ખર... ખર.... ખર...

હું વ્યગ્ર બની,
લાચારીથી જોઇ રહું છું
    પેલું ઉપનિષદ-પ્રસિદ્ધ વૃક્ષઃ
એ ખવાઇ ગયું છે મૂળમાં ને થડમાં,
    ડાળ-પાંખડાં ને પાનમાં,
એની ડાળ પર કોઇ અવાજ નથી;
    નથી સક્રિયતાનો,
    નથી નિષ્ક્રિયતાનો !
ક્યાં ગયાં હશે એ અવાજ કરનારાં બે પંખીઓ ?
    -જેમાંનું એક તો મારું જ હતું !

એ પખીઓ આ પ્રદૂષિત અવાજની કરવતે
વહેરાઇ તો નહીં ગયા હોયને અકાળે !
ચિંતા ને શકાનો,
ભીતિ ને ભાવિનો
સતત વટોળાય અવાજ મારામા !
મારા એકાન્તમાયે
જ્યારે હુ બોલુ છુ શાન્તિ શાન્તિ શાન્તિ !
મને સતત પડઘામા લાધે છે -
અશાન્તિ અશાન્તિ અશાન્તિ !
અવાજ અવાજ અવાજ

## એને દીવો ધરીને શું કરીશું ?

દીવો જ ઠારી દઇએ !
આખો જ મીંચી દઇએ !
જેના દર્શને આપણે આવ્યા,
ક્યા છે એ ?
આપણા અરીસામાયે આવવા
ક્યા છે કોઇ તૈયાર ?
સૂર્યગ્રહણની ઘટના બાદ
ઘુવડની દોસ્તી બરોબર સદી છે,
અધકાર જ એના માટે ઠીક છે,
એને નાપસદ છે આ આરતી - ફારતીના
-દીવા - ફીવાન તૂત !
હવે તો ફૂક મારી બુઝાવી દઇએ દીવો,
નાહકનો જે જલ્યા કરે છે,
એના માર્ગદર્શક થવાના ખ્યાલે !
ભલે પછી રહી જાય ધૂમ્રસેર,
ભલે ગૂગળાય શ્વાસ ને અદરનો અવકાશ,
ભલે ઠરી જવાનુ થાય બધ પેટીમા
જેને અહીં આવવુ નથી,
જરાયે ચાલવુ કે ચમકવુ નથી,
જને આપણા તરફ નજર કરવાની નવરાશ નથી,
સમજોને ક આખ નથી,
એન દીવો ધરીને શુ કરીશુ ?
◘

## શાના રણકારની જ વાર !

અંદરનો સૂર સાંભળવા એકાગ્ર હું
બંધ આંખે ધકેલું છું મને
મારી આંતર ગુહામાં ઊંડે ને ઊંડે…

આસપાસની દીવાલો કોલાહલને રોકે તો બસ;
શ્વાસ મારો નીરવ પગલે આવે જાય તો બસ;
લોહીમાં લેશ પણ લયભંગ ન થાય તો બસ.

આ એકાદશ ઇન્દ્રિયોની અશ્વગતિમાંથી
તારવી લેવા ચાહું છું મારો સા.
હમણાં જ આસપાસની આમ્રકુંજમાં
ફરી વળશે ટહુરવ….
અને આપણેય બંદા
ખુલ્લી કિતાબ જેમ જાત ખોલી
સાજ મેળવવાને તત્પર
બેઠા છીએ જાગતા અંદર બેઠક ઉપર…
શાના રણકારની જ વાર !…

□

## - એ જ સ્નેહ !

હાથ સામે હાથ નહીં;
હાથ સાથે હાથ,
હાથમાં જ હાથ : એ જ સ્નેહ !

આંખ સામે આંખ નહીં;
આંખ સાથે આંખ,
આંખમાં જ આંખ : એ જ સ્નેહ !

દેહ સામે દેહ નહીં;
દેહ સાથે દેહ,
દેહમાં જ દેહ : એ જ સ્નેહ !

સૂર સામે સૂર નહીં;
સૂર સાથે સૂર,
સૂરમાં જ સૂર : એ જ સ્નેહ !

મન સામે મન નહીં;
મન સાથે મન,
મનમાં જ મન : એ જ સ્નેહ !

તું સામે હું નહીં;
તું સાથે હું,
તું મહીં જ હું : એ જ સ્નેહ !

□

## અનુભૂતિ - એક પ્રણયી કવિની

શબ્દ પરથી સરકુ તારા ચ્હેરે !
કિરણ પરથી લસરુ તારા નેત્રે !
કેટકેટલા રંગોએ રસાય તારી નજર !
સ્વલ્પ ઝાય
એની જો ઝિલાય મારા શબ્દે,
તો તો
અવકાશના ઉઘાડે લહેરાતો,
પતંગિયા શો પેરાતો,
ૈ રુ તારા અતરની અગાશીએ
શબ્દોની ઝળહળતી સેરે !

કટકેટલી શ્રદ્ધાથી છેડુ છુ
ભીતરના મારા સ્વર્ણિમ તારને !
એનો રણકાર ગાઢ અધકારમા સ્પદતો,
અસીમ એકાન્તમા પડછદતો,
વાદળીઓમા વિસ્તરતો,
ને ચાદનીએ નીતરતો,
તારે પાલવ પલપલતો,
તારા પ્રાણે પમરતો,
તારી પ્રસન્નતાએ ઝરમરતો
મારા આ - પ્રતીક્ષાલયને
તારી સાન્નિધ્ય - સુધાએ
નહીં કરી દે તેજોમય ?
તારા ચ્હેરેથી સરકુ કોઇ શબ્દે
તારા નેત્રેથી લસરુ કોઇ કિરણે

u

## એ જ આવશે...

એનો ફોન !
એનો અવાજ !
આખો મારો વાસ
-મારો અસબાબ અદ્ધર પગે !

આગણાએ ખોલી દીધા દરવાજા !
ઉંબરાએ ઉઘાડી દીધાં દ્વાર
બારીયે ખુલ્લી ફટાક
ગોખે ગોખે આખ
શય્યાના આકાશમા
એકેય નહીં વાદળી

સ્વચ્છ રાત્રિ !
નરી છલોછલ ચાદની !!
ચાદ તો પાછો દૂર ન હોય
હોય આટલામા જ નજીકમા
મે ચિત્તને કહ્યુ ચકોર થા
પણ એણે તો
ઘરની ઊંચી અટારીએ ચડી
કરવા માડયુ છે કા કા
હવે ફોન નહીં,
એ જ આવશે,
એ જ !!!

❑

## હું જોઉં છું -

હું જોઉં છું :
માટીમાંયે ભારેની ચઢી શકે છે ભરતી !

દીવાની પાછળ પાછળ આંખો દોડી જાય છે બારીએ,
એનાં પગલાં પકડવા પહોંચી જાય છે કાન સીધા ફળિયે.
હાથ તો અધીરા એને બાથમાં લઈ છાતીમાં જ ઉતારી દેવા !
આ શાન્ત એકાન્તને વધુમાં વધુ અશાન્ત કરે છે
      સમયનાં ટપટપ ટપકતાં બિન્દુ !

બારસાખે ટેકો લઈને ઊભેલી મારી પ્રતીક્ષા
      વળીવળીને મને પૂછે છે :
      આ સસલા જેવો સમય
            કાચબાથીયે ધીમો કેમ ?

હું મારા ઘરને પૂરું સજાવું તે પહેલાં જ
મન જાણે નીકળી ગયું મારીયે આગળ

            આંગણાની પાર,
            ફળિયાનીયે બહાર !

હું તો અગરબત્તી - શો જડાઈને ખડો છું ઉંબરે !
ક્યારે મને પ્રજ્વલિત કરશે એના અધરનો તણખો ?

- ને સુવાસિત થશે મારો આ મનખો ?

❑

## તૂટવાનું ફાવશે

સૂરજ ને ચાંદા
ગ્રહ ને તારા
      સૌ નિસ્તેજ
      તારી આર્દ્ર મીઠી છાયા વિના
કોરું આસમાન તો જાણે ઝાંઝવાનો ચહેરો !
હું આંખ મીંચી
મારી અંદર

મીઠાશ વિનાનું તરસ્યુ પાણી !
તૃષાના તાપમા જોયા કરુ છુ
તરફડતી માછલીઓને
એમને કેમ કરીને ઉગારુ ?
તારા મીઠા જલથી ટેવાયેલી માછલીઓને
કેમ ટકાવુ અહીં ખારા જલમા ?
કા તો આવ તાબડતોબ
ને ન અવાય તો મોકલી દે એક જાળ,
જેમા માછલીઓ સાથે મનેય ખેચી લઈ
શમાવી દઉં તરફડાટ
તારા વિના તૂટવાનુ ફાવશે,
પણ તારાથી છૂટવાનુ તો નહીં જ ફાવે !

## ક્યારનોય એક કૂકડો જાગી ગયો છે...

ક્યારનોય એક કૂકડો જાગી ગયો છે
કૂર્યા કરે છે કૂકડેકૂક !
પણ શહેરની અધારઘેલી
ભુલભુલામણીભરી ગલીઓમા
રાત આખી
અજાણ્યા શ્વાનની જેમ
રખડી રઝળીને થાકી ગયેલો સૂરજ
કેમેય જાગતો નથી !
ગભરુ આખો
સતત કાનને પૂછયા કરે છે
ક્યારે થશે સવાર ?
કેમની થશે સવાર ?

## ત્રણ નિવૃત્તિ કાવ્યો

(૧)

આંખના થાકને અવગણી,
કાનના કંટાળાને અવગણી,
જિહ્વાની હાલતને અવહેલી,
આજ લગી જેનું એકધારું પારાયણ ચલાવ્યે રાખ્યું,
તેનું સમાપન કરવાની સોનેરી તક તો સાંપડી
આજે સાઠની પરિપક્વ સંધ્યાએ...
મેં રાહતનો દમ લઈ
જ્યાં બંધ કરી મારી આ વારસાગત પોથી;
ત્યાં જ તેમાંથી મારી કુલકથાના અક્ષરો
ભમરા થઈ ઊડવા લાગ્યા હવામાં...
હું જોતો જ રહી ગયો -
જર્જર કોરાં પાનવાળી મારી પોથીને - ને મને !
કોરા થયાનો ક્લેશ તો હવે લેશ પણ નથી,
બલકે છે ઉત્કટ જિજ્ઞાસા
ને બળકટ હોંશ -
નવેસર હવે શું મંડાય છે
મારી આ પોથીનાં જર્જર - કોરાં પાને
-તે જોવા - જાણવાની

(૨)

શરીરને સંકોર્યું,
ભાંખોડિયાભેર ઘસડયું,
ડગમગ ચલાવ્યું,
દડબડ દોડાવ્યું,
ને એમ કેટકેટલી ઘાંટીઓ વટાવી,
દવ લાગેલ ડુંગરિયાની ટોચે પણ પહોંચાડ્યું...
ત્યારે અદમ્ય હાંફ હતી છાતીમાં,
રેબઝેબ હતી હસ્તી !
ને ત્યારેય
ન દેખેલું દેખી લીધાનો ઉજાશ
ઝળહળતો હતો નેત્રોમાં,

ન સાંભળેલું સાંભળ્યાનો ઉલ્લાસ
    ઊછળતો હતો રગરગમાં
સાઠ સાઠ વર્ષ જેનું જતન કર્યું,
આંસુ-પસીનો-લોહી કરી એક
    જેનું સિંચન કર્યું,
તે વૃક્ષ
આ દવ લાગેલ ડુંગરિયાની ટોચે
        અણનમ ખડું છે હજુયે
ને એની પુષ્પપલ્લવિત શાખાઓ લંબાવીને
        નિમંત્રે છે મને
એનું અમરફળ ચાખી લેવા

(૩)

સાઠ વર્ષના બિસ્તરનો વીંટો વાળી,
માળિયામાં ઊંડે ધકેલી દઈ
ખુલ્લા દિલે,
ખુલ્લા પગે,
ઘરના પગથિયાં એક પછી એક ઊતરી,
    નીકળી પડ્યો સરિયામ રસ્તે
    સીટી વગાડતો વગાડતો !
અને ત્યારે જ ભાન થયું
    નિવૃત્તિનેય કેવી અફલાતૂન હોય છે પાંખો
    ને કેવું આકર્ષક હોય છે આકાશ !

❏

## બે મિનારા

ધરતીના આ બે હાથ,
આસમાન તરફ ઊંચા થઈ,

બુલંદીથી ગુજારે છે અરજ,
ખુદાને,
અંતરના ઝરૂખે પધારવા

❏

ચન્દ્રકાંત શેઠ
૮/બી, પૂર્ણેશ્વર ફ્લૅટ્સ
ગુલબાઈ ટેકરા ઉપર
અમદાવાદ-૩૮૦ ૦૧૫

# અશરફ ડબાવાલા

છે તારી અંદર માણસ છે તું ઢાંકપિછોડો રે'વાદે.
એ અજવાળું નહિ ફાનસ છે તું ઢાંકપિછોડો રે'વાદે.

તું સોપો છાતી સરસો ચાંપી રાખ હૃદયની સોંસરવો;
એ ધબકારાનો વારસ છે તું ઢાંકપિછોડો રે'વાદે.

આ પથરાળા રસ્તાની ઠેસે આપ્યો જયજયકાર તને;
પણ તારું સપનું આરસ છે તું ઢાંકપિછોડો રે'વાદે.

મનથી મન એક થયાનો ઉત્સવ ઊજવી લે મનની ખાતર;
સૌને પોતાનું માનસ છે તું ઢાંકપિછોડો રે'વાદે.

તું એક ઠરેલી જામગરી પર ગઝલ લખે ને ગામ રડે;
ને તારે ગજવે બાક્સ છે તું ઢાંકપિછોડો રે'વાદે.

□

સરવૈયાની ઐસીતૈસી સરવાળાની ઐસીતૈસી
જીવ લગોલગ જીવી લીધુ ધબકારાની ઐસીતૈસી

ઈશ્વર કે કંઈ સ્વર્ગ સમુ ના હોય મરણની બાદ ભલે,
બસ સ્વયવર જીતી લીધો વરમાળાની ઐસીતૈસી

ભાવ મહીં ભીંજાઈ ચાલો ડૂબીએ ભીના સપનામા,
હોડી લૈને ભવસાગરને તરનારાની ઐસીતૈસી

ઊંડે મનમા ઊતરી તારુ રૂપ નીરખશુ બધ આખે
પગદડીઓ રસ્તાઓ ને અજવાળાની ઐસીતૈસી

ગમા કાટો લૈને છેલ્લા શ્વાસ સુધી ચાલીશુ જોજો,
એ જો મારી વાટ જુએ તો લવકારાની ઐસીતૈસી

❑

હામ જેવી હામને સાકળથી ઝાલી રાખ મા
હોડ કે હોડીને તુ અટકળથી ઝાલી રાખ મા

આખની ભીનાશમાથી મેલ છુટ્ટુ હેતને,
જીવ નખશિખ જીવને ઝાકળથી ઝાલી રાખ મા

શબ્દના આ પીંજરેથી નીકળીને ઊડ તુ,
આભને તુ શાહી કે કાગળથી ઝાલી રાખ મા

તુ જ છો વરસાદ, ચોમાસુ જ તારુ નામ છે,
જાતના મલ્હારને વાદળથી ઝાલી રાખ મા

કોઈ પળને ધારણાની વાતથી ના બાધ તુ,
આજ અથવા કાલને આગળથી ઝાલી રાખ મા

❑

મૂળથી ઊંચે વિકસવા આ જનમ લીધો હતો.
પાંદડાંની જેમ ખરવા આ જનમ લીધો હતો.

તેં મને પૂર્યો સમયમાં અંત ને આરંભ દૈ;
મેં ક્ષણોને પાર કરવા આ જનમ લીધો હતો.

તું મને એક ઝાંઝવું સમજે કે સમજે વાદળું;
આંગણે તારે વરસવા આ જનમ લીધો હતો,

મોરપીછું થૈને માથે શોભવું કોને હતું?
વાંસળી થૈને વગડવા આ જનમ લીધો હતો.

આમ ના બાંધો મને કાગળના કોરા કાળજે;
અક્ષરો થૈને ઊઘડવા આ જનમ લીધો હતો.

તું મને ના શોધજે ભીનાશના ઇતિહાસમાં;
ઓસમાં છાનાં પલળવા આ જનમ લીધો હતો.

આખી દુનિયાને હરાવી એ હવે પસ્તાય છે;
જેણે ખુદના મનથી લડવા આ જનમ લીધો હતો.

ભેદ ના પામી શક્યો અંધાર કે અજવાસનો;
સાંજનું ટાણું સમજવા આ જનમ લીધો હતો.

તું ભલેને મોક્ષ પાછળ ફર હવે જન્મોજનમ;
મેં તને રસ્તે જ મળવા આ જનમ લીધો હતો.

□

જળથી ગંગાજળ બન્યાં તે યાદ છે
આપણે સાથે રડ્યાં તે યાદ છે

ટેરવે સપના મઢ્યાં તે યાદ છે
આપને કાગળ લખ્યા તે યાદ છે

સાંજની ક્યાં છે ગતાગમ એમને
એમને સૂરજ ઢળ્યા તે યાદ છે

હું રિસાઈને ગઝલથી જ્યાં ગયો
કાફિયા સામે મળ્યા તે યાદ છે

ઓથ મેં લીધી પછી શણગારની
દર્પણો પાછળ પડ્યાં તે યાદ છે

એક ડમરી થૈ ક્ષિતિજ પર વિસ્તરી
કાફલા પાછા વળ્યા તે યાદ છે

ભીડમાં અશરફજી ખોવાયા હતા
આંગણામાંથી જડ્યા તે યાદ છે

□

મારી બધી યે નૌકા સાગરને તરી ગઈ.
કાંઠે ઊભેલી વસતી મારાથી ડરી ગઈ.

મૂર્છિત થયેલા અવસરો પણ આંખ ખોલશે;
આંગણાને એક એવી જડીબુટ્ટી મળી ગઈ.

આખોય દરિયો ફીણમાં પલટાવી નાખવા;
સાબુની ગોટી એકલી મેદાને પડી ગઈ.

પાછળ પડ્યા'તા છંદના મૂર્ધન્યો એટલે;
લયની ટણક આ ટોળી ઝાંઝરને ટપી ગઈ.

મેં તો ગઝલની જેવું કંઈ પણ લખ્યું નથી;
આ તો ઉદાસી મારી તોફાને ચડી ગઈ.

❑

જો આપ તો શબ્દોમાં મને કોઈ છટા દે.
નહિતર તું મને મૌનમાં મોકાની જગા દે.

તું દ્વાર ઉઘાડીશ તો ભરમ પણ નહીં રહે;
સાંકળ કે ટકોરા કે પ્રતીક્ષાની મજા દે.

જો તું કહે તો મેઘધનુષ પણ હું થઈ શકું;
એક વાર મને ગમતો જરા રંગ થવા દે.

નાદાન અમે માગતા આકાશ ભલેને;
ચરણોને રઝળવા ને ભટકવા તું ધરા દે.

તારાથી ઘણે દૂર હું મારામાં ગયો છું;
પાછો હું વળી જાઉં મને એવી સદા દે.

❑

ઘરમા મૃગજળ શોધી લે તુ
મનની ફરતે દોડી લે તુ

પીડ પરાઈ તો જાણે છે,
તારા દુ:ખને જોખી લે તુ

છાનીમાની વાળી'તી જે,
ગાઠ હવે એ છોડી લે તુ

તારાઓ રે'વા દે હમણા,
બોર પહેલા તોડી લે તુ

હાથ પડ્યા હેઠા તો શુ છે?
બે હાથોને જોડી લે તુ

કાળો નહીં તો કકુ જેવો,
એક કામળો ઓઢી લે તુ

❑

કાટા અદર સુવાસ! રહેવા દે
સ્વપ્નનો આ લિબાસ રહેવા દે

કોઈ ક્યાયે નથી છુપાયેલુ,
ખાલીખાલી તપાસ રહેવા દે

રસ્તે રસ્તા સમેટી લે મનમા,
ધીમે પગલે વિકાસ રહેવા દે

પડવા દે ખોરડેથી ચાદરણુ
ઘરમા થોડો ઉજાસ રહેવા દે

તારા મનના વિજયની ખાતર તુ,
મારા ઘડનો રકાસ રહેવા દે

શબ્દો પાછળ થયો છો લોલુપ તુ,
લોહીમા આ વિલાસ રહેવા દે

તારી શ્રદ્ધા લઈને બેઠો છુ,
થોડા હોશોહવાસ રહેવા દે

❑

તું જો ના સમજે કિરણમાં મસ્ત થાવાની મજા.
કેમ સમજાવું તને હું અસ્ત થાવાની મજા?

શેર થૈને શું મળ્યું મારા વિચારોને જુઓ;
કાફિયા, છંદો ને લયમાં જપ્ત થાવાની મજા.

આપ શું જાણો જખમના ઢાળ કે ઢોળાવને!
આપને ક્યાં સાંપડી છે રક્ત થાવાની મજા!

શું કલમમાં છે અમારો બાદશાહી ઠાઠ જો;
ભાવનાનો દબદબો લૈ તખ્ત થાવાની મજા.

બંધ આંખે નેજવામાં ઝાંકતાં રે'વું સતત;
તુંય લૈ જો એક દી આ ભક્ત થાવાની મજા.



રજૂ મેં ના કરી તેથી પછી ખાનાખરાબીને.
જમાનો જોશમાં ગાતો હતો મારી કહાનીને.

તમે ભટકેલ માણસની કથાને સાંભળી સમજો;
ન પૂછો એક પણ પ્રશ્ન કદી હાજરજવાબીને.

નજીવાં રોજનાં કંઈ દુઃખ મને ખેંચી ગયાં તેથી;
તજી દીધી તમારી યાદની જાહોજલાલીને.

અમે કઠપૂતળી જેમ જ સમયના હાથમાં નાચ્યા;
અમે સમજયા ક્ષણોને લય અને ઝાંઝર ગુલામીને.

તને અખબારમાં વાંચે અજાણ્યા દેશના લોકો;
અમે શોધી રહ્યા જો ઘર તરફ કોઈ ટપાલીને



કોઈ તોરણ થૈને તૂટયા રે! મારામા કાકરી ખૂચે છે
કોઈ દર્પણ પાછળ ફૂટયા રે! મારામા કાકરી ખૂચે છે

મારી પાટીમા સૂરજ ઊગ્યા ને આખે નકરુ અધારુ
કોણે એકડા એવા ઘૂટયા રે! મારામા કાકરી ખૂચે છે

મે તો હાથોની ભીડ્ય પપાળી છેવટ ઢબૂરી શમણામા,
એણે શમણે ફૂલો ચૂટયા રે! મારામા કાકરી ખૂચે છે

હુ મૂળને દોરો સમજીને એમા મોતી પ્રોવુ મનનુ ત્યા,
કોઈ ડાળી જેવુ ઝૂકયા રે! મારામા કાકરી ખૂચે છે

ઘર પરદેશે જૈ પૂગ્યુ છે ઉબર ને શેરીઓ સાથે લૈ,
મારા ફળિયે અજળ ખૂટયા રે! મારામા કાકરી ખૂચે છે

□

તોફાની આ સમયને રમાડીને જોઈ લે
એક એક ક્ષણને ઊંચકી ઉછાળીને જોઈ લે

એ શક્ય છે કે માણસ પણ જીવતો નીકળે,
તુ તારી લાગણીને હલાવીને જોઈ લે

એકાદ ડૂસકુ તારુ તો હળવુય થઈ શકે,
પિંજરને ખોલી પક્ષી ઉડાડીને જોઈ લે

શમણા ને જાગરણમા પછી ભેદ કઈ નથી,
સૂતેલી એક ઈચ્છા જગાડીને જોઈ લે

આ મારા લોહીમા તો બસ નામ છે તારુ,
તુ ન્હોર હવે તારા ભરાવીને જોઈ લે

□

હે રામ ! મારા વળગણની વાત કેમ કરવી ?

ઝાડવાંની જેવું કાંઈક શમણે આવ્યું ને
        વેલ થઈને વીંટાણી છે પાંપણો;
માયા ને મનની વચાળ છે હરખ
        એને સેતુ ગણો કે ગણો તાંતણો;
જળની વાતુંને તો કાંઠોય હોય
        નદી નેજવાંની કેમ કરી તરવી ?
                હે રામ !....

કૂંપળની જેમ રોજ ફૂટયા કરું ને
        થાય અંદર ઊગ્યો છે એક વડલો;
હું તો વેરાતી જાઉં એક ચપટીની જેમ
        અને ભેગી કરું તો થાઉં ઢગલો;

મારી હથેળીમાં સુક્કી છે વાવ
        એને ખોબે ખોબેથી કેમ ભરવી ?
                હે રામ !...



કયા કવિના રામજીએ દોરી અમથી લીટી.
કલકલ કલકલ પંખી થૈ ગૈ ઘરની સઘળી ખીંટી.

કયા કવિને ઘેર પધાર્યા અક્ષરજી મહારાજ
રોમરોમ છે મંજીરા ને આંગળીઓ પખવાજ

શબ્દોને કંકુથી પોંખી બેસાડો બાજોઠે
કાગળિયાની અંદર ઝળહળ દીવા બત્રીશ કોઠે

શાહી મળસ્કું થૈને ફૂટી ખડિયાના આકાશે
જીવ પલળતો અંદર અંદર શમણાની હળવાશે

લયની ડોલી લૈને મનજી હળવે હાલ્યા જાય
પગલે પગલે અજવાળું થૈ ઈશ્વરજી ફેલાય



## ❑ T V INTERVIEW ના પ્રશ્નો

* ખરેલા પાનને

-તમને ડાળ પરથી ખરતી વખતે શી અનૂભૂતિ થઈ ?
ઝાડ પરના તમારા વસવાટ દરમિયાન કોઈ નોંધપાત્ર અનુભવો જણાવશો ?
નવા ફૂટતા પર્ણને તમારો શુ સદેશ છે ?

* સરકસના સિહને

જગલ અને સરકસમા તમને શુ સામ્ય લાગ્યુ ?
-તાળીઓ સાભળીને તમે શુ અનુભવો છો ?
-તમે રીંગમાસ્ટરને તેના બાળકો સાથે રમતા જોયો છે ?

* જન્મથી અધ બાળકને

-તમે ક્યારેય આકાશને સપનામા જોયુ છે ?
તમને ક્યારેય જોઈ શકનારાઓ પર દયાભાવ ઊપજ્યો છે ?
તમને પહલી વાર ક્યારે ખબર પડી કે તમે જન્મ્યા છો ?



❑ MERCY KILLING

હવે
કદાચ
એવું પણ બને કે
ભૂખથી ટળવળતા
કોઈ બાળકને
ઊંઘ ન આવતી હોય
ત્યારે
ઈશ્વર પ્રકટ થઈને
તેના માથા પર
હાથ રાખી કહે
"જા હું તને
વરદાન આપું છું કે
તને
ભૂખ્યા પેટે પણ
ઊંઘ આવી જશે
અને તારે
પાછું ઊઠવુંય નહીં પડે"

અશરફ ડબાવાલા
1468, Sandburg Drive
Schaumburg IL 60173
U.S.A.

## Octavio Paz * Eliot Weinberger

# PIEDRA DE SOL

# SUNSTONE

## 1957

La trezieme revient c'est encore la premiere,
et c'est toujours la seule- ou c'est le seul moment,
car es tu reine, o toi, la premiere ou derniere?
es tu roi, toi le seul ou le dernier amant?
*Gerard de Nerval (Arthemis),*

# SUNSTONE

a crystal willow, a poplar of water,
a tall fountain the wind arches over,
a tree deep-rooted yet dancing still,
a course of a river that turns, moves on,
doubles back, and comes full circle,
forever arriving:
the calm course
of the stars or an unhurried spring,
water with eyes closed welling over
with oracles all night long,
a single presence in a surge of waves,
wave after wave till it covers all,
a reign of green that knows no decline,
like the flash of wings unfolding in the sky,

a path through the wilderness of days to come,
and the gloomy splendor of misery like a bird
whose song can turn a forest to stone,
and the imminent joys on branches that vanish,
the hours of light pecked away by the birds,
and the omens that slip past the hand,

a sudden presence like a burst of song,
like the wind singing in a burning building,
a glance that holds the world and all
its seas and mountains dangling in the air,
body of light filtered through an agate,
thighs of light, belly of light, the bays,
the solar rock, cloud-colored body,
color of a brisk and leaping day,
the hour sparkles and has a body,
the world is visible through your body,
transparent through your transparency,

I travel my way through galleries of sound,
I flow among echoing presences,
I cross transparencies as though I were blind,
a reflection erases me, I'm born in another,
oh forest of pillars that are enchanted,
through arches of light I travel into
the corridors of a diaphanous fall,

I travel your body, like the world,
your belly is a plaza full of sun,
your breasts two churches where blood
performs its own, parallel rites,
my glances cover your like ivy,
you are a city the sea assaults,
a stretch of ramparts, split by the light
in two halves the color of peaches,
a domain of salt, rocks and birds,
under the rule of oblivious noon,

dressed in the color of my desires,
you go your way naked as my thoughts,
I travel your eyes, like the sea,
tigers drink their dreams in those eyes,
the hummingbird burns in those flames,
I travel your forehead, like the moon,
like the cloud that passes through your thoughts,
I travel your belly, like your dreams,

your skirt of corn ripples and sings,
your skirt of crystal, your skirt of water,
your lips, your hair, your glances rain
all through the night, and all day long
you open my chest with your fingers of water,
you close my eyes with your mouth of water,
you rain on my bones, a tree of liquid
sending roots of water into my chest,

I travel your length, like a river,
*I travel your body, like a forest,*
like a mountain path that ends at a cliff
I travel along the edge of your thoughts,
and my shadow falls from your white forehead,
my shadow shatters, and I gather the pieces
and go with no body, groping my way,

the endless corridors of memory, the doors
that open into an empty room
where all the summers have come to rot,
jewels of thirst burn at its depths,
the face that vanishes upon recall,
the hand that crumbles at my touch,
the hair spun by a mob of spiders
over the smiles of years ago,

setting out from my forehead, I serach,
I search without finding, search through a moment,
a face of storm and lightning- flashes
racing through the trees of night,
a face of rain in a darkened garden,
relentless water that flows by my side,

I search without finding, I write alone,
there's no one here, and the day falls,
the year falls, I fall with the moment,
I fall to the depths, invisible path
over mirrors repeating my shattered image,
I walk through the days, the trampled moments,
I walk through all the thoughts of my shadow,
I walk through my shadow in search of a moment,

I search for an instant alive as a bird,
for the sun of five in the afternoon
tempered by walls of porous stone:
the hour ripened its cluster of grapes,
and bursting, girls spilled out from the fruit,
scattering in the cobblestone patios of the school,
one was tall as autumn and walked
through the arcades enveloped in light,
and space encircled, dressed her in a skin
even more golden and more transparent,

tiger the color of light, brown deer
on the outskirts of night, girl glimpsed
learing over green balconies of rain,
adolescent incalculable face,
I've forgotten your name, Melusina,

Laura, Isabel, Persephone, Mary,
your face is all the faces and none,
you are all the hours and none,
you're a tree and a cloud, all the birds
and a single star, the edge of the sword
and the executioner's bowl of blood,
the ivy that creeps, envelops, uproots
the soul, and severs it from itself,

writing of fire on a piece of jade,
crack in the stone, queen of snakes,
column of mist, spring in the rock,
lunar circus aerie of eagles,
anise seed, thorn tiny and mortal,
thorn that brings immortal pain,
shepherdess of valleys under the sea
gatekeeper of the valley of the dead,
liana that drops from the cliffs of vertigo,
tangling vine, poisonous plant,
resurrection flower, grape of life,
lady of the flute and the lightning-flash,
terrace of jasmine, salt in the wound,
branch of roses for the man shot down,
snow in August, gallows' moon,
writing of the sea on basalt rock,
writing of the wind on desert sand,
the sun's last will, pomegranate, wheat,

face of flames, face devoured,
adolescent face plagued by phantom years

and circular days that open out
on the same patio, the same wall,
the moment is aflame, and all the faces
that appear in the flames are a single face,
all of the names are a single name,
all of the faces a single face,
all of the centuries a single moment,
and through all the centuries of the centuries
a pair of eyes blocks the way to the future,

there's nothing in front of me, only a moment,
salvaged from a dream tonight of coupled
images dreamed, a moment chiseled

from the dream, torn from the nothing
of this night, lifted by hand, letter
by letter, while time, outside, gallops
away, and pounding at the doors of my soul
is the world with its bloodthirsty schedules,

only a moment while the cities, names,
flavors and everything that is alive
all crumble inside my blind skull,
while the sorrows of night press on my thoughts,
weigh down my spine, and my blood runs
a little slower, my teeth wobble,
my eyes cloud over, and the days
and years heap their empty horrors,

while time folds its fan shut
and behind its images there's nothing,
the moment plunges into itself
and floats surrounded by death,
threatened by night's lugubrious yawn,
threatened by death that is masked and alive,
the moment plunges into itself,
into itself like a closing fist,
like a fruit that ripens toward its center

and drinks from itself, spilling over,
the moment, translucent, seals itself off
and ripens inward, sends out roots,
grows within me, taking me over,
its feverish leafing drives me out,
my thoughts are nothing more than its birds,
its mercury runs through my veins, tree
of the mind, fruit that tastes of time,

oh life to live, life already lived,
time that comes back in a swell of sea,
time that recedes without turning its head,
the past is not past, it is still passing by,
flowing silently into the next vanishing moment:

in an afternoon of stone and saltpeter,
armed with invisible razors you write
in red illegible script on my skin,
and the wounds dress me like a suit of flames,

I burn without end, I search for water,
in your eyes there's no water, they're made of stone,
*and your breasts, your belly, your hips are stone,*
your mouth tastes of dust,
your mouth tastes,
like poisoned time, your body tastes
like a well that's been sealed, passage of mirrors
where anxious eyes repeat, passage
that always leads back to where it began,
you take me, a blind man, led by the hand,
through relentless galleries toward the center
of the circle, and you rise like splendor
hardened into an axe, like light that flays,
engrossing as a gallows is to the doomed,
flexible as whips and thin as a weapon
that's twin to the moon, your sharpened words
dig out my chest, depopulate me

and leave me empty, one by one
you extract my memories, I've forgotten my name,
my friends grunt in a wallow with the pigs
or rot in ravines eaten by the sun,

there is nothing inside me but a large wound,
a hollow place where no one goes,
a windowless present, a thought that returns
and repeats itself, reflects itself,
and loses itself in its own transparency,
a mind transfixed by an eye that watches
it watching itself till it drowns itself
in clarity

I saw your horrid scales,
Melusina, shining green in the dawn,
you slept twisting between the sheets,
you woke shrieking like a bird,
and you fell and fell, till white and broken,
nothing remained of you but your scream,
and I find myself at the end of time
with bad eyes and a cough, rummaging through
the old photos

there's no one, you're no one,
a heap of ashes and a worn out broom,

a rusted knife and a feather duster,
a pelt that hangs from a pack of bones,
a withered branch, a black hole,
and there at the bottom the eyes of a girl
drowned a thousand years ago,

glances buried deep in a well,
glances that have watched us since the beginning,
the girl's glance of the aged mother
who sees her grown son a young father,
the mother's glance of the lonely girl
who sees her father a young son,
glances that watch us from the depths
of life, and are the traps of death
- or what if that fall into those eyes
were the way back to true life?
to fall, to go back, to dream myself,
to be dreamed by other eyes that will come,
another life, other clouds,
to die yet another death!
-this night is enough, this moment that never
stops opening out, revealing to me
where I was, who I was, what your name is,
what my name is:
was it I making plans
for the summer- and for all the summers-
on Christopher Street, ten years ago,
with Phyllis, who had two dimples in her cheeks
where sparrows came to drink the light?
on the Reforma did Carmen say to me,
"the air's so crisp here, it's always October,"
or was she speaking to another I've forgotten,
or did I invent it and no one said it?
in Oaxaca was I walking through a night
black-green and enormous as a tree,
talking to myself like the crazy wind,
and reaching my room- always a room-
was it true the mirrors didn't know me?
did we watch the dawn from the Hotel Vernet
dancing with the chestnut trees-
did you say "it's late," combing your hair,
did I watch the stains on the wall and say nothing?
did the two of us climb the tower together,
did we watch evening fall on the reef?

did we eat grapes in Bidart? in Perote
did we buy gardenias?
names, places,
streets and streets, faces, plazas,
streets, a park, stations, single
rooms, stains on the wall, someone
combing her hair, someone dressing,
someone singing at my side, rooms,
places, streets, names, rooms,

Madrid, 1937,
in the Plaza del Angel the women were sewing
and singing along with their children,
then the sirens' wail, and the screaming,
houses brought to their knees in the dust,
towers cracked, facades spat out
and the hurricane drone of the engines
the two took off their clothes and made love
to protect our share of all that's eternal,
to defend our ration of paradise and time,
to touch our roots, to rescue ourselves,
to rescue the inheritance stolen from us
by the thieves of life centuries ago,
the two took off their clothes and kissed
because two bodies, naked and entwined,
leap over time, they are invulnerable,
nothing can touch them, they return to the source,
there is no you, no I, no tomorrow,
no yesterday, no names, the truth of two
in a single body, a single soul,
oh total being
rooms adrift
in the foundering cities, rooms and streets,
names like wounds, the room with windows
looking out on other rooms
with the same discolored wallpaper,
where a man in shirtsleeves reads the news
or a woman irons, the sunlit room
whose only guest is the branches of a peach,
and the other room, where it's always raining
outside on the patio and the three boys
who have rusted green, rooms that are ships
that rock in a gulf of light, rooms

that are submarines: where silence dissolves
into green waves, and all that we touch
phosphoresces; and the tombs of luxury,
with their portraits nibbled, their rugs unraveling;
and the traps, the cells, the enchanted grottoes,
the birdcages and the numbered rooms,
all are transformed, all take flight,
every molding is a cloud, every door
leads to the sea, the country, the open
air, every table is set for a banquet;
impenetrable as conches, time lays siege
to them in vain, there is no more time,
there are no walls: space, space,
open your hand, gather these riches,
pluck the fruit, eat of life,
stretch out under the tree and drink!

all is transformed, all is sacred,
every room is the center of the world,
it's still the first night, and the first day,
the world is born when two people kiss,
a drop of light from transparent juices,
the room cracks half-open like a fruit
or explodes in silence like a star,
and the laws chewed away by the rats,
the iron bars of the banks and jails,
the paper bars, the barbed wire,
the rubber stamps, the pricks and goads,
the droaning one-note sermon on war,
the mellifluous scorpion in a cap and gown,
the top-hatted tiger, chairman of the board
of the Red Cross and the Vegetarian Society,
the schoolmaster donkey, the crocodile cast
in the role of savior, father of the people,
the Boss, the shark, the architect of the future,
the uniformed pig, the favorite son
of the Church who washes his blackened dentures
in holy water and takes classes in civics
and conversational English, the invisible walls,
the rotten masks that divide one man
from another, one man from himself,
they crumble
for one enormous moment and we glimpse

the unity that we lost, the desolation
of being man, and all its glories,
sharing bread and sun and death,
the forgotten astonishment of being alive,

to love is to battle if two kiss
the world changes, desires take flesh,

thoughts take flesh, wings sprout
on the backs of the slave, the world is real
and tangible, wine is wine, bread
regains its savor, water is water,
to love is to battle, to open doors,
to cease to be a ghost with a number
forever in chains, forever condemned
by a faceless master,
the world changes
if two look at each other and see,
to love is to undress our names,
"let me be your whore" said Heloise,
but he chose to submit to the law
and made her his wife, and they rewarded him
with castration,
better the crime,
the suicides of lovers, the incest committed
by brother and sister like two mirrors
in love with their likeness, better to eat
the poisoned bread, adultery on a bed
of ashes, ferocious love, the poisonous
vines of delirium, the sodomite who wears
a gob of spit for a rose in his lapel,
better to be stoned in the plaza than to turn
the mill that squeezes out the juice of life,
that turns eternity into empty hours,
minutes into prisons, and time into
copper coins and abstract shit,

better chastity, the invisible flower
that rocks atop the stalks of silence,
the difficult diamond of the holy saints
that filters desires, satiates time,
the marriage of quietude and motion,
solitude sings within its corolla,

every hour is a petal of crystal,
the world strips off its masks,
and at its heart, a transparent shimmer
that we call God, nameless being
who studies himself in the void, faceless
being emerged from himself, sun
of suns, plenitude of presences and names;
I follow my raving, rooms, streets,
I grope my way through corridors of time,
I climb and descend its stairs, I touch
its walls and do not move, I go back
to where I began, I search for your face,
I walk through the streets of myself
under an ageless sun, and by my side
you walk like a tree, you walk like a river,
and talk to me like the course of a river,
you grow like wheat between my hands,
you throb like a squirrel between my hands,
you fly like a thousand birds, and your laugh
is like the spray of the sea, your head
is a star between my hands, the world
grows green again when you smile,
eating an orange,

the world changes
if two, dizzy and entwined, fall
on the grass: the sky comes down, trees
rise, space becomes nothing but light
ans silence, open space for the eagle
of the eye, the white tribe of clouds
goes by, and the body weighs anchor,
the soul sets sail, and we lose
our names and float adrift in the blue
and green, total time where nothing
happens but its own, easy crossing,
nothing happens, you're quiet, you blink,
(silence: just now an angel crossed,
huge as the life of a hundred suns),
is nothing happening, only a blink?
- and the banquet, the exile, the first crime,
the jawbone of the ass, the opaque thud

and the startled glance of the dead falling
on an ash strewn plain, Agamemnon's
*great bellow, the screams of Cassandra,*
over and over, louder than the sea,
Socrates in chains (the sun rises,
to die is to wake "Crito, a cock
for Aesculapius, I am cured of life"),
the jackal discoursing in the ruins of Nineveh,
the shade that appeared to Brutus on the eve
of the battle, Moctezuma insomniac
on his bed of thorns, the ride in the carriage
toward death the interminable ride,
counted minute by minute by Robespierre,
his broken jaw between his hands,
Churruca on his cask like a scarlet throne,
the numbered steps of Lincoln as he left
for the theater, Trotsky's death-rattle
and his howl like a boar, Madero's gaze
that no one returned why are they killing me?
and the curses, the sighs, the silence
of the criminal, the saint, the poor devil,
graveyards of anecdotes and phrases scratched up
by rhetorical dogs, and the shouts of victory,

the raving the dark sound we make
when dying and that pulsebeat of life
as it s born, and the sound of bones being crushed
in the fray and the foaming mouth of the prophet
and his scream and the scream of the hangman
and the scream of the victim
eyes are flames,
what they see is flames, the ear a flame
and sounds a flame, lips are coals,
the tongue is a poker, touch and the touched,
thought and the thought of, he who thinks
is flame, all is burning, the universe

is flame, the nothing is burning, the nothing
that is only a thought in flames, and nothing
in the end but smoke there is no victim,
there is no hangman
and the cry on Friday
afternoon?, and the silence covered in signs,

the silence that speaks without ever speaking,
does it say nothing? are cries nothing?
does nothing happen as time passes by?

-nothing happens, only a blink
of the sun, nothing, barely a motion,
there is no redemption, time can never
turn back, the dead are forever
fixed in death and cannot die
another death, they are untouchable,
frozen in a gesture, and from their solitude,
from their death, they watch us,
helpless, without ever watching,
their death is now a statue of their life,
an eternal being eternally nothing,
every minute is eternally nothing,
a ghostly king rules over your heartbeat
and your final epression, a hard mask
is formed over your changing face:
the monument that we are to a life,
unlived and alien, barely ours,.

-when was life ever truly ours?
when are we ever what we are?
we are ill-reputed, nothing more
than vertigo and emptiness, a frown in the mirror,
horror and vomit, life is never
truly ours, it always belongs to others,
life is no one's, we all are life-
bread of the sun for the others,
the others that we all are-
when I am I am another, my acts
are more mine when they are the acts
of others, in order to be I must be another,

leave myself, search for myself
in the others, the others that don't exist
if I don't exist, the others that give me
total existence, I am not,
there is no I, we are always us,
life is other, always there,
further off, beyond you and
beyond me, always on the horizon,

life which unlives us and makes us strangers,
that invents our face and wears it away,
hunger for being, oh death, our bread,

Mary, Persephone, Heloise, show me
your face that I may see at last
my true face, that of another,
my face forever the face of us all,
face of the tree and the baker of bread,
face of the driver and the cloud and the sailor,
face of the sun and face of the stream,
face of Peter and Paul, face
of this crowd of hermits, wake me up,
I've already been born
life and death
make a pact within you, lady of night
tower of clarity, queen of dawn,
lunar virgin, mother of mother sea,
body of the world, house of death,
I've been falling endlessly since my birth,
I fall in myself without touching bottom,
gather me in your eyes, collect
my scattered dust and reconcile my ashes,
bind these unjointed bones, blow over
my being, bury me deep in your earth,
and let your silence bring peace to thought
that rages against itself
open
your hand, lady of seeds that are days,
the day is immortal, it rises and grows,
it has just been born, its birth never ends,
each day is a birth, each dawn is a birth

and I am dawning, we all are dawning,
the sun dawns with the face of the sun,
John dawns with John's face,
the face of John that is everyone's face,

door of being, dawn and wake me,
allow me to see the face of this day,
allow me to see the face of this night,
all communicates, all is transformed,
arch of blood, bridge of the pulse,

take me to the other side of this night,
where I am you, we are us,
the kingdom where pronouns are intertwined,

door of being: open your being
and wake, learn to be, form
your face, develop your features, have
a face I can see to see my face,
to see life until its death, a face
of the sea, bread, rocks and a fountain,
source where all our faces dissolve
in the nameless face, the faceless being,
the unspeakable presence of presences...

I want to go on, to go further, and cannot:
as each moment was dropping into another
I dreamt the dreams of dreamless stones,
and there at the end of the years like stones,
I heard my blood, singing in its prison,
and the sea sang with a murmur of light,
one by one the walls gave way,
all of the doors were broken down,
and the sun came bursting through my forehead,
it tore apart my closed lids,
cut loose my being from its wrappers,
and pulled me out of myself to wake me
from this animal sleep and its centuries of stone,
and the sun's magic of mirrors revived
a crystal willow, a poplar of water,
a tall fountain the wind arches over,

a tree deep-rooted yet dancing still,
a course of a river that turns, moves on,
doubles back and comes full circle,
forever arriving:



કવિતા : ઉન્મત્ત અને ઉન્નત વાણી
તંત્રી : સુરેશ દલાલ
વર્ષ : ૩૨, અંક : ૧, ઑક્ટોબર-૧૯૯૮
સળંગ અંક : ૧૯૬
મુખપૃષ્ઠ સજાવટ : દિનેશ દલાલ



# કવિતા



(સ્થળસંકોચને કારણે તંત્રી કવિપરિચય મૂકી શક્યા નથી ☐

કવિતા, ઑગસ્ટ, ૧૯૯૮ના અંકમા છાપભૂલ બદલ ક્ષમા પૃષ્ઠ ૨૩ પરની તસ્વીર ન્હાનાલાલ અને પૃષ્ઠ ૨૪ પરની તસ્વીર દયારામની છે ) 509884

**ખાસ સૂચના : કોઈ પણ કાવ્ય એક વખત બીજે ક્યાય છપાયેલુ હોય તે ફરીથી મોકલવુ નહી**
***અપ્રગટ કાવ્ય જ મોકલવુ પ્રસિદ્ધ થતા લેખોના અભિપ્રાયની જવાબદારી લેખકની છે***
સૂચના : વરસમા છ અંકો દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે
કૃતિ ગમે તેટલી નાની હોય તોપણ પોસ્ટકાર્ડ, ઇનલૅન્ડ લેટર કે નાની ચબરખીઓ પર ન લખતા [illegible] વિશે [illegible] જરૂરી [illegible] મિત્રોને
વિનતી કે પુરસ્કારમા વિલબ થવા અગેનો પત્રવ્યવહાર એકાઉન્ટ્સ વિભાગ સાથે કરવો

**લવાજમ : દેશમા ૯૦/- રૂપિયા, પરદેશમા સીમેલ રૂ ૧૭૦/-, ઍરમેલ રૂ ૨૭૦/-, આ અંકના રૂપિયા ૩૦/-**
બહારગામનુ લવાજમ 'SAURASHTRA TRUST'ના નામથી મની ઑર્ડર/ ડ્રાફ્ટ મોકલવા વિનતી
પત્રવ્યવહારનુ સરનામુ : સર્ક્યુલેશન મૅનેજર, જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ, કોટ, પોસ્ટ બૉક્સ ન ૬૨, મુબઈ ૧ T P 2870831, FAX NO 022 2874097
મુદ્રક અને પ્રકાશક : સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી ધીરુભાઈ દેસાઇ, જન્મભૂમિ કાર્યાલય, જન્મભૂમિ માર્ગ, કોટ, મુબઈ ૧
મુદ્રણ સ્થળ : મે પ્રીન્ટેજ પ્રા લિ સન મિલ કમ્પાઉન્ડ, સન મિલ રોડ, લોઅર પરેલ, મુબઈ ૪૦૦ ૦૧૩